## અનુક્રમણિકા.

# ઉપોદ્ઘાત

તે ગાવા ઈચ્છા થઈ છે; વિદ્યા, વાણી આપ્ય.
મોટા કવિજન આગળ થયા, આઇ, તે તારો પ્રતાપ
વ્યાસ મુનિ પરાશર સરખા, પ્રહલાદ, વિભીષણ સાર,
નૃસિંહ મહેતો, વિપ્ર વિષ્ણુદાસ; કોઈ ન પામ્યા પાર.

**પ્રેમાનંદ (લક્ષ્મણાહરણ)**

## ઉપક્રમ

આ આખ્યાન ત્રણ પ્રાચીન કવિઓએ લખેલું હોવા છતાં હજી સુધી પ્રકટ થયું નથી, તે જરા નવાઇ જેવું છે. તેનો વિષય પણ મનોરંજક છે અને પ્રજાના ધાર્મિક જીવન સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે, છતાં પણ તે પ્રકટ કરવાનું કોઇને કેમ સુઝયું નહિ હોય ? કદાચ અર્વાચીન કવિ રેવાશંકરનું આખ્યાન પ્રકટ થઈ જવાથી પ્રાચીન કવિઓનાં આખ્યાન પ્રકટ કરવાનું કોઈને યોગ્ય નહિ લાગ્યું હોય.

આખ્યાન વાંચવાનો આરંભ કરતા પહેલાં તે કેવી પ્રતો ઉપરથી સંશોધિત થયું છે, તેનો વિષય શો છે, કાવ્ય તરીકે તેનામાં કેવા ગુણ છે તથા તેના રચનાર કવિનું જીવન કેવું હતું તે જાણવાની જરૂર છે. એથી અહિં હું મુખ્ય રીતે આટલી બાબતો વિષે લખીશઃ- (૧) હાથ પ્રતો, (૨) કથા ભાગ, (૩) કાવ્યચર્ચા અને (૪) કવિ જીવન.

### (૧) હાથ પ્રતો.

આ આખ્યાનના સંશોધનમાં ૭ પ્રતોનો ઉપયોગ કર્યો છે; ત્રણ ભાલણના આખ્યાનની, ત્રણ શિવદાસની અને એક વિષ્ણુદાસની. ભાલણની ત્રણ પ્રતોમાં क અને ग ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની અને ख ગુજરાતી પ્રેસની છે. એ ત્રણની પુષ્પિકાઓ નીચે પ્રમાણે છે;—

क—ईतीश्री જાલંધરનું આક્ષાંન સમાપ્ત ॥ કડવાં ૨૩॥ શ્રી સંવત ૧૭૩૮ વર્ષે દ્વિતીયે ચૈત્ર વદિ ૯ વાર શુક્રે ॥ ગ્રંથ સંપૂરણ ॥

ख.—ઈતી પદ્મપુરાણે જાલંધરનું આક્ષાંન સંપૂર્ણ ॥ સંવત ॥ ૧૮૫૬ ના અષાડ પ્રમે સુકલ પક્ષે તિથૌ ॥ ૧ બુધ વાસરે લ૦ ભટ કામેશ્વર જાગેશ્વરેણુ લિખિતં ॥ શુભં ભવતુ ॥ શ્રી કલ્યાણમસ્તુ ॥

ग—ઈતીશ્રી આક્ષાંન જાલંધરનું સંપૂરણ લખત સેવકના૦ ખેમજી સંવત ૧૭૨૬ વરખે જેઠ વદ ૧૨ રાન કૃષ્ણપક્ષે રણીયમધ્યે વાસ્તયં શ્રી.

આમાં ग પ્રત સર્વથી જૂની છે. છતાં પણ પહેલી બે કરતાં ઓછી ઉપયોગી છે, કેમકે તે બહુ અશુદ્ધ તથા દુર્વાચ્ય છે. क પ્રત ઉત્તમ છે અને તેના ઉપર મુખ્ય આધાર રાખ્યો છે.

શિવદાસની ત્રણ પ્રતોમાંથી પણ क અને ग સોસાઇટીની છે અને ख પ્રત રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદારની છે, પરન્તુ તે અપૂર્ણ છે. તેમાં ૧૩ કડવાં પૂરાં છે અને ૧૪ ની માત્ર ૭ કડીઓ છે, તેથી તે ક્યારે લખાઇ હશે તે જાણી શકવાનું સાધન નથી. વળી તે અધુરી હોવાથી તેમાં પુષ્પિકા ન હોય એ સ્પષ્ટ છે; તેથી क અને ग ની પુષ્પિકાઓ આપું છું.

क. ઈતીશ્રી જાલંધરનું આક્ષાંન સંપુરણ ॥ શ્રી ॥ ૭ ॥ સંવત ૧૭૭૪ ભાદરવા સુદ ૧૪ ગુરવારે સંપૂરણ લખી છે ચોપડી ॥ ભાવસાર કાન્હા નારણસુત હરીભાઇએ લખાવી છે આત્મ પઠનાર્થ ॥ શ્રી ॥ અધારૂ દાદા સુત ભવાનીશંકરે લખી છે ॥ યથા પ્રત્ય પ્રમાંણુ લખી છે શુભં ભવતુ ॥

ग. ઇતી જાલંધરનું આક્ષાંન સાંપૂરણ સમાપતાં પઠનારથં નાગર ગન્યાતી વડનગરા ॥ મહીતા શ્રી તાપીદાસ અમદાવાદ નવાસે શ્રી ઉમાપુરી શુભસ્થાને ઉત્તમકુલે લેઉઆ ગન્યાતે ભાએત વાસ્તાવ્યાં લખીતં ભગવંતદાસ લખીતાં ॥ ઇતીશ્રી જાલંધર ॥ નરકાસુરની ઉત્પપત આક્ષાંન સમાપતે ॥ શ્રી રસ્તુ ॥ કલ્યાણ મસ્તુ શુભાં ભવતુ ॥ યા દ્રષ્ટવા પુસ્તકાં દ્રષ્ટવા તાદ્રસ્યાં લખીતં મયા યદી શુધાં મશુધાં વા મામ દોષો ન દીયતે ॥ શ્રીરસ્તુ કલ્યાણુ મસ્તુ સાંવત ૧૭૩૧ વરખે અશ્વાન માસે વદિ ૧૧ દીને સોમ વાંસરે લખ્યારદીન મધે લખુછિ દીન ૧૦ સુપુણ લખછિ ॥

આમાં પણ क પ્રત ત્રણેમાં વધારે શુદ્ધ છે અને લહીઆના હાથની લખેલી લાગે છે, જ્યારે ग પ્રત ઘણી અશુધ્ધ છે અને ગરબડીઆ અક્ષરે લખેલી છે. ख સાધારણ રીતે સારી છે. મુખ્ય આધાર क પ્રત ઉપર રાખ્યો છે.

ફાર્બસ સભામાં પણ ચારેક પ્રતો છે, પણ તે મુંબઈ બહાર મળતી નહિ હોવાથી, તેનો ઉપયોગ થઇ શકયો નથી.

વિષ્ણુદાસના આખ્યાનની એકજ પ્રત મળેલી છે અને તે પણ ત્રુટિત છે. તે સોસાઇટીના સંગ્રહની છે. તેના અક્ષરો સાધારણ રીતે સારા છે, જો કે બહુ શુદ્ધ તો નથી જ. તે ૧૨૩ પાનાં સુધીની છે અને છેવટનો ભાગ જોતાં પાછળનાં બે ત્રણ પાનાં જ ગએલાં જણાય છે. વળી વચમાંથી પણ ૧૧૩, ૧૧૫, ૧૧૭, ૧૧૮, ૧૧૯ અને ૧૨૦ એ પાનાં ગુમ થયાં છે. છેલ્લું પાનું જવાથી તેની પુષ્પિકા નષ્ટ થતાં તે કઇ સાલમાં ઉતારેલી હશે તે જાણી શકાતું નથી, પરન્તુ સોસાઇટીનાં હસ્તલિખિત પુસ્તકોની જે યાદી છપાઇ છે, તેમાં એ સાલ સં. ૧૯૨૧ આપેલી છે, એ ઉપરથી એમ સમજાય છે કે કોઇની મૂળ પ્રત ઉપરથી સોસાઇટીએ એ પ્રત એ વર્ષમાં ઉતરાવી હશે.

આ પ્રત ઉપરથી આશ્ચર્ય જેવું તો એ જણાય છે કે હયાત પાનાંમાં કોઈ સ્થળે વિષ્ણુદાસનું નામ નથી. માત્ર એના ઉપર ચોઢેલી કાપલીમાં એ નામ છે; એ ઉપરથી આપણે કવિનું નામ જાણી શકીએ છીએ. પરન્તુ એક બીજી વાત વિચારવા જેવી છે. તેના ૨૯ મા કડવાની બે પંક્તિઓ નીચે પ્રમાણે છે:—

> થઇ તાપસરૂપ નિર્મળ બેઠા શ્રી ગોવિંદ;
> ખગપતિ ચેલો કર્યો પૂરણ **પ્રેમાનંદ.**

છેલ્લા શબ્દ ઉપરથી આ કાવ્ય કદાચ પ્રેમાનંદનું રચેલું હોય એમ કોઈને શંકા થવાનો સંભવ છે. પરન્તુ હું તેમ માનતો નથી.

તેનાં કારણો આ પ્રમાણે છેઃ—(૧) પ્રેમાનંદ અને અન્ય કવિઓ કડવાની અંતે પોતાનાં નામ લખે છે, પણ આમાં વચમાં છે. (૨) આ કાવ્ય પ્રેમાનંદનું રચેલું હોત તો તે બહુ પ્રસિદ્ધ થયું હોત અને તેની ઘણી પ્રતો મળી આવત, પણ હાલમાં તો બીજી પ્રત મળતી નથી. (૩) આ આખ્યાનમાં હાસ્યરસ જમાવવા જેવા ઘણા પ્રસંગો છે, પણ કવિએ એ રસ જમાવ્યો નથી. જો રચનાર પ્રેમાનંદ હોત તો એ રસની છોળો ઉડાડ્યા વિના રહેત નહિ. (૪) ખંભાતના રેવાશંકરનું જાલંધર આખ્યાન આ આખ્યાનને ઘણી રીતે મળતું છે. એથી પણ આ આખ્યાન ખંભાતના વિષ્ણુદાસનું હોવાનો વિશેષ સંભવ છે. (૫) આમાં પ્રેમાનંદ શ્રી ગોવિંદના વિશેષણ રૂપે છે એમ હું ધારું છું. આ શબ્દનો આવો ઉપયોગ પ્રેમાનંદ પહેલાંના ગુજરાતી સાહિત્યમાં થયો છે. એનાં થોડાંક દૃષ્ટાંતો આપું છુંઃ—

અ. સં. ૧૭૦૪ માં રચાએલા રત્નદાસના હરિશ્ચંદ્ર આખ્યાનમાં

માન મૂકી ધરૂં ઇચ્છા કહેવા ગુણ હરિશ્ચંદ.
સત્યવાદી સત્ય જાણે ભક્ત પ્રેમાનંદ ( ક. ૧, ક. ૧૮. )

આમાં પ્રેમાનંદ ભક્તનું વિશેષણ છે. દિ. બ. કેશવલાલભાઈએ આ કાવ્ય સં. ૧૭૭૪માં રચાયાનું જણાવ્યું છે. પણ તે યુક્તિસંગત નથી. (જુઓ તે કાવ્યનું અવલોકન, પ્રસ્થાન, ફાગણ સં. ૧૯૮૭ અને મારૂં ચર્ચાપત્ર પ્રસ્થાન, વૈશાખ સં. ૧૯૮૭)

ब સં. ૧૭૧૬માં રચાએલા કવિ કુંવરના ઉત્તર રામાયણમાં–

બ્રહ્મા કહે અમ લોક પાવન કીજીએ, શ્રી અવિનાશ.
ઈન્દ્ર અનુચર થૈ દ્વારે, પ્રેમાનંદ પ્રકાશ. ( ક. ૫૬, ક. ૨૭. )

क અખાના કુટકળ અંગના છપ્પામાં—

પ્રેમાનંદી જ્યાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય.
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી જાણે, જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે.

આ કાવ્યોના સંપાદક દિ. બ. નર્મદાશંકરભાઇ આ શબ્દો પ્રેમાનન્દના શિષ્યમંડળ ઉપર કટાક્ષ રૂપે છે એમ કલ્પના રજૂ કરે છે

અને તેનો સમય સં. ૧૭૧૫ માં મૂકે છે, પણ પ્રેમાનંદે વીસ બાવીસ વર્ષની ઉમ્મરમાં એવું શિષ્યમંડળ સ્થાપ્યું હોય અને તે એટલું બધું પ્રસિદ્ધ થયું હોય કે જેના તરફ અખા જેવો પાકટ કવિ કટાક્ષ કરવા પ્રેરાય એ સંભવિત નથી.

ઉપયોગમાં લીધેલી બધી પ્રતો વિક્રમના અઢારમા શતકમાં અને તે પછીના કાળમાં ઉતારેલી છે. તેથી તેમાં કવિના સમયની મૂળ ભાષા જળવાએલી નથી. સં. ૧૭૨૬ અને ૧૭૩૨ ની પ્રતોમાં મૂળ ભાષાના કેટલાક અવશેષો જોવામાં આવે છે, પણ તે એટલી બધી અશુદ્ધ છે કે તેમને આદર્શ રૂપે રાખી સુવાચ્ય પ્રત તૈયાર કરવાનું કામ અશક્ય છે. તેથી આ પ્રતમાં અઢારમા શતકના જેવી ભાષા જોવામાં આવશે. અલબત્ત એ સમય પહેલાંના પણ કેટલાક વાક્ય પ્રયોગો દષ્ટિગોચર તો થશેજ, પરન્તુ પ્રાચીન જોડણી અને શબ્દોના રૂપાંતરો ક્વચિત જ નજરે પડશે.

પ્રસ્તુત પ્રત તૈયાર કરવામાં મુખ્ય અને અગત્યના પાઠભેદો જ પાદટિપ્પણમાં નોંધવામાં આવ્યા છે. લહીઆના હસ્તદોષ અને અજ્ઞાનથી સંસ્કૃત શબ્દોની જોડણી વગેરેની ભૂલો તો પ્રથક્ વાચના દર્શાવ્યા વિના એમને એમજ સુધારી લીધી છે. ક્ષેપકમાં જ્યાં બે ત્રણ કડીઓ આપવાની હતી, ત્યાં ટિપ્પણમાં આપી દીધી છે, પણ તે કરતાં વધારે વિસ્તૃત ભાગ છેવટે પરિશિષ્ટમાં આપ્યો છે. કોઈ સ્થળે બધી જ પ્રતોના પાઠ યોગ્ય લાગ્યા નથી, ત્યાં કલ્પિત પાઠ સૂચવવાની પણ ધૃષ્ટતા કરી છે, પણ એવાં સ્થળ જુજ જ માલુમ પડશે. અલબત્ત ત્યાં મૂળ પ્રતોના પાઠ તો નોંધ્યા જ છે, જેથી કોઈને કલ્પિત પાઠ યોગ્ય ન લાગે તો, અને ત્યાં મૂળ પ્રતનો પાઠ મુકવાનું તે યોગ્ય ધારે, તો તેમ કરી શકે. વિષ્ણુદાસના આખ્યાનની એક જ પ્રત મળેલી હોવાથી, ત્યાં તો કલ્પિત પાઠ મૂક્યા વિના છૂટકો જ નહોતો.

## ( ૨ ) કથા ભાગ.

આ આખ્યાનનું મૂળ પદ્મપુરાણ માં છે અને ત્રણે કવિઓએ પોતપોતાનાં આખ્યાનોમાં તેનો નિર્દેશ પણ કર્યો છે. કથાનું વસ્તુ આ પ્રમાણે છે:—

એક સમયે ઇન્દ્રને પોતાના બળનું અજીર્ણ થવાથી તેણે શંકર પાસે જઇ તેમને રીઝવ્યા અને પોતાની સાથે લઢી શકે તેવા યોદ્ધાની યાચના કરી. શંકરે તેવો યોદ્ધો ઉત્પન્ન કર્યો અને તે સમુદ્રમાં જઇને રહ્યો. સમુદ્રે તેને પોતાનો પુત્ર સમજી પોતાના અંતરમાંથી એક બેટ કાઢી આપ્યો અને ત્યાં જાલંધર નગર વસાવીને રહ્યો. કેટલાક સમય પછી ત્યાં રાહુ આવે છે અને તેને કહે છે કે તારા બાપને મંથન કરીને દેવો ચૌદ રત્ન લેઇ ગયા છે, તે તું પાછા મેળવ. આથી તે ઇન્દ્રની સાથે યુદ્ધ કરવા જાય છે અને બધા દેવોને હરાવીને નસાડી મુકે છે. એટલે દેવો બ્રહ્મા અને શંકરની પાસે જાય છે અને તેમની સહાયથી ફરી લઢવાને તૈયાર થાય છે. આ આ તરફ નારદ જાલંધર પાસે આવીને પાર્વતીના રૂપનાં વખાણ કરે છે અને તેને મેળવવા શંકરની સાથે યુદ્ધ કરવા પ્રેરે છે. આથી શંકર અને દેવોની સાથે જાલંધરને યુદ્ધ થાય છે, પણ જાલંધરને હરાવી શકાતો નથી. જાલંધર યુદ્ધ દરમ્યાન શંકરનું રૂપ લેઈને પાર્વતીને છળવા જાય છે, પણ તેમાં ફાવતો નથી. વિષ્ણુને એ વાતની ખબર પડતાં અને જાલંધરની સ્ત્રી વૃન્દાના પાતિવ્રતનો ભંગ કર્યા સિવાય તેનો પરાભવ થવો અશક્ય છે એમ પણ જાણતા હોવાથી, તેને છળવાને માટે એક તાપસનું રૂપ ધારણ કરીને વનમાં રહે છે. જાલંધરની સ્ત્રી પતિની શોધમાં નીકળતાં તે વનમાં આવી ચઢે છે. ત્યાં તે તાપસના ચમત્કારો જોઇને તેને મહાપુરૂષ ધારી લે છે. તાપસ તેને કહે છે કે તારો પતિ યુદ્ધમાં મરાયો છે અને તેની ખાત્રી માટે તેનું શબ ત્યાં મંગાવે છે. વૃન્દા તેને સજીવન કરવા તાપસને વીનવે છે, તે ઉપરથી પોતે જાલંધરનું રૂપ ધારણ કરીને

તેનું શીલ ભ્રષ્ટ કરે છે. વૃન્દાને એ કપટની ખબર પડતાં તે વિષ્ણુને શાપ આપે છે કે તું પત્થર થજે અને વિષ્ણુ તેને સામો શાપ આપે છે કે તું વૃક્ષ થજે. વિષ્ણુ પત્થર થયા તે શાલગ્રામ અને વૃન્દા વૃક્ષ થઇ તે તુલસી. વિષ્ણુને તુલસીપત્ર ધરાવાય છે અને વૈષ્ણવો તેના કાષ્ઠની માળા પહેરે છે.

આ કથા વેદ, મહાભારત કે રામાયણમાં નથી અને પદ્મપુરાણની ગણના પાછળનાં પુરાણોમાં થાય છે, તેથી એમ શંકા થવાનો સંભવ છે કે એનું મૂળ પરદેશની કોઇ પૌરાણિક આખ્યાયિકામાં હશે, પરન્તુ એવી કોઇ આખ્યાયિકા જાણવામાં નથી. વળી શાલગ્રામ અને તુલસીનું મહાત્મ્ય આર્યજીવનમાં એટલું તો આતપ્રોત થઈ ગયું છે કે એનું મૂળ પરદેશમાં હોય એ માનતાં ઘણો વિચાર કરવો પડે. બાકી એટલું ખરૂં છે કે તુલસી અને શાલગ્રામનું મહાત્મ્ય અન્ય દેશોમાં પણ જોવામાં આવે છે.

તુલસી સંબંધી ઇટલીમાં એમ મનાતું કે સ્ત્રીની જમવાની થાળીની નીચે તેનો નાનો છોડ મુકયો હોય તો તેમાંથી તે કંઇ પણ ખાઈ શકે નહિ.

Take a little greene Basill and when men bring the dishes to the table, put it underneath them, yet the woman perceive it not, for men saye that she will eate of none of that which is in the dish whereunder the Basill lieth.

—Secrets of Alexis Piedmont, translated by W. Ward, 1563 A. D. (quoted in "The Tale of the Tulsi Plant" by C. A. Kincaid. p. 2).

ગ્રીસમાં ઇસ્ટર્ન ચર્ચ નામના સંપ્રદાયમાં તુલસીના છોડની પૂજા થતી. સેંટ બેઝિલની જયન્તીના દિવસે સ્ત્રીઓ છોડના ગરછ.

દેવળમાં ધરાવવા લેઈ જતી અને તેની પ્રસાદી લાવીને નવું વર્ષ ભાગ્યશાળી નીવડે એ આશાથી ઘરમાં વેરતી, કોઈ પણ જાતનો વ્યાધિ ન થાય તે હેતુથી કુટુંબમાં ખાવામાં તે ગુચ્છ આવતો અને કપડાંને ઉંદરો કે ઉધાઈ ન બગાડે એ કારણથી તેનો થોડોક ભાગ કબાટમાં પણ મુકવામાં આવતો—

The herb, which they say grew on Christ's grave, is almost worshipped in the Eastern Church. On st. Basil's day women take sprigs of this plant to be blessed in Church. On removing home, they cast more on the floor of the house to secure luck for the ensuing year. They eat a little with their household, and no sickness, they maintain, will attack them for a year. Another bit they put in the cupboard and firmly believe that their embroideris and silken raiment will be free from the visitation of rats, mice and moths for the same period.

—The Cyclades by P. Bent (quoted in the same book).

શાલગ્રામ-શિલાખંડ-પુજા પણ સર્વ દેશોમાં જોવામાં આવે છે, એ નીચેના ઉતારાથી સ્પષ્ટ થશેઃ—

"આફ્રિકાની મનુષ્ય વિદ્યાના એક અધ્યાપક લખે છે કે— Smooth stones apparently picked up out of the bed of the river were regarded as representatives of certain gods and whenever the stone was, the god was supposed to be, one resembling a fish would be prayed to as the firsherman's god.

(નદીના પટમાંથી મળી આવતા લીસા પત્થરો દેવો તરીકે પૂજાય છે અને તેની આકૃતિ પ્રમાણે તે દેવોનું નામ અપાય છે. માછલીની આકૃતિવાળો પત્થર માછીમારનો દેવ ગણાય છે.) સ્કોન નામનો એક પ્રાચીન લીસો પત્થર સ્કોટ પ્રજાનો અધિષ્ઠાતા દેવ ગણાતો અને તેમના રાજાઓના સિંહાસન ઉપર મુકાતો. એડવર્ડ રાજાએ તેને ઇંગ્લંડના સિંહાસન ઉપર મુકયો ત્યારથી તે હજી પણ તે સ્થાન ઉપર વિરાજે છે. ઈસ્લામના પ્રાકટ્ય પહેલાં આરબ પ્રજામાં કાબા નામનો પત્થર પૂજાતો અને તેના પર લોકોની શ્રદ્ધા એટલી બધી હતી કે મૂર્તિપૂજાનો નિષેધ કરવા છતાં ઈસલામ આ કાબા પત્થરની પૂજા અટકાવી શકયો નથી.”

—ગુજરાત ત્રૈમાસિક, પુ. ૧૫, અં. ૪, પૃ. ૫૧૫.

જાલંધરનું નગર કયાં આવ્યું હશે તે વિષે થોડોક વિચાર અહીં આવશ્યક છે. તે માટે શિવદાસના આખ્યાનમાંથી કંઈ પ્રકાશ મળતો નથી. વિષ્ણુદાસ તેને મથુરા ધારે છે. તેમ ધારવાનું કારણ મથુરા પાસે વૃન્દાવન આવ્યું છે તે હશે. ભાલણ મૂળ પ્રમાણે તેને સિંધુ અને સમુદ્રના સંગમ પાસેનો બેટ જણાવે છે. વળી ત્યાં નારાયણસર હતું એમ પણ તેમાં ઉલ્લેખ છે. આ ઉપરથી તે સ્થળ કચ્છ હશે એમ હું ધારૂં છું. હાલનું કચ્છનું રણ છે તે જગાએ પ્રથમ સમુદ્ર હતો અને કચ્છ બેટ હતો એ વાત તો નિર્વિવાદ છે. વળી ત્યાં નારાયણ સરોવર નામનું પ્રાચીન તીર્થ પણ છે. પંજાબમાં જાલંધર નામનું એક શહેર આવેલું છે, પણ તેની પાસે સિંધુ નદી કે સમુદ્ર નથી. ભૂસ્તરશાસ્ત્રીઓ અને કેટલાક પુરાવિદોનું માનવું છે કે હાલના રજપૂતસ્થાનની જગાએ વેદના વારામાં સમુદ્ર હતો અને ગંગા-યમુના સમુદ્રને ત્યાં મળતી તથા પંજાબ સપ્તસિંધુનો પ્રદેશ ગણાતો. જો તેમ હોય તો જાલંધર બેટ હોઈ શકે અને ત્યાં ગંગા અને સાગરનો સંગમ પણ હોઇ શકે. (મૂળ પુરાણમાં કવચિત સિંધુને બદલે ગંગાનો ઉલ્લેખ પણ જોવામાં આવે છે.)

## (૩) કાવ્ય ચર્ચા.

ત્રણે કવિઓનાં આખ્યાનોનું મૂળ એક છે, છતાં પણ તે રચવાની પદ્ધતિ દરેકની જુદી જુદી છે. ભાલણ મૂળને બરોબર અનુસરે

છે. તેણે કોઈ કોઈ સ્થળે સહેજસાજ ફેરફાર કર્યો છે, પણ કોઈ પ્રસંગ ખાસ નવો ઉમેર્યો નથી. શિવદાસે એ કથા બહુ ટુંકાવી દીધી છે. તેના આખ્યાનનાં પંદર કડવાંમાંથી જાલંધર આખ્યાન તો માત્ર ૮ કડવાંમાં જ સમાઈ જાય છે; બાકીનાં સાત કડવાંમાં તો નરકાસુરનું આખ્યાન ગુંથેલું છે. જાલંધર તેના બીજા અવતારે નરકાસુર તરીકે જન્મ્યો હતો એમ કહીને તેણે નરકાસુરની કથા જાલંધર આખ્યાનની સાથે જોડી દીધી છે. નરકાસુરની કથા માટે તે हरिवंश નો નિર્દેશ કરે છે, પણ તેમાં જાલંધરનો તેની સાથે કંઇ સંબંધ બતાવ્યો નથી, એટલુંજ નહિ પણ જાલંધરનું નામ સરખું પણ નથી. તેમજ મૂળ पद्मपुराणमां નરકાસુરનું નામ નથી. ભાગવત, વગેરે બીજાં પુરાણો જેમાં કૃષ્ણકથા છે, તેમાં નરકાસુરનું આખ્યાન છે, પણ તેમાંએ એ સંબંધ કોઇ સ્થળે જણાવેલો નથી. એટલે એ કલ્પના શિવદાસની પોતાની જ લાગે છે. ખરી રીતે તો તેણે મૂળ ગ્રંથો જોયા પણ નહિ હોય. તે અંતમાં લખે છે કે તેણે એ કથા ગુરૂમુખે સાંભળી હતી. હું તો ધારૂં છું કે એણે એ કથા સાંભળીને તુરત લખી પણ નહિ હોય, પણ લાંબા કાળે સ્મરણ ઉપરથી લખી હશે. એથી એના આખ્યાનમાં મૂળના ઘણા પ્રસંગો મૂકી દેવાયા છે, તેમજ કેટલાક જે છે તે પણ યથાસ્થિત સ્વરૂપે નથી. તેણે ભાલણનું આખ્યાન વાંચ્યું હોય તેમ જણાતું નથી, પણ તે દક્ષિણમાં કેટલોક સમય રહ્યો હતો એ સ્પષ્ટ છે. એથી તેણે મરાઠી ભાષાનું જાલંધર આખ્યાન વાંચ્યું હશે એમ એક બે પ્રમાણથી જણાઈ આવે છે. કિન્કેડે મરાઠી ઉપરથી The Tale of the Tulsi plant (તુલસીની કથા) લખી છે. તેમાં બે પ્રસંગો એવા છે કે જે મૂળ पद्मपुराणमां નથી, પણ શિવદાસના આખ્યાનમાં છે. એક પ્રસંગ આવો છે—મૂળમાં ઇન્દ્ર મહાદેવજીને નૃત્ય–ગાયનથી રીઝવીને યોદ્ધાની માગણી કરે છે, ત્યારે શિવદાસ એ પ્રસંગ જૂદી રીતે વર્ણવે છેઃ—

ઇન્દ્ર ત્યાં આવ્યો સુર સર્વ સાથે એવ,
તેણે સમે વિકરાળરૂપે હતા શ્રી મહાદેવ.

× × × ×

'તું કોણ છે રે, ભયંકર ? કહે, કોણ તારૂં નામ ?'
અભિમાન આણી ઈન્દ્ર બોલ્યો રૂદ્રશું તેણે ઠામ.
રીસવશ બોલ્યા નહિ; ચિત્ત વિષે રાખ્યું ધ્યાન.
તે મર્મ ઈન્દ્રે ન જાણ્યો; કોપે ચઢ્યો મતિમંદ.
એક વજ્ર માર્યું રૂદ્રને અભિમાનથી મદ અંધ.
તે દુષ્ટને મનમાંહે જાણી કોપીઆ ભગવાન,
મહા ક્રોધથી ફૂલ્યા પ્રગટી અગ્નિતેજ સમાન.

× × × ×

તે માટે એ તેજ મારૂં લેઈ કરી સુરરાય,
જઈ સમુદ્રમાં મેહેલો તમે, જેમ એ નિવારણ થાય.
અમરપતિ તે સાંભળીને લેઈ ગયો તતખેવ;
જઈ ગંગાસાગર વિષે મેહેલ્યું તેજબળ મહાદેવ.

હવે, આની સાથે ક્રિન્કેઇડનો પ્રસંગ સરખાવો:—

One day, when Indra went to seek for Shiva in Kailas, his heaven, Indra saw no one except a man of terrifying aspect, of whom he asked whither Shiva had gone. The man stood silent, although Indra repeated several times the question. The Indra grew angry and hurled at him his thunderbolt × × × But the lightning that in Shiva's wrath had to kill Indra flashed from his third eye, could not return whence it came, so Shiva, that Indra might not be struck, hurled it into the sea where the Ganges meets.

મૂળમાં, ભાલણમાં કે વિષ્ણુદાસમાં આ પ્રમાણે નથી અને કિન્કેઇડ સાથે શિવદાસનો પ્રસંગ બરોબર મળતો હોવાથી, શિવદાસે મૂળ મરાઠી આખ્યાન જોએલું હોવું જોઈએ. કિનકેઇડે શિવદાસનું આખ્યાન વાંચ્યું હોય એવો તો સંભવ નથી. તે પોતેજ જણાવે છે કે કેટલાક દક્ષિણી ગૃહસ્થોએ મને મૂળ કથા આપી હતી.

એક બીજા પ્રસંગ ઉપરથી એમ કદાચ જણાય કે શિવદાસે ભાલણનું આખ્યાન વાંચ્યું હશે, પણ ખરી રીતે તેમ નથી. એ પ્રસંગ પણ શિવદાસે મરાઠીમાંથી લીધો હોવાનું સ્પષ્ટ થાય છે.

એ પ્રસંગ એવો છે કે વૃન્દાની ચિતાભસ્મમાંથી ત્રણ લતાઓ ઉત્પન્ન થાય છે. આ વાત મૂળમાં નથી, પણ ભાલણ અને શિવદાસ બંનેમાં છે, જો કે ત્રણમાંની એક લતા ભાલણ ધાત્રી જણાવે છે, જ્યારે શિવદાસ તેને આંમળી (આંમળાનું ઝાડ) કહે છે. બંનેનો અર્થ એક જ છે. કીનકેઇડમાં પણ આવળી શબ્દ છે. શિવદાસે ધાત્રી શબ્દ ન લખતાં આંમળી શબ્દ લખ્યો એ મરાઠી આખ્યાનનો પરિચય બતાવે છે. એક પ્રસંગ એવો છે કે જે કિન્કેઇડ કે મૂળમાં નથી, પણ ભાલણ અને શિવદાસ બંનેમાં છે—વિષ્ણુ જાલંધરનું શબ બે વાનર પાસે મંગાવે છે એ પ્રસંગ. જો મૂળ પુરાણની બીજી કોઇ પ્રતમાં આ પ્રસંગ ન હોય તો, શિવદાસે ભાલણનું આખ્યાન કદાચ જોયું પણ હોય.

વિષ્ણુદાસ ભાલણની પેઠે મૂળ કથાને અનુસરે છે, તો પણ પ્રેમાનંદની માફક રસ બહલાવવાને વિસ્તાર બહુ કરે છે અને કેટલાક પ્રસંગો નવા પણ ઉમેરે છે. શિવને શાલગ્રામ વિષે કાર્તિકેયનો પ્રશ્ન; વૃન્દાને છળવાનો શિવનો પ્રયાસ અને જાલંધરના મરણનો ઉપાય જાણવાની વિષ્ણુની યુક્તિ—એ પ્રસંગો વિષ્ણુદાસની સ્વતંત્ર કલ્પનાનું પરિણામ છે.

આ ત્રણ કવિઓ ઉપરાંત ખંભાતના અર્વાચીન કવિ રેવાશંકરે

પણ પ્રાચીન ધાટિ ઉપર આ આખ્યાન રચેલું છે, એ વાત આગળ જણાવી છે. તે એટલું બધું લોકપ્રિય થયું છે કે તેની દસ બાર આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ ચૂકી છે. તે આખ્યાન પણ રસિક છે, છતાં પણ વિષ્ણુદાસની બરોબરી કરે એવું તો નથી. વળી, બંને આખ્યાનો મેળવતાં જણાઈ આવે છે કે રેવાશંકરે વિષ્ણુદાસનું આખ્યાન વાંચેલું હોવું જોઇએ, જો કે તેણે એવો ઉલ્લેખ કર્યો નથી. આમ ધારવાનું કારણ એ છે કે મૂળ પુરાણમાં નહિ એવા નવા પ્રસંગો જે વિષ્ણુદાસે વધારેલા છે, તે રેવાશંકરના આખ્યાનમાં એવા જ ક્રમમાં અને લગભગ એટલા જ વિસ્તારમાં આપેલા છે. એ ઉપરાંત ઘણે સ્થળે બંનેની ભાષામાં પણ સ્પષ્ટ રીતે સામ્ય દૃષ્ટિગોચર થાય છે. આથી જ્યાં જ્યાં વિષ્ણુદાસના આખ્યાનનો ભાગ પ્રતમાં ત્રુટક છે, ત્યાં ત્યાં સંદર્ભ જળવાય એ હેતુથી રેવાશંકરના આખ્યાનમાંથી પંક્તિઓ લેઇ કૌંસમાં મૂકી છે.

ત્રણે પ્રાચીન આખ્યાનોમાં શિવદાસનું આખ્યાન સૌથી ઉતરતા પ્રકારનું છે. તેનાં બીજાં કાવ્યો જોતાં તેની શક્તિ ભાલણ અને શિવદાસ કરતાં ઉતરતી તો છે જ, પરન્તુ ફાર્બસ સભાની જાલંધર આખ્યાનની એક પ્રતમાં એવો ઉલ્લેખ છે કે તેણે એ કાવ્ય માત્ર ત્રણ દિવસમાં તૈયાર કર્યું હતું. આથી તે વિશેષ નિકૃષ્ટ થયું છે. ભાલણનું આખ્યાન એનાથી ચઢે એવું છે, તોપણ એનાં બીજાં સારાં કાવ્યોની કક્ષામાં આવે એવું તો નથી જ. અલબત્ત વૃન્દાવિલાપમાં તેનું કવિત્વ ઝળકે છે અને પાર્વતીને છળવા જતી વખતનું જાલંધરનું ચિત્ર પણ ઠીક છે, પરન્તુ બીજા પ્રસંગો એટલા સાધારણ છે કે એ આખ્યાન એની ઊગતી વયનું હશે એમ જણાય છે. વિષ્ણુદાસનું આખ્યાન બહુ ઊંચા પ્રકારનું છે. તેણે શૃંગાર અને વીર રસની જમાવટ ઘણી સરસ કરી છે. એના સંવાદો વજનદાર દલીલોથી ભરેલા અને વ્યાવહારિક બોધવાળા છે. રાહુ અને જાલંધર, વિષ્ણુ અને લક્ષ્મી, વૃન્દા અને જાલંધર, લક્ષ્મી અને જાલંધર, આદિના સંવાદો જોવાથી

એ વાત સ્પષ્ટ થશે. લોકોક્તિઓનો એણે કરેલો બહોળો ઉપયોગ એનો જગતનો વિશાળ અનુભવ દર્શાવે છે. એનાં વર્ણનો પણ સુશ્લિષ્ટ અને મનોહર છે. નવા પ્રસંગોના સર્જનમાં અને મૂળના પ્રસંગોના પ્રમાણબદ્ધ આલેખનમાં તેની પ્રતિભાની પરીક્ષા થાય છે. એકંદરે આખું કાવ્ય એવું સુન્દર છે કે પ્રેમાનન્દનાં આખ્યાનોની સાથે સ્પર્ધા કરી શકે. આમાં પ્રેમાનન્દના જેવો હાસ્યરસ હોત તો તે કદાચ પ્રેમાનંદનું હશે એમ ઘડીક ભૂલાવામાં પડી જવાત. આવું સરસ કાવ્ય મોજુદ હોવાથી પ્રેમાનન્દે બીજાં અસંખ્ય આખ્યાનો રચ્યાં, છતાં આ વિષય ઉપર આખ્યાન રચવાની જરૂર કદાચ જોઈ નહિ હોય. વિષ્ણુદાસનાં કાવ્યોમાં આ આખ્યાન સર્વોત્તમ છે, એટલું જ નહિ પણ ગુજરાતી ભાષાનાં ઊંચા પ્રકારનાં પ્રાચીન આખ્યાનોમાં તે સ્થાન લે એવું છે.

આ ચર્ચા સમેટતા પહેલાં આ કથામાંથી ઉદ્ભવતો આચાર-શાસ્ત્ર (ethics) નો પ્રશ્ન ચર્ચીશું. વૃન્દાને છળવાનું વિષ્ણુનું કાર્ય કેવું ગણવું? આપણા સ્મૃતિકારોએ આચારના સ્વાર્થ અને પરાર્થ એમ બે વિભાગ કર્યા છે. પરાર્થ કરેલું અસત્ય કાર્ય ક્ષમ્ય ગણાય છે. ગાયને મારવા ફરતા કસાઈને ગાય જે માર્ગે ગઈ હોય તેથી વિરુદ્ધ માર્ગ બતાવીએ તો અસત્યનું પાતક લાગતું નથી. વિષ્ણુનું આ કાર્ય સ્વાર્થ માટે નહિ, પણ દેવોના હિત માટે હતું એ સ્પષ્ટ છે.

બીજું, વિષ્ણુદાસ વિષ્ણુ-લક્ષ્મી સંવાદમાં જણાવે છે તે પ્રમાણે આ કાર્ય 'સકળ વિશ્વ ઉપકાર' માટે હતું. દેવો હાર્યા હોત તો અસુરો આ જગત ઉપર કેટલાં કેટલાં પાતકો કરત ? અને તેથી તેની કેવી સ્થિતિ થાત ? પાશ્ચાત્ય દેશોમાં પણ સ્વદેશ હિતાર્થ કરેલાં કાપટ્ય અને અનીતિનાં કાર્યો ક્ષમ્ય ગણાય છે. ત્યાં આચારના public (રાજનીતિ) અને private (અંગત) morality (ચારિત્ર્ય) એવા ભેદ હોય છે. કોઈ પણ રાજપુરુષ અંગતનીતિમાં ગમે તેવો શુદ્ધ હશે, તોપણ રાજ્યનીતિમાં અને તેમાં પણ આંતર્ રાષ્ટ્રીય નીતિમાં ગમે તેવું હલકું પગલું ભર-

વામાં તેને આઘાત નહિ થાય. આપણા નીતિકારો પણ આ વાતમાં સહમત છે. બીસ્માર્ક અને કૌટિલ્ય એક જ વિચારના છે. એક દેશના હિત માટે અનીતિનાં કાર્ય ક્ષમ્યજ નહિ, પણ પ્રશંસનીય ગણાય તો સકળ વિશ્વના હિતનાં કાર્ય પ્રત્યે તિરસ્કાર શા માટે ?

એક બીજી બાબત પણ લક્ષમાં લેવાની છે. આમાં યુદ્ધનીતિનો પણ પ્રશ્ન હતો. જાલંધરનો બીજા કોઈ રસ્તે પરાજય થાય તેમ નહોતું, તેથી આ કાર્ય આચરવામાં આવ્યું હતું. કોઈ પાશ્ચાત્ય રાજ-પુરૂષ અંગત અને આંતર્ રાષ્ટ્રીય વ્યવહારમાં નિષ્કપટ વખતે જોવામાં આવે, છતાં પણ યુદ્ધનીતિમાં તો સરલતા દાખવનાર રાજપુરૂષ કોઇ પણ જોવામાં નહિ આવે. સારલ્યથી યુદ્ધ જીતાતાં નથી. શત્રુપક્ષની યુદ્ધ સંબંધી માહીતી મેળવવા વિષ્ણુએ કરેલા કાર્ય કરતાં પણ અધમ કાર્ય કરવાને સ્ત્રી પુરૂષો અચકાતાં નથી, ઉલટું તેમાં સ્વદેશ-ભક્તિ અને ગૌરવ સમજે છે એ આપણા અનુભવની વાત છે. આપણા દેશમાં પણ એવું બન્યું છે. મહાભારતના યુદ્ધનોજ દાખલો લ્યો. કૃષ્ણની કપટનીતિનો ઉપયોગ ન થતાં, યુધિષ્ઠિરની સરલ નીતિ પ્રમાણે યુદ્ધ ચાલ્યું હોત તો પાંડવોને કોઈ દિવસ પણ વિજય મળત ખરો કે ? છતાં પણ મહાભારતકારે કૃષ્ણને દોષ નહિ આપતાં તેમને પૂજ્ય કેમ ગણ્યા છે અને યુધિષ્ઠિરના એક સંદિગ્ધ અસત્ય વચનની (नरो वा कुंजरो वा) કેમ નિંદા કરી છે ? હું તો એનું કારણ એ સમજું છું કે યુધિષ્ઠિરનું કાર્ય સ્વાર્થ માટે હતું, જ્યારે કૃષ્ણનાં કાર્યો ન્યાય માટે, પરહિત માટે અને જનસમાજના સુખ અર્થે હતાં.

યુદ્ધનીતિમાં પ્રતિકાર–reprisal–ઘણી વખતે અનિવાર્ય થઇ પડે છે. યૂરોપના છેલ્લા મહાયુદ્ધમાં જર્મનીએ નિઃશસ્ત્ર નગરજનો ઉપર નાંખેલા બોમ્બ અને તેણે કરેલો ઝેરી ગેસનો ઉપયોગ પ્રથમ ઘૃણાત્મક લાગેલો, પણ તેના પ્રતિકાર રૂપે એજ કાર્ય વિરૂદ્ધપક્ષે કર્યાં હતાં. આ હીસાબે પણ વિષ્ણુનું કાર્ય નિર્દોષ ગણાય, શાથી જે

જાલંધરે પાર્વતીને છળવા કરેલા પ્રયાસના પ્રતિકાર રૂપે વિષ્ણુનું કાર્ય હતું.

વિષ્ણુના કાર્યની નિન્દા કરતાં પહેલાં ઉપરનાં કારણોનો વિચાર: કરવો જોઈએ.*

## (૪) કવિજીવન

કોઈપણ કાવ્ય સમજવા માટે એ કાવ્યના રચનાર કવિનું જીવન જાણવાની અગત્ય છે. એ હેતુથી ત્રણે કવિઓ સંબંધી ટૂંકી હકીકત આપું છું.

### ક ભાલણ.

ભાલણનો સમય તેના નામથી પ્રકટ થએલા 'બીજા' નળાખ્યાનના સં. ૧૫૪૫ અને વિષ્ણુદાસના ઉત્તર રામાયણના સં. ૧૫૭૫ ઉપરથી અત્યાર સુધીમાં ૧૪૯૫ થી ૧૫૭૦ આંકવામાં આવ્યો હતો. પરન્તુ એ નળાખ્યાન ભાલણનું હોવા વિષે ઘણી શંકા છે અને ઉત્તર રામાયણનાં તિથિવારનો સં. ૧૫૭૫ સાથે જ્યોતિષ ગણત્રીથી મેળ મળતો નથી. તેમજ એ કાવ્ય ખંભાતના કવિ કુંવરનું છે એમ હું આગળ જતાં બતાવીશ. માટે ભાલણનો સમય નક્કી કરવા બીજાં સાધનો તરફ દૃષ્ટિ કરવી પડશે.

ભાલણનું વતન પાટણ હતું એ નિર્વિવાદ છે. તેની નજીક આવેલા સિદ્ધપુરના વતની કવિ ભીમે સં. ૧૫૪૧ માં હરિલીલા

* આ લખ્યા પછી, પ્રો. દાવરનો 'શ્રીકૃષ્ણનું ચારિત્ર્ય' એ વિષે લેખ (પ્રસ્થાન; પોષ, મહા, ૧૯૮૮) વાંચવામાં આવ્યો. તેમણે જગતના કલ્યાણ માટેનાં મહાપુરૂષોનાં અપકૃત્યોનો ઘણા દાખલા દલીલોથી બચાવ કર્યો છે. તેમનો નિર્ણય આ પ્રમાણે છે:—

"આ બધી ચર્ચાને અંતે આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે કોઇ માણસ ઘણી જ જાણીતી અને જવાબદાર જગ્યાએ હોય અથવા તો કોઈ સત્તાધીશ મનુષ્ય જગતના ભલા માટે નિઃસ્વાર્થ ભાવે સામાજિક અને નૈતિક કાયદાઓનો ભંગ કરે તો માનવતાના ભલા માટે જ એમ કર્યું છે એમ ગણી તેને અપવાદ ગણવો જોઈએ." (પૃ. ૩૧૯)

સિદ્ધપુરમાં અને સં. ૧૫૪૬ માં પ્રબોધપ્રકાશ પ્રભાસપાટણમાં એમ બે કાવ્યો રચ્યાં છે.* હરિલીલામાં તેના ગુરુનો નામ વિના નિર્દેશ તે કરે છે, પણ પ્રબોધ પ્રકાશમાં સ્પષ્ટ નામ પુરુષોત્તમ જણાવે છે. ભાલણનું અપર નામ પુરુષોત્તમ મહારાજ હતું એ પ્રસિદ્ધ છે. વળી એ પુરુષોત્તમમાં ગુજરાતી કાવ્ય રચવાની શક્તિ હતી અને વેદાંતી હતો એમ પણ હરિલીલામાં સ્પષ્ટ નોંધ છે. એટલે એનો ગુરુ ભાલણ હોવો જોઇએ એમ હું માનું છું. હવે, પ્રાચીન સંપ્રદાય એવો હતો કે ગુરુ જીવતો હોય ત્યાં સુધી તેનું નામ લેવાય નહિ. હરિલીલામાં નામ લીધું નહિ તેથી તે કાવ્ય રચાયું ત્યારે ભાલણ જીવતો હશે, પણ પ્રબોધ પ્રકાશ રચાયું ત્યારે તે હયાત નહિ હોય એમ અટકલ થઈ શકે છે. એ જોતાં તેનું મરણ સં. ૧૫૪૫ માં થયું હશે.

આથી ભાલણનો સમય સં. ૧૪૬૧ થી ૧૫૪૫ સુધી નિર્ણીત કરી શકાય છે. તેના જન્મનું વર્ષ સ્વ. નારાણભારતીતીએ સૂચવેલું સં. ૧૪૬૧ યોગ્ય છે.

ભાલણ ન્યાતે ત્રિવેદી મોઢ બ્રાહ્મણ હતો અને પાટણમાં ઘીવટા જીલ્લામાં એક નાની ખડકીમાં રહેતો હતો. તેનાં માબાપનાં નામ માટે આધાર લાયક પુરાવો મળ્યો નથી. તેનાં બીજાં કુટુંબીઓનાં નામ પણ જણાયાં નથી, પણ તેના ત્રણ પુત્રોનાં નામ જાણવામાં

* રા. અંબાલાલ જાનીએ હરિલીલાના ઉપદ્‌ઘાતમાં ભીમ પ્રભાસપાટણનો વતની હતો એમ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે. પરંતુ એ કાવ્યનાં આંતરિક પ્રમાણો તેને સિદ્ધપુરનો વતની હોવાનું પુરવાર કરે છે. સિદ્ધપુર પ્રાચીન કાળથી અદ્યાપિ પર્યંત સિદ્ધક્ષેત્ર તરીકે જાણીતું છે, પ્રભાસ એ નામથી પ્રસિદ્ધ નથી. ત્યાં જણાવેલાં લગભગ બધાં દેવમંદિરો સિદ્ધપુરમાં છે અને તેમાંની ભાષા પણ તેને ઉત્તર-ગુજરાતનો હોવાની સાક્ષી આપે છે. તેણે પ્રબોધ પ્રકાશ દ્વારકાની યાત્રાએ જતાં પ્રભાસપાટણમાં રચ્યો હતો. ભીમના વતન, તેનો ગુરુ ભાલણ હોવા વિશે તથા ભાલણના સમયનો નિર્ણય—એ સંબંધી સપ્રમાણ વિસ્તૃત ચર્ચા માટે મારો જુઓ લેખ । ( કૌમુદી, જાન્યુઆરી—ફેબ્રુઆરી, ૧૯૩૧. )

આમાં છે-ચતુર્ભુજ, ઉદ્દવ અને વિષ્ણુદાસ. ચતુર્ભુજ માટે ખાત્રીપૂર્વક પુરાવો નથી. વિષ્ણુદાસના નામથી જે ઉત્તરકાંડ મળે છે, તે તો અન્ય કવિની કૃતિ છે એમ હું આગળ જણાવીશ. ઉદ્દવનાં રચેલાં ત્રણ કાવ્યો જાણવામાં આવ્યાં છે. રામાયણ (અપૂર્ણ), બભ્રુવાહન આખ્યાન અને વિષ્ણુસહસ્રનામ. રામાયણ ગુ. વ. સોસાઇટીએ ઘણાં વર્ષ ઉપર છપાવ્યું હતું. બભ્રુવાહનની હાથ પ્રત તેના સંગ્રહમાં છે અને વિષ્ણુસહસ્રની અપૂર્ણ પ્રત ફાર્બસ સભાના સંગ્રહમાં છે. વિષ્ણુદાસ વિષે ઉલ્લેખ ભાલણના મામકી આખ્યાનમાં છે.

ભાલણની વાણી સાંભળી, વિષ્ણુદાસ પૂછે રે વળી.

વળી આ ઉપરથી જણાય છે કે ભાલણ પોતાનાં કાવ્યો લખીને પ્રથમ પોતાના કુટુંબમાં વાંચી સંભળાવતો હશે. કુટુંબમાં તે ઉપર ચર્ચા પણ થતી હશે એ તેના દશમસ્કંધની નીચેની પંક્તિઓ ઉપરથી જણાય છે:—

રૂક્મિણીને વિવાહે સંતોખાણો નહિ પરિવાર,
તે માટે વિવાહ વિસ્તારે સત્યભામાનો દાખું.

વિવાહની બાબત સ્ત્રીજનોને વિશેષ પ્રિય હોય છે, તેથી ભાલણના કુટુંબનાં સ્ત્રીજનો પણ વિવાદરસિક હોવાં જોઇએ.

ભાલણના ગુરૂના નામ માટે વિવિધ અટકળો થઇ છે, પણ તે વિષેનો કોઇ પુરાવો નિર્ણાયક નથી.

ભાલણે ઉત્તર વયમાં સંન્યસ્ત લીધું હતું. એની સમાધિ પાટણથી એક ગાઉ ઉપર આવેલા હરિહર મહાદેવના મંદિર પાસે છે. એના સંન્યાસાશ્રમનું નામ મધુસૂદનાશ્રમ હતું એમ તેના પુત્ર ઉધ્ધવના રામાયણની નીચેની પંક્તિઓ ઉપરથી જણાય છે:—

મધુસૂદન આશ્રમ સંન્યાસી સમરી તેનું નામ,
પિતાને પ્રેમે પ્રણામ કરીને ગાવા હરિગુણગ્રામ.

ભાલણના ગ્રંથોના ઘણા ઉલ્લેખો ઉપરથી, તથા તેનાં એકએ

છૂટક પદો ઉપરથી જણાય છે કે તેને વેદાન્ત ઉપર પ્રીતિ હતી.+ તેને ધર્મગ્રંથો–મહાભારત, રામાયણ અને પુરાણોનું સારૂં જ્ઞાન હતું એમ તેનાં વિવિધ આખ્યાનો ઉપરથી જણાય છે. તેને સંસ્કૃત ભાષાનું પણ ઉત્તમ પ્રકારનું જ્ઞાન હતું એ તેના કાદંબરીના અનુવાદ ઉપરથી અને નળાખ્યાનમાં કરેલા નૈષધચરિતના શ્લોકોના ભાષાંતર ઉપરથી સિદ્ધ થાય છે. તેના ઘણા ગ્રંથોમાં 'ભાલણ પ્રભુ રઘુનાથ' એમ જોવામાં આવે છે, તેથી તે રામનો ભક્ત હશે એમ સમજાય છે.

ભાલણના ગ્રંથો હાલ સુધીમાં નીચે પ્રમાણે જાણવામાં આવ્યા છેઃ—

૧. હરસંવાદ (શિવ–ભીલડી સંવાદ), ૨. સપ્તશતી (ચંડી ચરિત્ર), ૩. જાલંધર આખ્યાન, ૪. મામકી આખ્યાન, ૫. ધ્રુવાખ્યાન, ૬. નળાખ્યાન, ૭. કાદંબરી, ૮. દશમસ્કંધ, ૯. મૃગીઆખ્યાન, ૧૦. રામ વિવાહ, ૧૧. રામબાળ ચરિત્ર, ૧૨ કૃષ્ણવિષ્ટિ, ૧૩. સત્યભામાનું રૂસણું, ૧૪. દ્રૌપદી વસ્ત્રહરણ, ૧૫. દુર્વાસા આખ્યાન, ૧૬. સીતાહનુમાનસંવાદ.

આમાંથી પહેલાં આઠ પ્રકટ થયાં છે. અને બાકીનાં અપ્રકટ છે. નં. ૧૧ અને ૧૨ અપૂર્ણ પ્રાપ્ત થયાં છે. નં. ૧૩ અને ૧૪ ગુ. વ. સોસાઇટીના સંગ્રહમાં છે, પણ તે કદાચ જૂદાં નહિ હોય. સત્યભામાનું રૂસણું દશમસ્કંધનો ભાગ હશે અને કૃષ્ણવિષ્ટિ અને દ્રૌપદીવસ્ત્રહરણ એક જ હશે. છેલ્લા ત્રણનાં તો માત્ર નામ જ જાણવામાં આવ્યાં છે.

### ख. શિવદાસ.

ત્રણે કવિઓમાં સૌથી ઓછી માહીતી શિવદાસ સંબંધી મળે છે.

+ભાલણના વેદાન્તવિષયક પદની થોડી પંક્તિઓ સ્વ૦ નારાયણ ભારથીએ પ્રા. કા. ત્રૈમાસિકમાં પ્રકટ કરી હતી. તેનું એ વિષયનું બીજુ પદ પ્રસ્થાન, જ્યેષ્ઠ, સં. ૧૯૮૭ માં મેં પ્રકટ કર્યું છે.

તે ખંભાતનો વતની હતો, નાગર જ્ઞાતિનો હતો, તેના ગુરુનું નામ ભૂધર વ્યાસ હતું, અને તે કેટલોક સમય દક્ષિણ-વિજાપુરમાં રહ્યો હતો-એટલી હકીકત તેના ગ્રંથોમાંથી નીકળે છે. બહારની હકીકત કંઈ પણ મળી શકતી નથી.

તેનાં કાવ્યોનો કાલાનુક્રમ જોતાં તેની કાવ્યપ્રવૃત્તિ સં. ૧૬૬૦માં શરૂ થઈ સં. ૧૬૮૦ સુધી ચાલી હશે એમ સમજાય છે. એ હીસાબે એનો જીવનકાળ સં. ૧૬૪૦ થી સં. ૧૬૯૦ સુધી ગણી શકાય.

એની જ્ઞાતિ અને વતન સંબંધી ઉલ્લેખ નીચે પ્રમાણે છેઃ—

પરશુરામ આખ્યાનમાં—

કવિકુલ શુદ્ર (શુદ્ધ ?) નાત નાગરની વીસલવસા શુભ જાત,
મહીસાગર તટ સ્વંભતીર્થ કવિ વસે છે સાક્ષાત.

આ પ્રમાણે એકાદશી મહાત્મ્ય અને દ્રૌપદી સ્વયંવરમાં પણ ઉલ્લેખ છે. એ ઉપરથી એનું વતન ખંભાત હતું અને તે ન્યાતે નાગર હતો એ સિદ્ધ થાય છે. આમાં નાગરની કઇ પેટા ન્યાતનો હતો તે જણાવ્યું નથી, પરન્તુ હાલમાં ખંભાતમાં વડનગરા નાગરોનાં એક બે ઘર હયાત રહ્યાં છે, એ જોતાં તે એ પેટા ન્યાતનો હોવાનો સંભવ છે.

તેના ગુરુનું નામ જલંધર આખ્યાનમાં જણાવેલું છેઃ—

મારો ગુરુ વ્યાસ ભૂધર શુભ જાત, નિગમ ચાર ધરે જે હાથ,
એહ કથા ગુરુમુખથી લીધી, દિવસ ત્રણમાં પૂરી કીધી.

આવી જાતના ઉલ્લેખો તેના એકાદશી મહાત્મ્ય, ચંડીચરિત્ર, પરશુરામ આખ્યાન અને બાળચરિત્રમાં પણ છે. એ ઉપરથી તેના ગુરુનું નામ ભૂધર વ્યાસ હતું એ પણ સ્પષ્ટ છે. ખંભાતના એક ભૂધરકવિના રચેલા હરિશ્ચન્દ્ર આખ્યાન (સં. ૧૬૭૫)ની પ્રત મારી પાસે છે, તે કદાચ આ ભૂધર પણ હોય. તે ન્યાતે ઔદુંબર બ્રાહ્મણ હતો.

વિષ્ણુદાસે પણ આહ્નિક પર્વમાં પોતાના ગુરુનું નામ ભૂધરવ્યાસ જણાવ્યું છે. એ ઉપરથી એવી માન્યતા પ્રચલિત થઈ છે કે બંને

સહાધ્યાયી અને ગુરૂભાઈ હતા. પરન્તુ બંનેનો સમય તપાસતાં તો આ વાત સંભવિત જણાતી નથી. વિષ્ણુદાસની સાહિત્યપ્રવૃત્તિ સં. ૧૬૩૦ થી શરૂ થાય છે અને શિવદાસની સં. ૧૬૬૦ થી શરૂ થાય છે. આથી બંને સરખી ઉમ્મરના હોવાનો સંભવ ઓછો છે. વળી હું માનું છું કે આર્ણિક પર્વ કદાચ શિવદાસનું પણ રચેલું હોય અને લહીઆઓના પ્રમાદથી વિષ્ણુદાસના નામ ઉપર ચઢ્યું હોય. આ પ્રમાણે દ્રૌપદી સ્વયંવરની એક પ્રતમાં શિવદાસને બ લે વિષ્ણુદાસનું નામ લખાએલું મળી આવે છે, એ વાત આપણે હમણાં જ જોઈશું. શિવદાસે પણ મહાભારતનાં પર્વો રચ્યાં હોવાનો સંભવ છે, કેમકે તેનું રચેલું મુસળ પર્વ ફાર્બસ સભાના સંગ્રહમાં છે. આથી શિવદાસ અને વિષ્ણુદાસ ગુરૂભાઈ઼ઓ હોવાની વાત નિરાધાર ઠરે છે.

શિવદાસની દક્ષિણ–વિજાપુરની મુલાકાત સંબંધી ઉલ્લેખ નીચે પ્રમાણે છેઃ—

દક્ષિણ દેશ વિજાપુર મધ્યે કીધો એ પદબંધ.

આ ઉલ્લેખ સં. ૧૬૭૨માં રચાએલા તેના ડાંગવ આખ્યાનમાં અને સં. ૧૬૭૩માં રચાએલા દ્રૌપદી સ્વયંવરમાં છે. પરન્તુ તેના સં. ૧૬૭૦માં રચેલા એકાદશી મહાત્મ્યમાં અને સં. ૧૬૭૭માં રચેલા ચંડી આખ્યાનમાં ખંભાતનો ઉલ્લેખ છે. એ ઉપરથી એમ લાગે છે કે તે સં. ૧૬૭૧ થી સં. ૧૬૭૫ સુધી બિજાપુરમાં રહ્યો હશે.

રા. ભાનુસુખરામ વિષ્ણુદાસના ચરિત્રમાં એક એવો તર્ક કરે છે કે વિષ્ણુદાસ શિવદાસની સાથે બિજાપુર ગયો હતો, પણ તેવો તર્ક બીલકુલ નાપાયાદાર છે એમ વિષ્ણુદાસના ચરિત્રમાં હું પુરવાર કરીશ.

ફાર્બસ સભાની શિવદાસના ચંડી આખ્યાનની એક પ્રતમાં વિષ્ણુદાસનો નીચે પ્રમાણે ઉલ્લેખ જોવામાં આવે છેઃ—

કવિ વિષ્ણુદાસને મુખ વાણી કથા કરી મેં આનંદ આણી.

પરન્તુ આ પંક્તિ આખ્યાનના છેવટે છે અને બીજી કોઇ પ્રતમાં જોવામાં આવતી નથી, તેથી તે ક્ષેપક હોવાનો સંભવ છે.

ક્ષેપક ન હોય તોપણ એનાથી વિષ્ણુદાસ તેનો સહાધ્યાયી હતો એમ સિદ્ધ થઈ શકે નહિ. એમાં તો પોતાનું આખ્યાન વિષ્ણુદાસને વાંચી સંભળાવ્યું હતું એટલોજ ઉલ્લેખ છે. પોતાના વડીલ જ્ઞાતિબંધુ અને પોતાના કરતાં ઉચ્ચ કોટિના કવિને તેણે પોતાનું કાવ્ય સંભળાવ્યું હોય એમાં કંઈ નવાઈ જેવું નથી.

શિવદાસ દ્રૌપદી સ્વયંવરમાં અને પરશુરામ આખ્યાનમાં પોતાને 'કામેશ્વરનો દાસ' લખે છે અને મુસળ પર્વમાં 'કામેશ્વર કરુણા સુખ આણી' એમ સ્તુતિ કરે છે. એનો અર્થ શો? રા. મગનલાલ જોષી કામાવતીની કથાની પ્રસ્તાવનામાં લખે છે કે એ ઉલ્લેખ ખંભાતના કામનાથ મહાદેવને ઉદ્દેશીને છે. પણ શિવદાસે કામનાથ નહિ લખતાં કામેશ્વર લખવાનું શું કારણ? મેં કરેલી તપાસમાં જણાયું છે કે કામેશ્વર મહાદેવનું દેવાલય ખંભાત રાજ્યના સાયમા ગામ નજીક છે. તેની પાસે એક કુંડ છે, તેમાં સ્નાન કરનારનો કોઢ જાય છે એમ માન્યતા હોવાથી તે તીર્થસ્થાન તરીકે પ્રસિદ્ધ છે. શિવદાસને એ તીર્થસ્થાન પ્રત્યે ઘણી આસ્થા હશે. કદાચ એ મહાદેવ તેના કુલદેવ પણ હોય.

શિવદાસના રચેલા ગ્રંથો હાલ સુધી નીચે પ્રમાણે જણાયા છેઃ—

૧. કૃષ્ણ બાળચરિત્ર સં. ૧૬૬૭ હાથપ્રત—અપ્રકટ ગુ. વ. સો. અને ફા. સ.

૨. પરશુરામ આખ્યાન સં. ૧૬૬૭ પ્રગટ—પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક
સં. ૧૬૬૮ હાથપ્રત—ગુ. વ. સો.

૩. એકાદશી મહાત્મ્ય સં. ૧૬૭૦ ઉપર પ્રમાણે

૪ કાંગવનું આખ્યાન સં. ૧૬૭૨ પ્રગટ—પ્રા. કા. ત્રૈ.
હાથપ્રત—ગુ. વ. સો. અને ફા. સ.

૫. દ્રૌપદી સ્વયંવર સં. ૧૬૭૩ ઉપર પ્રમાણે

૬. ચંડી આખ્યાન સં. ૧૬૭૭ પ્રગટ–શિલા છાપ
હાથપ્રત–ગુ. વ. સો. અને ફા. સ.
૭. કામાવતીની કથા પ્રગટ–મગનલાલ દલપતરામ જોષી
હાથપ્રત–ગુ. વ. સો. અને ફા. સ.
૮. જાલંધર આખ્યાન પ્રગટ–ગુ. વ. સો.
હાથપ્રત–ગુ. વ. સો. અને ફા. સ.
૯ મુસળ પર્વ હાથપ્રત–ફા. સ. અપ્રકટ
૧૦ શિવ વિવાહ હાથપ્રત–ગુજ. પ્રે. અપ્રકટ

આ ઉપરાંત ગુજ. વ. સોસાઇટીની યાદીમાં એક મચ્છવેધનું નામ છે, પણ તે અને દ્રૌપદી સ્વયંવર એકજ હશે એમ હું માનું છું. એજ યાદીમાં શિવદાસના નામે સંસ્કૃત વૈતાલ પંચવિંશતિ મૂકાઈ છે, પણ તેની પુષ્પિકામાં એને કાયસ્થ તરીકે ઓળખાવ્યો છે, એટલે એ આપણા નાગર કવિથી જૂદો જ છે. ફાર્બસ સભાની પ્રતમાં કામાવતીની કથા સં. ૧૭૩૩ માં રચાયાનો ઉલ્લેખ છે. પરન્તુ એ શિવદાસના કાળ કરતાં પાછળનું વર્ષ છે. જ્યોતિષની ગણત્રીથી પણ એ વર્ષ ખોટું જણાય છે. મૂળમાં સં. ૧૭૩૩ ભાદ્રપદ ૧૪ ને રવિવાર છે, પણ એ તિથિએ એ વર્ષમાં સોમવાર આવે છે. (ઇ. સ. ૧૬૭૭, સપ્ટેંબર ૧૦), તે વર્ષને ૧૬૩૩, ૧૬૬૩ અને ૧૬૭૩ કલ્પીને ગણત્રી કરતાં એકે વર્ષમાં મૂળ રવિવાર આવતો નથી.

સં. ૧૬૩૩—શુક્રવાર, ૬ સપ્ટેંબર, ઇ. સ. ૧૫૭૭
સં. ૧૬૬૩—શુક્રવાર, ૪ સપ્ટેંબર, ઇ. સ. ૧૬૦૭
સં. ૧૬૭૩—શનિવાર, ૧૩ સપ્ટેંબર, ઇ. સ. ૧૬૧૭

ग વિષ્ણુદાસ.

વિષ્ણુદાસ સંબંધી પહેલવહેલી ટૂંકી નોંધ કવિ નર્મદાશંકરે નર્મગદ્યમાં લખી હતી. ત્યારપછી અપ્રસિદ્ધ પુસ્તકના સંપાદક રા. ચતુરભાઈ, પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકના તંત્રી રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, બૃ. કા. દો. ભા. ૮ ના પ્રકટકર્તા રા. નટવરલાલ દેસાઇ

વગેરેએ એના સંબંધી લેખો લખ્યા હતા. એ બધાનો સમન્વય કરી રા. ભાનુસુખરામ મહેતાએ શ્રી સયાજી સાહિત્યમાળામાં 'વિષ્ણુદાસ' નામનું એક નાનકડું પુસ્તક લખ્યું છે. એમાં પ્રચલિત કેટલાક ભ્રમોનું નિરસન કરી એના જીવનના બધા પ્રસંગો ઉપર સારી ચર્ચા કરી છે. પરન્તુ એમણે કેટલાંક નવાં વિધાનો કર્યાં છે, જેને સંશોધનની અપેક્ષા રહે છે. આગળના બે કવિઓની માફક વિષ્ણુદાસના જીવન સંબંધી પણ બહારની કંઈ હકીકત મળી શકતી નથી, એટલે તે માટે એના ગ્રંથોનાં અંતર્ગત પ્રમાણો ઉપરજ આધાર રાખવો પડે છે. આ પ્રમાણો હાથપ્રતોમાં હોવાથી અને તેમાં લહીઆઓને હાથે ઘણો ગોટાળો થએલો હોવાથી તેમને તર્ક અને સંશોધનની કસોટીએ કસવાની જરૂર છે.

*વિષ્ણુદાસના ઘણાખરા ગ્રંથોમાં તે રચાયાનાં વર્ષો નોંધાએલાં* છે. એને આધારે એનો લેખનકાળ સં. ૧૬૩૪ થી સં. ૧૬૮૧ સુધી નિર્ણીત થઇ શકે છે. આથી એનો જીવનકાળ સં. ૧૬૧૫ થી સં. ૧૬૮૫ સુધી હોવાનો સંભવ છે. પ્રેમાનંદ જેમ અરાદમા શતકને આવરી લેછે, તેમ વિષ્ણુદાસ સત્તરમા શતકનો અધિષ્ઠાતા છે.

તે ખંભાતનો વતની હતો એમ તેનાં અનેક કાવ્યોની નોંધ ઉપરથી સિદ્ધ થાય છે, એટલુંજ નહિ પણ ખંભાતના ખાનપોર નામના પરામાં તે રહેતો હતો એમ પણ ભીષ્મપર્વ આદિ આખ્યાનોમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. આ પરૂં હજી પણ હયાત છે.

તે ન્યાતે નાગર હતો એમ તેણે પોતાના લગભગ બધાં કાવ્યોમાં જણાવ્યું છે. પણ તે નાગરની કઇ પેટા ન્યાતનો હતો તે સંબંધી કંઇ નોંધ મળતી નથી. પરન્તુ હાલમાં ખંભાતમાં નાગરોનાં એક બે ઘર હયાત છે, તે વડનગરા વર્ગનાં છે. એથી શિવદાસની પેઠે તે વડનગરો નાગર હતો એમ અનુમાન કરીએ તો ખોટું નથી.

એના પિતાનું શું નામ હતું તેને માટે પણ ઉલ્લેખ મળતો નથી. પરન્તુ રા. ભાનુસુખરામે અવિચલદાસના ભાગવતના અષ્ટમ

સ્કંધ (? પષ્ઠસ્કંધ)ના ઉલ્લેખ ઉપરથી હરિલીલાના કર્તા ભીમને તેનો બાપ ઠરાવવા પ્રયત્ન કર્યો છે. આ ઉલ્લેખ નીચે પ્રમાણે તેમણે ટાંક્યો છેઃ—

ભીમ કવિતન યશ કહિ ગાતાં નિર્મલ દેહ,
વાડવ નાગર વિષ્ણુસુત અવિચળ ગાવા હામ.

આ પંક્તિઓ ઉપર તેમણે તર્કપરંપરા રચી છે કે ખંભાતના સામે કીનારે આવેલા પ્રભાસનો ભીમ તેનો પિતા! પરન્તુ તેમનો આ તર્ક ટકી શકે એમ નથી, કારણ કે (૧) ભીમ પ્રભાસનો નહિ પણ સિદ્ધપુરનો વતની હતો, (૨) બંને સમકાલીન નથી, પણ તેમના સમયમાં સો વર્ષનો તફાવત છે, (૩) તેમણે ટાંકલી હાથપ્રતની વાચના ભૂલભરેલી છે. ગુજ. વ. સોસાઇટીની હાથ પ્રતોની પ્રસિદ્ધ યાદીમાં આ પંક્તિઓ નીચે પ્રમાણે આપેલી છેઃ—

શ્રી ભાગવત યશ કવિ ગાતાં નિર્મળ દેહ,
વાડવનાગર વિષ્ણુસુત અવિચળ ગાવા હામ. (પૃ. ૧૧૭)

'ભાગવત' ને બદલે 'ભીમતન' વાંચવાથી આ ભ્રાન્તિ થએલી જણાય છે અને (૪) ભીમ પોતાને નાગર કોઈ સ્થળે જણાવતો નથી.

વિષ્ણુદાસની માતાનું નામ ગંગા હતું, કેમકે ભીષ્મપર્વમાં તે લખે છે કે 'ગંગાજીનો સુત વિષ્ણુદાસ.' પરન્તુ એના સમયમાં કોઇ 'કાશી સુત' નામના કવિએ કેટલાંક આખ્યાનો રચ્યાં છે. એ કાશી સુતને વિષ્ણુદાસ માની લેઇને રા. ભાનુસુખરામે બીજો તર્ક કર્યો છે કે તેની માતાનું અપરનામ કાશી હતું. પરન્તુ આ કાશીસુતનું નામ મેઘજી હતું અને બંધારા (છીપો?)ની ન્યાતનો હતો એમ સોસાઇટીની તેના હનુમાન ચરિત્રની પ્રત ઉપરથી જણાય છે.

પલવટકુલ બંધારા સાર, રામચંદ્રે કીધો આધાર.
તે મેં ગ્રંથ કીધો પ્રતિબંધ કાશીસુત મેઘજી મતિમંદ. (પૃ. ૩૪)

ફા. સ. ની રૂકમણીહરણની પ્રતમાં પણ આવો ઉલ્લેખ છે.

તેનું કુલ મકર નામનું હતું એમ તે ઘણાં કાવ્યોમાં લખે છે. આ ઉપરથી રા. છગનલાલ રાવળે તર્ક કર્યો છે કે તેની ન્યાત માછીની હતી. (ચોથી સાહિત્ય પરિષદનો હેવાલ), પરન્તુ તે સર્વ સ્થળે પોતાને નાગર લખે છે એટલે એ તર્ક નિરાધાર છે. રા. ભાનુસુખરામ 'મકર'નો સંબંધ 'માંકડ' કુલ સાથે જોડે છે, તે પણ ચુક્ત નથી. બંનેના અર્થ જૂદા છે. હું તો તેજ શબ્દ કાયમ રાખું છું. આવાં પ્રાણીઓના નામની અટકો નાગરોમાં હોય છે, જેમકે માંકડ, મચ્છર, મંકોડી, હાથી, ઘોડા, ઇત્યાદિ. પ્રથમ આવા શબ્દો બીજ તરીકે નામની સાથે જોડાય છે, પણ પાછળથી તે અટક તરીકે પ્રચલિત થાય છે. આ રીતે સરિતાતટના નગરમાં રહેનાર વિષ્ણુદાસની અટક મકર (મગર) થઇ હોય એમાં કંઇ આશ્ચર્ય નથી.

વિષ્ણુદાસના ગુરૂના નામ સંબંધી હાથપ્રતોમાં બહુ ગોટાળો થયો જણાય છે. પરન્તુ બહુ પ્રતોમાં હરિભટ નામ છે, તે હું યોગ્ય સમજું છું. આશ્રિક પર્વમાં ભૂધર વ્યાસ નામ છે, પણ એ પર્વ શિવદાસનું હોવાનો સંભવ મેં આગળ જણાવ્યો છે. ઉત્તરકાંડમાં બાલકૃષ્ણ ભટ્ટ નામ છે, પરન્તુ એ કાવ્યનું છેલ્લું પદ કવિ કુંવરના કાવ્યનું છે એમ હું આગળ સિદ્ધ કરીશ. ભીષ્મપર્વમાં વિશ્વનાથ વ્યાસ નામ છે, તેમાં પણ કંઇક ફેરફાર થયો હોવાનો સંભવ છે. આથી રૂકમાંગદ આખ્યાન, અશ્વમેધ પર્વ અને અનુશાસ્ત્ર પર્વમાં આપેલું નામ હરિભટ્ટ સ્વીકારવા જેવું છે. બીજાં નામ સત્ય હોય તો મૂળ સંસ્કૃત આખ્યાન સંભળાવનાર પુરાણીનાં નામ હશે. નાકરના સુધન્વાખ્યાનમાં પણ તેના ગુરૂનું નામ હરિભટ્ટ જણાવેલું છે. એ આખ્યાન મૂળ વિષ્ણુદાસનું હોય અને નાકરના નામે ચઢ્યું હોય! અગર બંને જૂદા હરિભટ્ટ પણ હોય. બંનેનાં રચના અને સમય જોતાં એ બે એક હોવાનો સંભવ ઓછો છે.

ઉપર ટાંકેલા ભાગવતના ૧૪ સ્કંધમાં અવિચલદાસ પોતાના બાપનું નામ વિષ્ણુદાસ જણાવે છે. આ ઉપરથી આપણો કવિ તે જ

આ વિષ્ણુદાસ એમ તર્ક કરી રા. ભાનુસુખરામ અવિચળદાસને એનો પુત્ર ઠરાવે છે. અવિચલદાસે સં. ૧૬૮૪ માં પૂષ્કર્કંધ અને સં. ૧૬૯૫ માં આર્ણિક પર્વ રચ્યાં હતાં એ જોતાં આવો સંભ્રમ થવો સ્વાભાવિક છે. પરન્તુ (૧) અવિચળદાસ નડીઆદનો વતની હતો; (૨) તે પોતાનું મકર કુળ જણાવતો નથી; (૩) વિષ્ણુદાસ જેવો સમર્થ કવિ તેનો પિતા હોય તો તેની સગર્વ નોંધ લીધા વિના પોતાને મોઘમ રીતે 'વિષ્ણુસુત' તે લખે નહિ; અને (૪) અવિચળદાસ એ ગ્રંથની પુષ્પિકામાં જેમ પોતાને 'આભ્યંતર' નાગર જ્ઞાતિનો લખે છે તેમ વિષ્ણુદાસ કદાપિ પોતાને લખતો નથી. એ કારણોથી અવિચલ વિષ્ણુદાસનો પુત્ર સંભવી શકે નહિ. વળી 'આભ્યંતર' ઉલ્લેખ ઉપરથી હું તો એમ અનુમાન કરૂં છું કે અવિચળદાસ વડનગરો નહિ પણ સાઠોદરો નાગર હશે, કેમકે વડનગરામાં આભ્યંતર અને બાહ્ય એવા ભેદ નથી, પણ સાંઠોદરામાં છે.*

એક બીજા કવિને વિષ્ણુદાસ સાથે સંબંધ હોય એમ લાગે છે. કવિ કુંવરે સં. ૧૭૧૩ માં તારકાસુર આખ્યાન અને સં. ૧૭૧૬ માં રામાયણનો ઉત્તરકાંડ રચ્યાં છે. એ બંનેમાં તેણે પોતાની ઓળખાણ આ પ્રમાણે આપી છેઃ—

સે સ્તંભતીર્થ છે જાંહે, કવિતા જ્ઞાતિ મકરકુલ માંહે;
ખાનપોર મધ્યે મુજ વાસ, વૈષ્ણવજનનો કહાવું દાસ.

આ બંને આખ્યાનની પ્રતો ફાર્બસ સભાના સંગ્રહમાં છે. તેની

* રા. ભાનુસુખરામે વિષ્ણુદાસના ચારિત્રમાં પૃ. ૨૫ ઉપર રા. અંબાલાલ જાનીની વાતચીતનો ઉલ્લેખ કરી લખ્યું છે કે અવિચળદાસ રા. ચન્દ્રશંકર પંડયાના કુળમાં થયેલો હતો. પણ એ વાતનું સમર્થન રા. જાની કરતા નથી, તેમ રા. પંડયા પાસે પણ કોઈ જાતનો પુરાવો નથી. જો વાત ખરી હોત તો દશમી સાહિત્ય પરિષદ્ના સ્વાગતાધ્યક્ષના વ્યાખ્યાનમાં તેનો ઉલ્લેખ થયા વિના રહેત નહિ. પરન્તુ એ વ્યાખ્યાનમાં તેને નિઃસંદિગ્ધ રીતે વડનગરો નાગર જણાવવામાં આવ્યો છે એ શા આધારે તેની સમજણ પડતી નથી.

યાદીમાં ઉપરની પંક્તિઓ અશુદ્ધ રીતે પ્રકટ થઈ છે; પરન્તુ ગુ. વ. સોસાઇટીના સંગ્રહમાં વિષ્ણુદાસના ઉત્તરકાંડની અંતે કુંવરના ઉત્તરકાંડનું છેલ્લું કડવું લખેલું છે. તેમાં શુદ્ધ પંક્તિઓ છે. આ પંક્તિઓ ઉપરથી જણાય છે કે કવિ કુંવરનું નિવાસસ્થાન, તેની ન્યાત અને કુલ વિષ્ણુદાસ પ્રમાણે હતું. એથી એ કવિ વિષ્ણુદાસનો ભાઈ, પુત્ર કે ભત્રીજો હોવાનો સંભવ છે. પરન્તુ તેનાં બીજાં કાવ્યો મળી આવે તો એ વિશે નિશ્ચય થઈ શકે. કુંવર વિષ્ણુદાસના કુટુંબમાં નહિ. હોય તો તેના કુલમાં તો અવશ્ય હશે.

અહિં મને એક નવીન વાત જણાઈ છે. ભાલણસુત વિષ્ણુદાસના નામથી જે ઉત્તરકાંડની પ્રતો મળી આવે છે તે ખરી રીતે જોતાં આ કુંવર કવિના ઉત્તરકાંડની છે. માત્ર છેલ્લા કડવામાં લહીઆએ ફેરફાર કર્યો છે. તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—(૧) આ ઉત્તરકાંડના પ્રત્યેક કડવાની અંતે 'ઉથલો' જોવામાં આવે છે, એ ભાલણ અને ઉદ્ધવનાં કાવ્યોમાં જોવામાં આવતો નથી; એ પદ્ધતિ ભાલણના સમય પછી—કદાચ નાકરના સમયમાં—આખ્યાનોમાં દાખલ થઇ હશે; (૨) પ્રત્યેક કડવાની અંતે 'જનકુંવર' કે 'દાસકુંવર'ની છાપ છે; ઉદ્ધવનાં કાવ્યોમાં એવી છાપ નથી; (૩) ઉદ્ધવે સુંદરકાંડ સુધી રામાયણ રચ્યું હતું. ત્યાર પછીનો યુદ્ધકાંડ પડતો મુકી તેનો ભાઈ ઉત્તરકાંડ રચે એ સંભવિત નથી; (૪) ભાલણસુત વિષ્ણુદાસના ઉત્તરકાંડમાં જે સંવત ૧૫૭૫ આપ્યો છે તેને આપેલા તિથિવાર સાથે જ્યોતિષ ગણત્રીથી મેળવતાં ખોટો જણાય છે.

વિષ્ણુદાસ શિવદાસનો સહાધ્યાયી નહોતો એમ આપણે શિવદાસના ચરિત્રમાં સિદ્ધ કર્યું છે. પરન્તુ રા. ભાનુસુખરામ તો આગળ વધીને એવો પણ તર્ક કરે છે કે શિવદાસ તેને પોતાની સાથે દક્ષિણ વિજાપુર લઈ ગયો હતો. આ તર્કની પુષ્ટિમાં તેમણે એક જ પ્રમાણ આપ્યું છે—તે એ કે તેમને સં. ૧૮૦૦ માં ઉતારેલી શિવદાસનાં દ્રૌપદી સ્વયંવરની એક પ્રત મળી હતી. તેની અંતની પંક્તિઓ આ પ્રમાણે હતીઃ—

બુદ્ધિમાને, આખ્યાન કર્યું મેં આણી મન આનંદ,
દક્ષિણદેશ-બિજાપુરમધ્યે કીધો એ પદ બંધ.
કવિતા નાગર સ્તંભનિવાસી શ્રી રામચંદ્રનો દાસ,
સદા ભક્તિ આપે હરિ તાહરી કહેશે વિષ્ણુદાસ.

પરન્તુ ફાર્બસ સભાની પ્રતમાં તેમજ પ્રા. કા. ત્રૈમાસિકમાં પ્રકટ થએલી પ્રતમાં વિષ્ણુદાસને બદલે શિવદાસનુંજ નામ છે, એટલે એમાં લહીઆનોજ હસ્તદોષ જણાય છે. વળી આ દ્રૌપદી સ્વયંવર શિવદાસે સં. ૧૬૭૩ ની મકર સંક્રાંતિએ એટલે જાનેવારીની ૧૨–૧૩ મી તારીખે પુરૂં કર્યું હતું અને તે રચતાં તેને એક માસ લાગ્યો હતો. એટલે તે કાવ્ય તેણે ડિસેંબરની ૧૨–૧૩ તારીખે (ઇ.સ.૧૬૧૬) આરંભ્યું હતું. હવે વિષ્ણુદાસે ભીષ્મપર્વ ખંભાતમાં સં. ૧૬૭૩ ના માગશર સુદ ૫ મે એટલે ઇ. સ. ૧૬૧૬ ના ડિસેંબરની ૧૨ મી તારીખે પુરૂં કર્યાનો તેમાં ઉલ્લેખ છે. આ પ્રમાણે વિષ્ણુદાસની એકજ તારીખે ખંભાત અને બિજાપુરમાં સ્થિતિ હોવાનો અસંભવ જોતાં રા. ભાનુસુખરામનો તર્ક કેવળ નિરાધાર બને છે. વિષ્ણુદાસના કોઈ પણ કાવ્યમાં ખંભાત સિવાયના બીજા સ્થળનો નિર્દેશ પણ જોવામાં આવતો નથી. એથી તે શિવદાસની સાથે બિજાપુર જવાની વાત સિદ્ધ થઈ શકતી નથી.

હવે વિષ્ણુદાસના ગ્રંથો વિશે વિચાર કરવાનો બાકી રહે છે. એના ઘણા ગ્રંથોમાં રચના સંવત આપેલા છે, પરન્તુ તેમાં બહુ ગોટાળો છે. લહીઆઓની બેદરકારીથી એકજ ગ્રંથની જૂદી જૂદી પ્રતોમાં જૂદા જૂદા સંવતો જોવામાં આવે છે. તેમજ એક મોટા કાવ્યના જૂદા જૂદા ભાગની રચનામાં કાળભેદ માલુમ પડે છે. આથી જ્યોતિષ ગણત્રીએ કાળ નિર્ણય કરવાની મને અગત્ય જણાઈ છે. આ ગણત્રી માટે મિ. મં. પે. ખરેઘાટ સાહેબનો હું અત્યંત ઋણી છું. રા. ભાનુસુખરામે વિષ્ણુદાસના ગ્રંથોની શ્રમપૂર્વક યાદી તૈયાર કરી છે તે નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૧. | રૂકમાંગદ આખ્યાન | ૧૬૨૪ કે ૧૬૩૪ |
| ૨. | ચન્દ્રહાસ આખ્યાન | ૧૬૩૪ |
| ૩. | ધ્રુવાખ્યાન | ૧૬૩૭ |
| ૪. | રામાયણ—બાલકાંડ | ૧૭૧૬ (નર્મદાશંકર) |
| ૫. | ... અયોધ્યાકાંડ | ૧૭૧૬ |
| ૬. | ... અરણ્યકાંડ | ૧૬૫૪ |
| ૭. | ... કિષ્કિંધાકાંડ | ૧૬૫૪ |
| ૮. | ... સુંદરકાંડ | ૧૬૫૭ |
| ૯. | ... યુદ્ધકાંડ | ૧૬૬૦ |
| ૧૦. | ... ઉત્તરકાંડ | ૧૬૫૬ |
| ૧૧. | મહાભારત—આદિપર્વ | ? |
| ૧૨. | ... સભાપર્વ | ૧૬૧૩ કે ૧૬૫૪ |
| ૧૩. | ... આર્ણ્યિકપર્વ | ૧૬૪૭ |
| ૧૪. | ... વિરાટપર્વ | ૧૬૭૩ |
| ૧૫. | ... ઉદ્યોગપર્વ | ?. |
| ૧૬. | ... ભીષ્મપર્વ | ૧૬૧૩ |
| ૧૭. | ... દ્રોણપર્વ | ૧૬૫૭ |
| ૧૮. | ... કર્ણપર્વ | ૧૬૮૧ કે ૧૬૮૪ |

આ સંવતો જોવાથી જણાશે કે તેમાં કેટલો કાળવિરોધ છે. નં. ૧, ૧૨, અને ૧૮ ની બબ્બે સાલો છે. નર્મદાશંકરે જણાવેલી રામાયણના બે કાંડોની સાલો અને ભીષ્મપર્વની સાલ તો કવિનો સમય જોતાં ઉઘાડી રીતેજ ખોટી છે. રામાયણ અને મહાભારતના કાંડો અને પર્વોના કાલાનુક્રમમાં પણ કેટલો તફાવત છે ! સુંદરકાંડ ૧૬૫૭ માં, એના પછીનો યુદ્ધકાંડ ૧૬૬૦ માં અને સૌથી છેલ્લો ઉત્તરકાંડ ૧૬૫૬ માં ! મહાભારતમાં સભાપર્વ ૧૬૫૪ માં અને એ પછીનું આર્ણ્યિકપર્વ ૧૬૪૭ માં ! એના પછીનું વિરાટપર્વ છેક ૧૬૭૩ માં અને ત્યારપછીનું ભીષ્મપર્વ ૧૬૧૩ માં અને દ્રોણપર્વ

૧૬૫૭ અને સૌથી છેલ્લું કર્ણ પર્વતો છેક ૧૬૮૧ કે ૧૬૮૪ માં ? વળી એકજ વર્ષમાં–૧૬૫૭ માં રામાયણનો સુંદરકાંડ અને મહાભારતનું દ્રોણપર્વ એમ બે મોટા ગ્રંથો તથા ૧૬૫૪ માં તો ત્રણ–અરણ્યકાંડ, કિષ્કિંધાકાંડ અને સભાપર્વ ! આ સંભવિત જણાય છે ? આ ગોટાળો ટાળવા માટે આપણે એકેએક સાલની પરીક્ષા કરવી પડશે.

૧. રૂકમાંગદ આખ્યાન. આ કાવ્ય પ્રથમ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકમાં પ્રગટ થયું હતું. તેની તિથિ આ પ્રમાણે છેઃ—

સંવત સોળ ચોત્રીસો સાર, જેઠ સુદી દશમી, ગુરુવાર.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની એક પ્રતમાં ( નં. ૪૭૭૩ ) 'ચોત્રીસો' ને બદલે 'ચોવીસો' શબ્દ છે. આથી તે બંને વર્ષોની જ્યોતિષ ગણત્રી કરતાં આ પ્રમાણે આવે છેઃ—

સં. ૧૬૨૪, જેઠ સુદ ૧૦ = શુક્રવાર, તા. ૪, જુન, ઇ. સ. ૧૫૬૮.
સં. ૧૬૩૪, „ „ = ગુરૂવાર, તા. ૧૫, મે, ઇ. સ. ૧૫૭૮.

આથી સં. ૧૬૩૪ નું વર્ષ ખરૂં ઠરે છે. આ સંબંધમાં એ જણાવવું જરૂરનું છે કે સૂર્યોદય પ્રમાણે તિથિ ગણવામાં આવે તો તો ૧૬૩૪ માં પણ શુક્રવાર આવે છે, પણ એ તિથિ એ સાલમાં આગલી રાત્રે બેસે છે, એથી ગુરૂવારે પણ દશમ ગણી શકાય. ૧૬૨૪ માં તો શુક્રવારે સૂર્યોદય પછી જ દશમ બેસે છે.

૨. ચન્દ્રહાસ આખ્યાન. એની તિથિ આ પ્રમાણે છેઃ—

સં. ૧૬૩૪સો સાર, ચૈત્ર માસ, ઉત્તમ ગુરૂવાર,
કૃષ્ણપક્ષ ને તિથિ ત્રયોદશી, બેહુ કરજોડી કહે વિષ્ણુદાસ.
(ગુ. વ. સો. નં. ૨૬૧)

નીચેની ગણત્રી ઉપરથી જણાશે કે ઉપલી તિથિ ખરી છે.

સં. ૧૬૩૪, ચૈત્ર વદ ૧૩ = ગુરૂવાર, ૩ એપ્રીલ, ઇ. સ. ૧૫૭૮.

આ તિથિ જ્યોતિષ દૃષ્ટિએ ઘણી અગત્યની છે. તે શુક્રવારે સૂર્યોદય પહેલાં થોડી પળ ઉપર બેઠી હતી અને બીજે દિવસે શનિ-

વારે સૂર્યોદય પછી થોડી પળે ઉતરી હતી. આથી એ તિથિ ત્રણ દિવસે ગણી શકાય–ગુરૂ, શુક્ર અને શનિ. આવા યોગને જ્યોતિષમાં ત્ર્યહસ્પૃગ્ કહે છે.

રા. ભાનુસુખરામે લખ્યું છે કે રૂકમાંગદ અને ચન્દ્રહાસ આખ્યાનમાં પહેલું કયું અને બીજું કયું એ કહી શકાય એમ નથી. પરન્તુ બંનેની તિથિઓ તપાસીશું તો જણાશે કે ચૈત્ર માસમાં રચાએલું ચન્દ્રહાસ આખ્યાન પહેલું અને જેઠ માસમાં રચાએલું રૂકમાંગદ આખ્યાન બીજું છે.

૩. ધ્રુવાખ્યાન. આ કાવ્ય બૃ. કા. દો. ગ્રં. ૮ માં છપાયું છે. તેની અંદર કર્તાનું નામ હરિદાસ છે. પરન્તુ આ હરિદાસ પોતાને ખંભાતનો વતની લખે છે, એથી બૃ. કા. દો. ભા. ૮ માં રા. નટવરલાલ દેસાઇએ તર્ક કર્યો છે કે હરિદાસ અને વિષ્ણુદાસ કદાચ એક હશે. પરન્તુ આ હરિદાસ તો ન્યાતે વાલંદ (હજામ) હતો એમ ફો. સ. ની તે આખ્યાનની પ્રત ઉપરથી માલુમ પડે છે.

> વાલંદ વર્ણે કુલિ તે ઉતપંન, તેહનો શો અધિકાર ?
> કહે હરિદાસ હરિ વર્ણન જોઈ હૃદે વાસો સુત્રધાધાર.

આથી આ આખ્યાન વિષ્ણુદાસના ખાતેથી ઉધારી નાંખવું જોઈએ.

૪ થી ૧૦. આમાંથી રામાયણના બાળકાંડ અને અયોધ્યાકાંડની સાલો જે નર્મદાશંકરે આપી છે, તે કુંવરના ઉતરકાંડની કદાચ હશે. કા. દો. ભા. ૮માં યુદ્ધકાંડનું વર્ષ સંવત ૧૬૬૦ આપ્યું છે, તેનાં તિથિવાર જણાવ્યા નથી, એટલે તેની ચોકસી થઈ શકી નથી. મારી પાસે એ કાંડની સં. ૧૭૭૪માં ઉતારેલી પ્રત છે તેમાં તથા ગુ. વ. સો.માં બાળકાંડ સિવાયનું સંપૂર્ણ રામાયણ છે તેમાં તે કાંડ રચાયાનું વર્ષ નથી. રા. ભાનુસુખરામે અરણ્યકાંડની રચ્યા સાલ સં. ૧૬૫૪ જણાવેલી છે એ શા આધારે તે સમજાતું નથી. સોસા-

ધ્રટીમી પ્રતમાં એ કાંડની રચ્યા સાલ નથી. તેથી હવે બે કાંડનાં વર્ષ બાકી રહ્યાં. કિષ્કિંધાકાંડનું વર્ષ આ પ્રમાણે છે:—

> સંવત ૧૬ ચુપની ચિત્ત ધરી રામકીર્તિ ઓલ્યો વિસ્તરી.
> ચૈત્ર માસ શુક્લપક્ષ સાર, ત્રયોદશી ઉત્તમ રવિવાર.

આ વર્ષ ખરૂં છે:—

સં. ૧૬૫૪ ચૈત્ર સુદ ૧૩=રવિવાર, તા. ૯. એપ્રિલ, ઇ.સ ૧૫૯૮.

ઉત્તરકાંડની મિતિ આ પ્રમાણે આપી છે:—

> સંવત ૧૬ છપન વિસ્તાર, આસો માસ, તૃતીયા, ચંદ્રવાર.

આમાં પક્ષ જણાવ્યો નથી, પરન્તુ બંને પક્ષની ત્રીજે મંગળવાર હતો, તેથી તે વર્ષ ખોટું જણાય છે. આનું ખાસ કારણ છે. આ વર્ષ ૮૩મા કડવામાં છે. આ કડવું કુંવરના છેલ્લા કડવા સાથે બરોબર મળે છે. વળી ૮૨મા કડવામાં ફ્લશ્રુતિ પૂર્ણ થાય છે, તેથી ૮૩મું કડવું ક્ષેપક છે. એમાં માસ, તિથિ, વાર બરોબર કુંવરના પ્રમાણે છે, માત્ર વર્ષમાં ફેર છે. એટલે હકીકત એમ બનેલી કે કુંવરના કાવ્યનું છેલ્લું પાનું વિષ્ણુદાસના કાવ્ય સાથે અકસ્માત જોડાઈ ગએલું. લહીઆએ તે ઉતારતાં કુંવરનો સંવત ૧૭૧૬ બદલી વિષ્ણુદાસના કિષ્કિંધા કાંડના સંવતને આધારે સં. ૧૬૫૬ સુધારીને લખ્યો અને કુંવરની જગાએ વિષ્ણુદાસનું નામ સુધાર્યું. આવી રીતે આ ગોટાળો થવા પામ્યો છે. વિષ્ણુદાસ અને કુંવરનાં કાવ્યો તદ્દન જૂદાં જ છે. પહેલાનું કાવ્ય ૮૨ કડવાનું છે, જ્યારે બીજાનું ૫૭ કડવાનું છે. આથી વિષ્ણુદાસે માત્ર કિષ્કિંધા કાંડમાં જ રચ્યાનું વર્ષ લખ્યું હતું એમ સિદ્ધ થાય છે.

હરિશ્ચન્દ્રાખ્યાનનું વર્ષ રા. ભાનુસુખરામે આપ્યું નથી, પણ ગુ. વ. સો. અને ફા. સ. ની પ્રતમાં સં. ૧૬૫૭ છે. એના તિથિ-વારનો ઉલ્લેખ આ પ્રમાણે છે:—

> સંવત સોળ સતાવનો, ઉજ્વલ પક્ષ માઘ માસનો;
> મગશર નક્ષત્ર હતું અતિસાર, તિથિ નવમી, ઉત્તમ રવિવાર.

આ વર્ષ ખરૂં છેઃ—

સં. ૧૬૫૭, માઘ સુદ ૯=રવિવાર, ૧૧ ફેબ્રુઆરી, ઇ. સ. ૧૬૦૧.

ફા. સ. ની પ્રતમાં માગશર માસ ખોટો છે. એ મહીનાની સુદ નોમે મ્રગશર નક્ષત્ર સંભવી શકે જ નહિ. પ્રા. કા. ત્રૈમાસિકમાં એ કાવ્ય પ્રકટ થયું છે, ત્યાં પણ માઘ મહીનો જ છે. પરન્તુ એ સ્થળે એ કાવ્યનું નામ હરિશ્ચન્દ્ર પુરી આપ્યું છે. પુરીનો અર્થ શો? એનો ખુલાસો ફા. સ. ની પ્રતની પુષ્પિકા ઉપરથી થાય છે. તેમાં લખ્યું છે 'શ્રી કથા હરીચંદ પુરી શંપૂરણ.' આ 'પુરી' કથાનું વિશેષણ હરીચંદ પછી લખવાથી લહીઆએ એ કથાનું જ નામ હરીચંદપુરી ઠોકી બેસાડેલું હશે!

૧૧. આદિ પર્વ. આ પર્વની પ્રત સોસાઇટીમાં છે, એમ રા. ભાનુસુખરામે લખ્યું છે, પણ સોસાઇટીની યાદીમાં એ પર્વમાં વિષ્ણુદાસનું નામ નથી. ફા. સ. ની યાદીમાં નામ છે, પણ તેમાં રચ્યા સંવત નથી. પ્રા. કા. ત્રૈ. માં તેનું વર્ષ સં. ૧૬૪૭ આપ્યું છે, પણ તિથિવાર જણાવ્યાં નથી, તેથી એ વર્ષ આધાર લાયક નથી. સભાપર્વનું વર્ષ સં. ૧૬૭૦ નું ખરૂં ઠરે છે, તેથી એ સં. ૧૬૬૮ ના સુમારમાં રચાયું હશે.

૧૨. સભાપર્વની મિતિ રા. ભાનુસુખરામે આ પ્રમાણે આપી છેઃ—

સંવત ૧૬ સત્તરશે બાર, જેઠ માસનો મંગળવાર.

આમાનું સં. ૧૬૧૭નું વર્ષ તો ખોટું છેઃ—

સં. ૧૬૧૭, જેઠ સુદ ૧૨=સોમવાર, ૨૬ મે, ઇ. સ. ૧૫૬૧
" " વદ "=સોમવાર, ૯ જુન, "

રા. ભાનુસુખરામ પહેલું ચરણ આમ વાંચે છે—'સંવત સોળ સીત્તેર બારશ.' હું આમ વાંચું છું. 'સંવત સોળ સીત્તેર સુદ બાર.' એ વર્ષ લેતાં આ તિથિવારનો મેળ બેસે છે, તેથી એ વર્ષ ખરૂં છે.

સં. ૧૬૭૦, જેઠ સુદ ૧૨=મંગળવાર, ૨૦ મે, ઇ. સ. ૧૬૧૪.

બૃ. કા. દો.માં આપેલું સં. ૧૬૫૪ નું વર્ષ સંભવિત નથી, કેમકે એ વર્ષમાં તો તે રામાયણ રચતો હતો.

૧૩. આદિકપર્વની સાલ આ પ્રમાણે જોવામાં આવે છેઃ—

સંવત સોળ સડત્રીસ વરખે, જેઠ માસે પુણ્ય કીધું હરખે.
તિથિ પંચમી ને ગુરુવાર, તવ પૂર્ણ કીધું મેં સાર.

આ વર્ષ દેખીતી રીતે જ ખોટું લાગે છે. એના પહેલાંનું પર્વ સં. ૧૬૭૦ માં રચાય અને એ પછીનું ૧૬૪૭ માં એ કેમ બને? જ્યોતિષની ગણત્રીએ પણ એ ખોટું ઠરે છે.

સં. ૧૬૪૭, જેઠ સુદ ૧૨=સોમવાર, ૧૭ મે, ઇ સ. ૧૫૯૧.
„ „ વદ „ =બુધવાર, ૨ જુન, „

રા. ભાનુસુખરામની પ્રતમાં સં. ૧૬૭૦ મકરસંક્રાંતિ છે, પણ વાર નથી તેથી ગણત્રી થઈ શકે એમ નથી. એ સાલ પણ ખોટી જ જણાય છે, કેમકે સભાપર્વ જેઠમાં પુરૂં થયું હોય તો એ પછીનું પર્વ ત્યારપછી પુરૂં થાય, પણ તે પહેલાં પોષમાં કેમ બને? હું એ પર્વની રચના સં. ૧૬૭૧ માં થએલી એમ માનું છું.

૧૪. વિરાટ્ પર્વ. આ પર્વની રચના સાલ બૃ. કા. દો. માં મોઘમ ૧૬૭૩ જણાવેલી છે, તેથી તેની ગણત્રી થઈ શકતી નથી, પણ કાલાનુક્રમ જોતાં એ ખરી હોવાનો સંભવ છે. કદાચ ૧૬૭૨ વધારે ખરી હશે. 'બોતરો'ને બદલે 'તોતરો' સહેજે થાય.

૧૫. ઉદ્યોગ પર્વ. એનું નામ બૃ. કા. દોહનમાં આપેલું છે, પણ એની સાલ બાબત શંકાસૂચક ચિહ્ન મૂક્યું છે, તેથી એ પર્વ વિષે નિશ્ચિતતા થઈ શકતી નથી.

૧૬. ભીષ્મ પર્વ. આ પર્વની સાલ બહુ તકરારી છે. ગુ. વ. સોસાઇટીની પ્રતમાં (નં. ૮) નીચે પ્રમાણે તિથિ છેઃ—

હાવે સંવત તેરના માસ પરમાણ, માગશર પાવન જાણ.
શુકલપક્ષ પંચમી સોમવાર એ કથાનો મે કીધો વીસ્તાર.

આમાં ગ્રંથમ 'સંવત તેર' જણાવેલો છે. એ ઉપરથી અપ્રસિદ્ધ પુસ્તકમાં રા. ચતુરભાઈએ તો તેને સં. ૧૩૦૦ માન્યો હતો! એ તો સ્પષ્ટ રીતે ખોટો જ છે. રા. ભાનુસુખરામ તેને સત્તરમા શતકનો ૧૩ એટલે ૧૬૧૩ અને બૃ. કા. દો. ના સંપાદક અરાઢમા શતકનો 'તેર' એટલે સં. ૧૭૧૩ માને છે. પણ આ સાલો ખરી માનતાં મહાભારતનાં બીજાં પર્વોની સાથે કાળવિરોધ આવે છે. અને એ જ્યોતિષ ગણત્રીએ પણ ખોટી ઠરે છે.

સં. ૧૬૧૩, માગશર સુદ ૫=શનિવાર, ૧૬ નવેંબર, ઇ.સ.૧૫૫૬
સં. ૧૭૧૩, „ =મંગળવાર, ૨૦ નવેંબર,ઇ.સ.૧૬૫૬

મારું માનવું એમ છે કે 'તેર' એ કોઈ સંવતનો પદાન્ત છે અને આગળનો ભાગ લુપ્ત થયો છે. આથી વિષ્ણુદાસના સમયના શતકમાંથી આવા સંવતોની ગણત્રી કરવી જોઈએ.આવા સંવત ૧૬૬૯થી ૧૬૭૮ સુધીના હોઈ શકે. તે બધા સંવતોની ગણત્રી કરતાં ૧૬૭૩ નો સંવત ખરો જણાય છે.

સં. ૧૬૭૩, માગશર સુદ ૫=સોમવાર, ૧૨ ડિસેંબર, ઇ. સ. ૧૬૧૬.

૧૭. દ્રોણપર્વ. આ પર્વના સંવતની પંક્તિઓ રા. ભાનુસુખરામે નીચે પ્રમાણે આપી છેઃ—

સંવત સોળસેં સતાવન, તત પ્રતિબંધ હતો પાવન.
માસ દામોદર ઉત્તમ સ.ર, દિવસ પંચમી, નવ રવિવાર.

આમાં માસ કે પક્ષ આપ્યો નથી. તેથી ગણત્રી થવી અશક્ય છે. બીજાં પર્વોનો કાલાનુક્રમ જોતાં આ સંવત ખરો હોવાનો સંભવ નથી. હું સં. ૧૬૭૪ અટકળું છું.

૧૮. કર્ણપર્વ. સોસાઈટીની પ્રત નં. ૨૭૭ માં તેની મિતિ આ પ્રમાણે છેઃ—

સંવત સોળ ચોરાસી સાર, જેઠ સુદ આઠ શનિવાર.

આ સંવત ખોટો ઠરે છેઃ—

સં. ૧૬૮૪, જેઠ સુદ ૪=સોમવાર, ૫ જુન, ઈ. સ. ૧૬૨૮
સોસાઈટીની બીજી પ્રતમાં (નં. ૨૭) નીચે પ્રમાણે છેઃ—

સંવત ૧૬૮૧ તે શ્રાવણ વદ સોમવાર.

આમાં તિથિ જણાવેલી નથી, તેથી ગણત્રી થઈ શકે એમ નથી. પરંતુ ફા. સ. માં પ્રસ્થાન પર્વની પ્રત છે, તેનો સંવત ૧૬૮૧ નિશ્ચિત થાય છે, એથી આ પર્વનું વર્ષ એ હોઈ શકે નહિ. ફાર્બસ સભાની પ્રતમાં સં. ૧૬૫૫ છે.

સંવત સોળ પંચાવન સાર, જેષ્ટ સુધ ચોથ્ય શનિવાર.

આ વર્ષ પણ ખોટું સિદ્ધ થાય છે.

સં. ૧૬૫૫ જેઠ સુદ ૪=શુક્રવાર, ૧૮ મે, ઇ. સ. ૧૫૯૯.

૧૯. સ્ત્રી પર્વ. ફાર્બસ સભામાં આ પર્વની પ્રત છે. તેનો રચ્યા સંવત ૧૭૧૫ આપેલો છે. એ ઉઘાડી રીતે ખોટો છે અને ગણત્રીથી પણ એમ સાબીત થાય છે.

સંવત શતર પંનોતરા ને માસ માગશેર ધંન્ય;
શુકલ પક્ષ ને પંચમી ગુરવાર પૂર્ણ પાવંન.

એ સંવતની એ તિથિએ શુક્રવાર હતો.

સં. ૧૭૧૫, માગશર સુદ ૫=શુક્રવાર, ૧૯ નવેંબર, ઇ.સ. ૧૬૫૮.

૨૦. પ્રસ્થાન પર્વ. ફાર્બસ સભાની પ્રતમાં આ પર્વની મિતિ આ પ્રમાણે છેઃ—

સંવત સોળ એકાણુંશો, શ્રાવણ માસ ઉજલ પક્ષ હોએ;
એકાદશીને દીને પ્રતીવાર, તે દીને એ કીધો વિસ્તાર.

પ્રતિવાર તે બૃહસ્પતિ વાર ને બદલે છે એ સ્પષ્ટ છે. ગણત્રી કરતાં આ વર્ષ ખોટું ઠરે છેઃ—

સં. ૧૬૯૧, શ્રાવણ સુદ ૧૧=બુધવાર, ૧૫ જુલાઈ, ઇ.સ. ૧૬૩૫

પરન્તુ એકાણુંશો ને બદલે એકાશીઓ ધારીને ગણત્રી કરતાં એ સંવત ખરો સિદ્ધ થાય છેઃ—

સં. ૧૬૮૧, શ્રાવણ સુદ ૧૧=ગુરવાર, ૪ ઑગસ્ટ, ઇ.સ. ૧૬૨૫.

આ પ્રમાણે કવિએ સં. ૧૬૬૮ થી સં. ૧૬૮૧ સુધીમાં મહાભારત રચેલું હોવાનું નિર્ણીત થાય છે.

ઉપરની ચર્ચાના પ્રકાશથી વિષ્ણુદાસની કૃતિઓનો શુદ્ધ કાલાનુક્રમ નીચે પ્રમાણે ગોઠવી શકાયઃ—

| | | |
|---|---|---|
| ૧ ચન્દ્રહાસ આખ્યાન | સં. ૧૬૩૪ | હાથપ્રત–વડોદરા ઓરિ. ઇન્સ્ટીટયુટ |
| ૨ રૂકમાંગદ આખ્યાન | સં. ૧૬૩૪ | પ્રકટ–પ્રા. કા. ત્રૈ. અને કા. દો. |
| ૩ રામાયણ | સં. ૧૬૫૪ | હાથપ્રત–ગુ. વ. સો. |
| ૪ હરિશ્ચંદ્ર આખ્યાન | સં. ૧૬૫૭ | પ્રકટ–પ્રા. કા. ત્રૈ.<br>હાથપ્રત–ગુ. વ. સો. અને ફા. સ. |
| ૫ મહાભારત | સં. ૧૬૬૮ થી સં. ૧૬૮૧ | હાથપ્રતો. ગુ. વ. સો, ગુ. પ્રે; અને ફા. સ. |
| क. સભાપર્વ | સં. ૧૬૭૦ | હાથપ્રત–ભા. નિ. મહેતા |
| ख. ભીષ્મપર્વ | સં. ૧૬૭૩ | પ્રકટ–અપ્રસિદ્ધ પુસ્તક<br>હાથપ્રત–ગુ. વ. સો |
| ग. પ્રસ્થાનપર્વ | સં. ૧૬૮૧ | હાથ પ્રત–ફા. સ. |
| घ આદિપર્વ | ... | ... હાથપ્રત–ફા. સ. |
| ग આરણ્યકપર્વ | ... | ... હાથપ્રત–ગુ. પ્રિ. પ્રે. |
| घ વિરાટ પર્વ | ... | ... " " |
| ङ ઉદ્યોગપર્વ | ... | ... " " |
| च દ્રોણપર્વ | ... | ... " " |
| छ કર્ણપર્વ | ... | ... હાથપ્રત–ગુ. વ. સો. અને ફા. સ. |
| ज ગદાપર્વ | ... | ... હાથપ્રત–ગુ. વ. સો. |
| झ સ્ત્રીપર્વ | ... | ... હાથપ્રત–ફા. સ. |
| ञ શલ્યપર્વ | ... | ... પ્રકટ–પ્રા. કા. ત્રૈ<br>હાથપ્રત–ફા. સ. |
| ट સૌપ્તિકપર્વ | ... | ... હાથપ્રત–ફા. સ. |
| ठ અશ્વમેધપર્વ | ... | ... હાથપ્રત–વ. ઓ. ઇ. અને ફા. સ. |
| ड સ્વર્ગારોહણપર્વ | ... | ... હાથપ્રત–ફા. સ. |

| | |
|---|---|
| ૬. અનુશાલ્વ આખ્યાન | ... પ્રકટ–બુદ્ધિપ્રકાશ<br>હાથપ્રત–ફા. સ. |
| ૭ બભ્રુવાહન આખ્યાન | ... પ્રકટ–બુ. પ્ર.<br>હાથપ્રત–ફા. સ. |
| ૮ યુવનાશ્વ આખ્યાન | ... હાથપ્રત–ગુ. વ. સો. અને ફા.સ. |
| ૯ નિલધ્વજ આખ્યાન | ... „ „ |
| ૧૦ મોરધ્વજ આખ્યાન | ... હાથપ્રત–ગુ. વ. સો. અને ફા.સ. |
| ૧૧ લક્ષ્મણા હરણ ... | ... હાથપ્રત–ગુ. વ. સો. |
| ૧૨ અંગદ વિષ્ટિ ... | ... હાથપ્રત–વેડાછા |
| ૧૩ લવકુશ આખ્યાન | ... રા. સુ, મોદી (સં. ૧૭૯૪)<br>હાથપ્રત–ગુ. વ. સો.<br>પ્રકટ–છ. વિ. રાવળ. |
| ૧૪ ચંડી આખ્યાન... | ... પ્રકટ–બુ. પ્ર. |
| ૧૫ જાલંધર આખ્યાન | ... પ્રકટ–ગુ. વ. સો. |
| ૧૬ ઓખાહરણ ... | ... હાથપ્રત–ગુ. વ. સો. |
| ૧૭ મોસાળું ... | ... પ્રકટ–ભા. નિ. મહેતા. |
| ૧૮ હુંડી ... ... | ... „ „ |
| ૧૯ દ્વારકા વિલાસ ... | ... હાથપ્રત–ગુ. વ. સો. |
| ૨૦ શિવરાત્રીની કથા | ... હાથપ્રત. ? |
| ૨૧ સુદામા ચરિત્ર ... | ... „ ? |

છેલ્લા બે ગ્રંથોનું સૂચન રા. ભાનુસુખરામે કર્યું છે, પણ તેની હાથપ્રતનું સ્થળ જણાવ્યું નથી. વિશેષમાં ગજેન્દ્રમોક્ષ ગુ. વ. સો. માં હોવાનું પણ તેમણે લખ્યું છે, પણ સોસાઈટીની યાદીમાં તે નથી. એ નામની બે પ્રતો છે, પણ તે બીજા કવિઓ–રામકૃષ્ણ અને લક્ષ્મણદાસ–ના નામે છે.

આ યાદી ઉપરથી જણાય છે કે વિષ્ણુદાસની કાવ્યસંપત્તિ વિશાળ છે. એના જેટલું વિસ્તૃત કાવ્યલેખન પ્રેમાનંદ સિવાય અન્ય કોઈ પ્રાચીન ગુજરાતી કવિનું નહિ હોય. પ્રેમાનંદનાં પણ વિનાદ-

અસત કાવ્ય—નાટકો બાદ કરીએ, તો તેનાથી વિષ્ણુદાસનું લખાણ કદાચ વધી જાય. સત્તરમા શતકને પ્રથમ ગુજરાતી સાહિત્યનો અંધકારયુગ માનવામાં આવતો, પણ એ સમયના કવિઓનાં પુષ્કળ આખ્યાનો હવે પ્રકાશમાં આવ્યાં છે. એથી એમ જણાય છે કે એ શતકના જેટલી સાહિત્ય વિપુલતા અન્ય શતકની નહોતી. તે સમયે ખંભાતમાં પણ અનેક કવિઓ—જેવા કે શિવદાસ (નાગર બ્રાહ્મણ), કુંવર (ના. બ્રા.) ભૂધર (ઔદુંબર બ્રાહ્મણ), મેઘજી (બંધારો) હરિદાસ (વાલંદ), ઋષભદાસ (જૈન વણિક) ઈત્યાદિ થયા હતા. ઋષભદાસની કાવ્યસંપત્તિ પણ વિષ્ણુદાસ જેટલી વિપુલ છે.

આ કાળમાં સાહિત્યનો આટલો પાક ઉતરવાનું કારણ એ છે કે તે અકબર—જહાંગીર—શાહાજહાનનો શાન્તિયુગ અને મોગલ જાહોજલાલીનો મધ્યાન્હ હતો. જહાંગીર સાગર દર્શન અર્થે સં. ૧૬૭૪ માં ખંભાત ગયો હતો. એની સવારીનો ઠાઠમાઠ વિષ્ણુદાસે નજરે જોયો હશે, કેમકે જાલંધરના સૈન્યનું એણે જે વર્ણન કર્યું છે, એ જહાંગીરની સવારીના જેવુ જણાય છે. આથી જાલંધર આખ્યાન એ સાલ પછી રચાએલું હશે એમ લાગે છે. મારૂં તો એમ માનવું છે કે એ કૃતિ એની ઘણીજ પાકટ વયમાં જગતનો અનુભવ ખૂબ લીધા પછી—કદાચ મહાભારતની રચના પછી તેણે રચી હશે.

## ઉપસંહાર.

ત્રણે આખ્યાનોમાંથી પ્રકાશનને યોગ્ય તો વિષ્ણુદાસનું જ આખ્યાન છે; અન્ય બે આખ્યાનો તો તુલનાત્મક અભ્યાસ માટે સાથે છાપ્યાં છે. એ આખ્યાનોની પસંદગી કરી તેનો સારોદ્ધાર કરવાનો યશ દિ. બ. કેશવલાલભાઈને ઘટે છે. તેમણે કાદંબરીના પ્રકાશનમાં નવી યોજેલી પદ્ધતિનો મેં સ્વીકાર કર્યો છે. કડીઓની સંખ્યાને બદલે પંક્તિઓની સંખ્યા અને ચરણાનુસારીને બદલે અર્થાનુસારી વિરામયોજના મેં પણ મુદ્રણમાં યોજી છે. તેમની પરિચ્છેદ યોજના, છાપખાનાનું સ્થળ બહાર ગામ હોવાથી, શક્ય થઈ શકી

નથી એટલી ખામી રહી છે. વિશેષમાં, અર્થાનુસારી વિરામ યોજનાથી ચરણાન્ત યતિ વાચકને ખોળી કાઢવાનો રહે છે અને તેથી ગાવામાં કંઇક મુશ્કેલી ઉભી થવાનો સંભવ છે. આને માટે પણ સંકેત ચિન્હ મૂકવાનો મારો વિચાર હતો, પરન્તુ એ કામ પણ ઉપરના કારણથી બની શક્યું નથી.

ખંભાતના દિવાન સાહેબ નર્મદાશંકરભાઈએ વિષ્ણુદાસ અને શિવદાસ સંબંધી ખંભાતને લગતી કેટલીક હકીકત વિના વિલંબે મારી વીનંતિ ઉપરથી તપાસ કરીને મોકલી આપી છે, તે માટે તેમનો આભાર માનું છું. જ્યોતિષની ગણત્રી માટે મહેરબાન ખરેઘાટ સાહેબનું ઋણ મેં પાછળ સ્વીકાર્યું છે. તેમની વારંવારની ઉત્સાહપૂર્વક સહાય ન મળી હોત તો વિષ્ણુદાસના ગ્રંથોના કાળવમળમાંથી નીકળવું અશક્ય થઈ પડયું હોત. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને ફાર્બસ સભાના હસ્તલિખિત ગ્રંથોની યાદીઓથી પણ કવિચરિત્રના કેટલાક અંધકારમય ખંડો ઉપર ઘણો પ્રકાશ પડયો છે. એજ રીતે પ્રાચીન હાથ પ્રતોના બીજા સંગ્રાહકો યાદીઓ પ્રકટ કરશે તો ગુજરાતી સાહિત્યના ઇતિહાસને ઉપકારક તેમનું કાર્ય થશે. છેવટ, પોતાની હાથપ્રતોનો ઉપયોગ કરવા માટે ગુ. વ. સોસાઈટી, રા. નટવરલાલ દેશાઈ તથા રા. મંજુલાલ મજમુંદારનો પણ મારે આભાર માનવો જોઈએ.

પાટણ,
જુન ૧, ૧૯૩૦
માર્ચ ૧, ૧૯૩૨

રામલાલ ચુનીલાલ મોદી.

∵

# જાલંધર આખ્યાન

## ૧. વિષ્ણુદાસ કૃત.

### કડવું ૧

રાગ કેદારો.

શ્રી શંકર સુતને પ્રણમું રે; માગું મતિ મનોહર સાર.
મુજ મંદને કરૂણા કરો રે, ગણપતિ બુદ્ધિદાતાર.

ઢાળ.

બુદ્ધિતણો દાતાર ગણપતિ, સુધબુધસ્વામી સુજાણ,
લક્ષલાભ કુમાર બે, મનકામના વધૂ પ્રમાણ.
મૂષક વાહન, આહાર મોદક, વિઘ્નહર વિવેક,
ગજાનન, ગુણવંત પૂરણ, દંત ઉજ્વળ એક.
બ્રહ્મતનયા સરસ્વતી, કરજોડી કરૂં પ્રણામ.
હૃદયતણી જડ કાપ્ય, માતા. ગાઉં હરિગુણગ્રામ.
શ્રી ગુરૂચરણે પ્રણમું, કરજોડી નામું શીશ.
પ્રાકૃતબંધ ઇચ્છા કરૂં; પત રાખો, શ્રી જગદીશ.
મતિમંદ મૂરખ કાંઇ ન જાણું, ધરૂં મોટી હામ.
શક્તિશિવ, કરૂણા કરો, તો થાય મારૂં કામ.
કથા પદ્મપુરાણમાંહે જાલંધર આખ્યાન;

---

૨. કડવાનો અંક 'કડવું' પુરૂં થયા પછી લખ્યો છે. ૩. રાગનું પુરૂં નામ નહિ લખતાં માત્ર 'કે' એમ એક અક્ષર લખ્યો છે. એ પ્રમાણે રાગના નામનો પ્રથમાક્ષર ૯ કડવાં સુધી છે, પછી પુરૂં નામ છે.

શક્તિમાને કહું કથા—જે ઉપજ્યો શ્રી ભગવાન.
એકવાર વાલ્મીક ઋષિને ભારદ્વાજ કહે સુન્ય,
'સંદેહ મુજને ઉપન્યો તે કહો, ઋષિ પાવંન.
પંચવટીમાં આવી રહ્યા રઘુનાથ, લક્ષ્મણ, સીત.
ત્યાં હરણ કીધું જાનકીનું દશકંધ; ના ધરી ભીત.
તમો કહ્યું જે રૂપ જોગી ત્યાં થયો દશકંધ;
જાનકીનું હરણ કીધું, ઉપન્યો એ ધંધ.
બલહીન હતો શું ભૂપતિ, જે થયો તે યોગીરૂપ ?
સકળ પૃથ્વી વશ કરી સુર, અસુર, પન્નગ, ભૂપ;
તો નારી હરતાં બળ કશું, જે થયો તાપસ વેષ ?
ગણના શી રાઘવતણી ? એને બળ તણો નહિ છેક.
એહ સંદેહ મારા મનતણો, પ્રભુ, કહ્યા વિના કેમ જાય ?
ભ્રાંત ભાગો મન તણી, કારણ કહો, ઋષિરાય.'
વચન ઋષિનાં સાંભળીને વાલ્મીક કહે તવ વાણ,
'ભાવારથ પૂછ્યો ભલો; છો ચતુર સુજાણ.
એકવાર ગિરિ કૈલાસ ઉપર બેઠા શ્રી મહાદેવ;
પોતાના પરિવાર સાથે કરે લીલા હેવ.
ત્યાં સ્વામી કાર્તિકે પુછીયું, 'એક સંદેહ મુજને, તાત.
પાષાણરૂપે કેમ થયા જે ત્રણ ભુવનનો નાથ ?
શાલિગ્રામ શિલા થયા કેમ આપ વિષ્ણુ સ્વરૂપ ?
કોણ કારણ ઉપન્યું જે ધર્યું એવું રૂપ ?'
વચન સુતનાં સાંભળીને કહ્યું રૂદ્રે એહ—
શિવના મુખની કહું કથા જેમ ભાગે તુજ સંદેહ—
કારણ પદ્મ પુરાણમાં જે વિષ્ણુ શાપસંબંધ,
જાલંધર પૂર્વે હવો, જેણે કર્યો સુરશું ધંધ.
સતીશિરોમણિ ઘેર તેને નારી વૃન્દા નામ.
તેના સત્યધર્મ થકી જય જાલંધર સંગ્રામ.

વિષ્ણુએ જઈ તે છળી, મારીઓ ભૂપત.
વેષ જાલંધર ધરીને કર્યું કામ અપત્ય.
શોક સ્વામીના થકી અગ્નિમાં હોમ્યું અંગ.
વિષ્ણુને તવ શાપ દીધો પૂર્વકથાપ્રસંગ,
'ધરી રૂપ જોગી છળી હું; નવ ઘટે, જગન્નાથ.
અરણ્યમાં તુજ નાર ચઢજો તાપસ કેરે હાથ.
પાષાણ કેરૂં રૂપ તારૂં હજો, શ્રીભગવાન.
શરણ તારે રાખજે, એટલું તે માગું માન.'
એટલા કારણથી રાવણ થયો તે તાપસી વેષ.
હરણ કીધું જાનકીનું, કર્યો રામશું દ્વેષ.

વલણ.

રઘુનાથ શું કરી દ્વેષ રે ત્યાં હરણ કીધું જાનકી.
ભારદ્વાજ કહે, 'હવે મુનિ, મુને કથા કહો ધરથકી.'

---

## કડવું ૨

રાગ આશાવરી.

ભારદ્વાજ ઋષિ એમ ઓચરે, વાલ્મીકજી શ્રવણ ધરે,
'કથા મુજને વિસ્તારી કહો રે.

ઢાળ.

વિસ્તારીને કહો કથા, મુજ આશ પહોંચે મન.
સંક્ષેપે સમજું નહિ, વર્ણવી કહો પાવન.
કવણ જાલંધર હવો ને કવણ તેનો તાત ?
કવણ પુરમાં રાજ્ય કીધું ? કવણ કહીએ માત ?
કવણકેરી વર્યો તનયા ? કયમ પામ્યો રાજ્ય ?
કવણ કારણ ઉપન્યું જે દેવ આણ્યા વાજ ?
એ કથા વિસ્તારીને કહો, લાગુ તમારે ચરણ;

---

૧. અરણ્વમાં.

ઉત્પત્તિ જાલંધર તણી વર્ણવી કહો વર્ણન.'
વચન ઋષિનાં સાંભળીને વાલ્મીક બોલ્યા વાણ,
'એકાગ્ર ચિત્તે સાંભળો, હું કહું પદ્મપુરાણ.
ભાવ ધરી મન ભ્રાંત જ ટાળી સાંભળે જે જન,
ચાર પદારથ તે નર પામે, 'અઘ થાએ દહન.'
એકવાર ઇન્દ્રાસન વિષે બેઠો સુરપતિ દેવ;
તે સભા સુરની ઘણુ શોભે. સાંભળો કહું એવ.
આપ આપણે અધિકારે સુર સહુ બેઠા તે ઠામ.
આગળ રહીને ઉભા બીજા કરે દંડપ્રણામ.
કોટિ છાસઠ અપ્સરા તે કરે નાટારંભ.
બંદિજન યશ વર્ણવે ને કરે કીર્તિબંધ.
હસ્તિ, હય, રથ, પાલખી—તેનો નાવે પાર.
સભા સુંદર ઇન્દ્ર દેખી હરખીઓ તેણિવાર.
મદ થયો મન વિષે, સુરપતિને ઉપની તવ બુદ્ધ,
ત્રૈલોક્યમાં નર તો નથી જે કરે મુજશું યુદ્ધ.
મતિ ફરી મન ગર્વ આવ્યો, ઉઠીઓ સુરદેવ.
અપ્સરા સઘળી સંગ સુરનર ચાલીઓ તતખેવ.
કૈલાસ પર્વત આવીઓ, જ્યાં તપ કરે મહારુદ્ર;
ઉન્માદથી ઉતાવળો આવી રહ્યો ત્યાં ઇન્દ્ર.
આગળ આવી રહ્યો ઉભો, શિવને નામ્યું શીશ.
અહંકાર મનમાં અતિ ઘણો, સંગ સુર કોટિ તેત્રીસ.

---

૫. આ પંક્તિ પછી નીચેની બે વધારાની જણાય છેઃ—

એકાગ્રે ચીતે સાંભળો જાલંધર અક્ષાન,
આદ અંત અનેક વરણન કહુ તે અભીધાન.

૬. તાંહાં બેઠા સુરનરદેવ. ૯. ઉભા સહુને કરે. ૧૪. સુસ્તે. ૧૫. તે નથી.

અપ્સરા છાસઠ કોટિ આગળ કરે નાટારંભ;
ગાનતાન ને ભેદ ભમરી; માંડીઓ આરંભ.
ચંગ, મૃદંગ ને વંશ, વિણા; રાગ રાગિણી તાન.
અપ્સરા નાચે ઇન્દ્રસંગે, નૃત્ય કેરૂં માન.
વાજીંત્ર કેરા નાદ ઉપર ઘુઘરી ઘમઘમ થાય.
નુપૂરનો ઝણકાર સુંદર; શોભા કહી નવ જાય!
એણિપેરે નાચતાં તવ રૂદ્ર થયા પ્રસન્ન.
ઇન્દ્રપ્રત્યે કહે સદાશિવ, 'અહો! સુરપતિ, ધન્ય!
ભલો નાચ નચાવીઓ, જે હું થયો રળીઆત.
ઇચ્છા હોય તે માગ્ય મુજકને; ભ્રાંત ન આણીશ, ભ્રાત.
ઇન્દ્રપદથી અધિક પદવી જે મને જાણે, વીર,
ઉદય અસ્ત પર્યંત ઉત્તમ મન વસે તુજ, ધીર.
વચન શિવનાં સાંભળીને ઇન્દ્ર વાત વિવેક,
'સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, પ્રભુ, સુભટ હું છું એક.
સુર અવર, મુનિ, યક્ષ, કિન્નર, અસુરગણ, ગાંધર્વ,
નાગ, પર્વત, સિંધુ, પૃથ્વી ત્રાસ પામે સર્વ.
મેં સકળ પૃથ્વી વશ કરી, દુર્જન ઉતાર્યા નાદ.
મુજ ભુજ કેરૂં બળ ન પહોતું,' કહે એમ કાઢી સાદ.
'રહ્યું મેં જાતું નથી, શિવ, કરો કાંઇ ઉપાય;
આશ પુરો અમતણી,' એમ બોલીઓ સુરરાય.

વલણ.

એમ બોલીઓ સુરરાય, 'સદાશિવ, કરૂણા કરો.
વરદાન મુજને યુદ્ધ આપો, જો હેત મુજ ઉપર ધરો.'

---

કડવું ૩

એણિપેરે બોલીઓ સુરપતિ વાતજી,
'પશુપતિ, સુણીએ, ગિરિજાનાથજી.

ઢાળ.

નાથ ગિરિજા, સાંભળો. મુજ આશ પુરો, દેવ.
વરદાન-મુજ સાથે વઢો મન દૃઢ કરી, મહાદેવ.
અવર યોદ્ધો કો નથી જે ભડે મુજ સંગાથ.
રહ્યું મેં જાતું નથી, પ્રભુ; ચળવળે છે હાથ.
તમ સરખો સુભટ મુજને આપીએ, મહારુદ્ર.
શીઘ્ર, સ્વામી, યુદ્ધ આપો,' ફરી ફરી કહે ઇન્દ્ર.
વચન સુરનાં સાંભળીને હસ્યા ગિરિજાકંથ,
'એવડું ઇન્દ્ર ન બોલીએ, અહંકાર કેરો પંથ.
અસ્થિર કાયા ઉપરે એવડું શું અભિમાન?
જ્યમ પરપોટા પાણીતણો, ત્યમ દેહ, સુરરાજન.
રાજ્ય ઇન્દ્રાસનતણું તમો કરો બેઠા, ભ્રાંત.
મૃગ ખોળતાં મૃગરાજ મળશે; પછે ઘસશો હાથ.
સુર સકળ અપ્સરા દેખી ગર્વ ન ધરો મન.
સુભટભયથી નાસશો; તું માન, સુરરાજન.'
વચન શિવનાં સાંભળીને એમ કહે છે ઇન્દ્ર,
'જ્યાં લગે ઊભી દેહ છે, ત્યાં લગે મદ, મહારુદ્ર.
અભિમાન કેવું મુવાપૂંઠે? જીવતે અહંકાર.
જીવતાંની સર્વ માયા; સાંભળો, ત્રિપુરાર.
એકલો બાંન્ધે સહસ્રને, રણમાં કરે દળ ચૂર;
મુવાપૂંઠે નેત્ર કાઢે કાગ સમળી ક્રૂર.
વાત બીજી પરહરી મુજ યુદ્ધ આપો, નાથ.

૪. આ પંક્તિ પછી નીચલી બે મૂળમાં વધારે છે, તે ક્ષેપક જણાય છે.

મેઘરાજ આનન્દે હું કહું તમારે કાજ
મન મેલ મૂકી તમારો કરો બેઠા રાજ.

મુછ મરડે, અંગ મોડે, ઝાટકે સુર હાથ.
અભિમાન દેખી ઇન્દ્રનું પ્રગટી તે શિવને રીસ,
ક્રોધ અંગે પૂરણ આવ્યો. બોલીઆ તવ ઇશ,
'આશા તારા મનતણી પુરશે શ્રી ભગવાન.
થોડા દિનમાં સુભટ મળશે; માન, સુરરાજન.'
વચન શિવનાં સાંભળી ઇન્દ્ર વળીઓ એવ.
શીશ નામી સદાશિવને પરવર્યો સુરદેવ.
વાલ્મીક કહે તમો સાંભળો, ભારદ્વાજ પાવન.
સારપૂંઠે જે હવું તે કહું સત્ય વચન.
તે સમે ભગવાન શંકર ક્રોધીઆ અપાર,
ભાલસ્થળથી પ્રસ્વેદ પૂરણ વળ્યો તેણિવાર.
કરવડે પ્રસ્વેદ લેઇને જુએ શંકર તાંહે,
પાસે હતું કુંડું ભર્યું નીરનું, નાખીઓ તે માંહે.
પ્રસ્વેદ શ્રી શંકરતણો તે થયો પ્રપોટો પ્રૌઢ;
જળકુંડામાં તે ફરે; દેખી જન દિંગમૂઢ.
સદાશિવના ગણ હતા બે—નંદી, ભૃંગી નામ,
જોવા લાગ્યા પ્રપોટાને; દીસતો અભિરામ!
નંદીગણને કહે સદાશિવ, 'ફોડ જળ પ્રપોટ,
સળી તે લેઇ શીઘ્ર ત્રોડો.' ધસીને દીધી ચોટ.
જળ પ્રપોટો ફુટે નહિ, તવ શીઘ્ર મેલ્યું બાણ.
વજ્ર રૂપી પ્રપોટસરસે બાણ કચ્ચર ઘાણ.
ધાર ખડગ ત્રિશુળ કેરી, શીઘ્ર મહેલ્યા પ્રહાર.
સાંગ, ભાલા, ગુરજ, ફરસી તે તણી ભાગી ધાર.
તે સર્વ જોતાં વૃદ્ધિ પામ્યો, મેઘનાદ પ્રચંડ.
સદાશિવ કહે, 'શીઘ્ર મહેલો સિન્ધુનીર અખંડ.

વલણ.

'જ્યાં સિન્ધુનીર અખંડ રે', શંભુ કહે, 'ત્યાં જઈ ધરો.'

વચન સેવક શીશ ધરી જળપોટ લેઇ પરવર્યો.

### કડવું ૪.

રાગ સામેરી.

વાલ્મીક કહે, ઋષિ સાંભળો. પછે શું થયું તે ઠાર ?
જઈ સાગરમધ્યે મૂકીઓ નંદીએ નિર્ધાર.
દિવસે દિવસે વૃદ્ધિ પામે, થયો મોહોટો પોટ.
સમુદ્રમાંહે હલફલીને કરે જળના ગોટ.
અવધ પૂરણ થતે જળમાં પ્રપોટ ફુટયો તેહ;
મધ્યેથી એક પ્રગટ દીસે પુરૂપકેરી દેહ.
શુકલપક્ષમાં શશીકલા જ્યમ વૃદ્ધિ પામતો જાય,
શિવતણા પ્રસ્વેદનો તન એમ મોહોટો થાય.
કરે સિંધુમાં ગર્જના, મહા પ્રબળ સ્વરશું નાદ.
ચૌદ લોક પર્યંત પહોંચ્યો સિંધુસુતનો સાદ.
તવ શેષ લાગ્યો ડોલવા ને ધરા કંપાયમાન.
દશે દિશા દિક્પાળ ડોલે; શું થયું, ભગવાન !
સપ્ત સાગર, મેરૂ પર્વત, શશી, દિનકર જેહ,
ઇન્દ્ર વ્યાકુળ થવા લાગ્યો શબ્દ સુણતાં તેહ.
ગર્ભપાત થાએ કામિનીને, મરે ઝબકી બાળ.
સુર સકલ વિસ્મય થયા, શકે આવ્યો કલ્પાન્ત કાળ !
આકાશ સુધી ઉછળ્યો, જઈ પરવર્યો પાતાળ;
તવ થયો અર્ણવ આકળો, પ્રાક્રમ દેખી બાળ.
ગ્રાહ, મોહોટા મીન, કચ્છપ ગ્રહીને નાંખે તીર.
ગણુના નાણે કો તણી; બળ પ્રૌઢ બાળ શરીર.
ઓળંગે એકલો દિનમાં સિંધુને દસ વાર.
ઘન ગતિ ગાજે, વૃક્ષ ભાજે, કરે બહુ હુંકાર.
એમ કરતાં થયા બહુ દિન; સિંધુ વ્યાકુળ થાય.

ઇન્દ્ર પ્રત્યે જઈ કહ્યું, 'જી! મેં રહ્યું નવ જાય.
પુરૂષ મુજમાં પ્રગટયો કો કારણ અવતાર;
મુજમાં જીવ અનેક જળચર, તેને નાંખે બાહાર.
એ સબળ ચંચળ પુરૂષ, મઘવા, હશે કોઈક વીર.
અમરાવતીમાં આવશેઃ તું માન સાચું, ધીર.'
વચન સાગરનાં સાંભળીને ઇન્દ્ર પામ્યો ત્રાસ;
શબ્દ પૂર્વે સાંભળ્યો છે, થયો દૃઢ વિશ્વાસ.
સિન્ધુ, સુરનર, મુનિ સઘળા ગયા બ્રહ્મસદન.
તત્કાળ આવીને રહ્યા, જ્યાં કમલભૂ પાવન.
બ્રહ્માએ સહુને માન દીધું, 'કયમ પધાર્યા આંહે?'
'ચતુર્મુખ, કલ્પાંત; કારણ એક સાગર માંહે.
બાળક એક પ્રચંડ પ્રાક્રમ, કળ્યું કોણે ન જાય.
તેના બળપ્રતાપથી સુર સુભટ વ્યાકુળ થાય.
સૃષ્ટિકર્તા, કહો અમને; કોણ સર્જ્યો એહ?
સાંભળતાં મન ભ્રાંત ભાગે, ટળે મન સંદેહ.'
વાત એવી સાંભળીને વિધિ કહે છે વાણ,
'મુજ થકી એ નથી નીપન્યો. સુણો, અમર સુજાણ.
સૃષ્ટિ માહારીમાં નથી, તો મેં કહ્યું કેમ જાય.'
વાત એવી સાંભળી સુર સકળ વ્યાકુળ થાય.
બ્રહ્મા, ઇન્દ્ર, કુબેર, દિનકર, વૈશ્વાનર સહુ સાથ
સિંધુ તીરે રહ્યા તે આવી, નમે જોડી હાથ.
સભા કીધી ત્યાં સુરનર, સ્તવન માંડયું પ્રૌઢ;
તવ શબ્દ સાગરમાં થયો ને હવા સહુ દિઙ્મૂઢ.
પરસ્પરે સહુ વદે, 'એ ખરાખર કલ્પાંત!'
કળ્યું તે કારણ નવ પડે, ઉપની સહુને ભ્રાંત.
સ્તવન માંડયું ત્યાં વિરંચી, 'પ્રભુ, કોણ તાહારૂં રૂપ?
પ્રગટ થા, અમ આપ દર્શન, સુર, અસુર, મુનિ, ભૂપ.

સંદેહ ભાગે અમારો, જો પામીએ દર્શન.
વિશ્વાસ આવે રૂપ દેખી, ભલો તું ભડજન...

વલણ.

ભલો તું ભડજન રે, દર્શન અમને દીજીએ.
આદર કીજે, માન દીજે; સુભટ, શોભા લીજીએ."

---

### કડવું ૫.

રાગ મારૂ.

સુરનર મુનિનાં વાયક સુણીને વેગે આવ્યો બહાર રે.
અકસ્માત્ આવીને ઉભો બ્રહ્મા ઉત્સંગમોઝાર રે.
પરમ મનોહર સુંદર બાળક બ્રહ્માની ગ્રહી દાઢી રે.
સહુકો સંગ વદે તે બાળક સાદ મનોહર કાઢી રે.
"કોણ તમો ? આંહાં ક્યમ પધાર્યા ? શું છે તમારે કામ રે ?
વાયક કહો તે શીશ ચઢાવું," કહે બાળક અભિરામ રે.
વાત સુણી તે બાળકકેરી બ્રહ્મા કહે તવ વાણ રે,
"વિશ્વ તણો હું વિધાતા કહાવું; સુણ, બાળક સુજાણ રે.
હું આવ્યો છું પૂછવા તુજને–કોણ તણો તું તન રે ?
શે અર્થે સાગરમાં પ્રગટ્યો ? કહે મુજ સત્ય વચન રે.
દેખી તુજ પ્રાક્રમ અતિ ઓંડાં અમને વિસ્મય થાય રે.
સત્ય કહે મુજને, બાલકા; સંદેહ મનનો જાય રે."
વાયક સુણીને હરખ્યો બાળક, મધુર વચન કરી બોલે રે,
"સ્વર્ગ, મૃત્યુ, પાતાળ વિશે દાતા નહિ તમ તોલે રે.
ભલે પધાર્યા; કર્યો કૃતારથ, વાટ જોતો તો તમારી રે.
માતતાત મુજ સાગર કહીએ, પુરો આશ અમારી રે.
વિશ્વતણા તમો વિધાતા કહાવો; ધરો અમારૂં નામ રે.
આંહાંથી કાઢી કરો કૃતારથ; આપો રાજ્ય કહીં ઠામ રે."
કોમળ વાયક સુણી બાળકનાં બ્રહ્મા કહે તવ સોય રે,

‘ આજ, સુભટ, ત્રિભુવન જોતાં તુજ સરખો નહિ કોય રે.
પ્રથમ જાણું તેં માહારૂં ઝાલ્યું, નામ જાલંધર કહીએ રે.
સુભટશિરોમણિ થાશો, બળનો પાર ના લહીએ રે.
આંહાંથી તું વેગે જા, બાળક, નગર મથુરામાંહે રે.
ક્રૌંચક નામે રાજ્ય કરે છે સુભટશિરોમણિ તાંહે રે.
પતિવ્રતા ને સતીશિરોમણિ તનયા વૃન્દા એને રે.
ધન ભંડાર ભર્યા બહુ ગજરથ, પાર ના આવે તેને રે.
તે ક્રૌંચક પુત્રી પરણાવી, તુજને આપશે રાજ્ય રે.
યમુનાતીરે નગર ક્રૌંચકપુર જા; થાશે તારૂં કાજ રે. ’
એમ કહીને સાગરસુતને તિલક બ્રહ્માએ કીધું રે.
‘ ત્રણ ભુવનમાં જય પામેશ,’ વરદાન એવું દીધું રે.
સહસ્રધાર વજ્રવત બ્રહ્માએ એક ગદા ત્યાં આપી રે.
‘ સકળ ભૂપ થાજો તુજ સેવક, પ્રતાપ રહેજો વ્યાપી રે.’
એમ કહી બ્રહ્મા સુર ઉઠયા, પામ્યા અંતર્ધાન રે.
બળ વાધ્યું, ગદા ધરી કરમાં, સુર સુભટ બળવાન રે.
જ્યમ ચાલે મદમાતો હસ્તિ, તરૂલતા વન ભાંજે રે,
સાગરસુત ચાલે એમ બળમાં, મેઘ નાદ પેર ગાજે રે.
પર્વત પ્રૌઢ ભલા જે મારગ, તેહ કરે શતખંડ રે.
એ વિધે યમુનાતટ ચાલ્યો, જેનું યુદ્ધ અખંડ રે.
ધસમસી ધીર મથુરા આવ્યો; ક્રૌંચક રાજ્ય બિરાજે રે.
સાગરસુત પછે ત્યાં આવી પ્રબળ મેઘ પેરે ગાજે રે.
અકસ્માત્ ઉધરકયો ક્રૌંચક જાણી જન પ્રાક્રમ રે,
‘ એ સાથે ભડતાં નવ ચાલે; કોણ કરૂં હવે મર્મ રે ?’
કહે વાલ્મીક, ભારદ્વાજ, સાંભળો. ક્રૌંચક સામો આવ્યો રે.
રાજ્ય સર્વ, ધન, ગજ, રથ, વાજી સહિત સુતા પરણાવ્યો રે.
પામ્યો રાજ્ય મથુરાકેરૂં ભૂપ જાલંધર જેહ રે.

---

૨. ગળું તે માહારૂં.

કૈંચક અતિ આનંદ પામ્યો, દૂધે વરસ્યો મેહ રે !
જાલંધરને પણ હર્ષ વાધ્યો, વર્ત્યો જય જયકાર રે.
સતીશિરોમણિ વૃન્દા ભૂંપતિ ભાવ અપાર રે.
હાવભાવ કટાક્ષ કરે બહુ, સુરતકળારસ માણે રે.
કેલિ કરે ભાવે નરનારી, રાત દિવસ નવ જાણે રે.
દિવસ કેટલે બહુ બળ વાધ્યું, અર્ણવસુતને અંગ રે.
' સકલ દેશ જીતું, જશ વાધે; ભૂપ કરૂં મુખભંગ રે.

વલણ.

ભૂપ કરૂં મુખ ભંગરે,' નૃપ જાલંધર ઇચ્છા ધરે.
સૈન્ય પોતાતણું ભૂપતિ શણગારી તત્પર કરે.

---

કડવું ૬.

રાગ સિંધુડો.

સૈન્ય તત્પર કરી ભૂપતિ શણગાર્યા ગજરાજ;
અશ્વ ગજ રથ સુભટ કેરા ઠામ ઠામ સમાજ.
શીખ માગી સર્વ પાસે, પળ્યો તવ ભૂપાળ.
છત્રીસે આયુધ અંગે, શત્રુનો નૃપ કાળ.
દેશ બહોતેર તણા રાજા, વશ કરવા મન.
જે ભૂપ આવી ભડે મારગ, કરે મુખ ભંજન.
અંગ, વંગ, તિલંગ-ભૂપતિ, ભદ્ર, કૈટક જેહ,
સુમિત્ર, ભોટ, દ્રાવિડ-ભૂપ જીત્યા તેહ.
કર્ણાટક ને કર્ણપુરી, મલ્હાર, મરહટ્ટ નામ,
કર્ણ પર્વત ને કામરૂના, કરે રાય પ્રણામ:
વિદર્ભ, કૈટક, દ્વીપ સિંહલ, ગૌડ, ભદ્ર અપાર.
સ્ત્રીરાજ્ય સુધી આણ વર્તી, મનાવ્યા નૃપ હાર.
અયોધ્યા, કાશ્મેર ને કાશી, પર્વતી ઔઢા રાય.

---

૨. ભૂપ અતી આનંદ પાંમો વરતો.

સિંધુ, સોરઠ, મત્સ્ય, મારૂ જીત્યા ભડ નવ જાય.
અરબાણુ, અવન્તી આદિ, નમાવ્યા નૃપ સાર.
આણુ જાલંધર તણી પછે વિસ્તરી સંસાર.
ઉત્તર, દક્ષિણુ, પૂર્વ, પશ્ચિમ જીતીઆ નૃપ આપ.
ઉદય અસ્ત પર્યંત, સઘળે સિંધુપુત્રપ્રતાપ.
અશ્વ નાના ભાતના, ગજરાજ શ્વેત અનેક,
હેમરત્નમય રથ ઘણા ને કર્ભ શકટ નહિ છેક.
સૈન્ય અક્ષૌહિણી તેર, તે એક એક પેં બળવાન.
એકલો ભાંજે સહસ્રને–એવાં સુભટનાં માન.
ખચ્ચર, મહીષ ને ભેડ, સૂડા, શુક, સારિકા નહિ પાર.
હરણુ, રોઝ ને વાઘ, ચિત્રક; શ્વાન ત્રણુ હજાર.
હીરા માણેક રત્ન કાંચન ભર્યાં બહુ સંઘાત.
ભંડાર પૂરણુ ભૂપ સાથે, મુક્તાફળ બહુ ભાત.
વૈભવ સ્ફાટિક મણિતણો, ગણુતાં ન આવે છેક.
એ વિધે નૃપ નગર આવ્યો, સંગ ભૂપ અનેક.
આગળ જાલંધર થયો ને પૂંઠે ભૂપતિ સૈન્ય.
વાજીંત્ર વાજે વિમલ સ્વરશું, મધુરી મહુઅર વેણુ.
ઢોલ ઢમક્યા ધરા ઉપરે, નગારાંની ઘોષ;
કર્ણાટક, ગોમુખ, દડદડી, રણુસીંગાં, ડમરૂ, ગોખ.
નફેરીના નાદ મધ્યે, ભેર, ભૂંગળ, તાન,
સરણાઇ, મૃદંગ વાજે, ઘનગતિ ગર્જમાન.
રંગાઓલ, રણુતુર, બણુગાં, કાંસી, ઝાલર નાદ.
બંદિજનગણુ, ભાટ, ચારણુ વદે આશિર્વાદ.
અપ્સરા ને નાચે નટુઆ, ભણે કીર્તિ કલ્યાણુ.
એ વિધે નૃપ નગર આવ્યો, સંગ ભૂપ સુજાણુ.
મુક્તાફળ આવી વધાવે નગર નારી જેહ.
દૂધે ઉમ્ર સહુ ધૂએ અતિ હર્ષપૂરિત દેહ.

વૃન્દા અતિ આનન્દ પામી. વર્તીઓ જય જયકાર.
સુભટ સહુ ત્યાં ઉતરીઆ આપ આપણે અધિકાર.
દિગ્વિજય કીધા, દેશ લીધા, ત્રૈલોક્ય વર્તી આણ.
સકળ રાજા તણાં જેણે મૂકાવ્યાં રણ માન.
નિષ્કંટક અવની કરી, કો તણો નહિ શિર તાપ.
રાજ્ય પોતા તણું કરે અને શત્રુ નહિ કો આપ.
ભૃગુ ઋષિ ગુરૂદેવ ધરના. ચલાવે સર્વ કામ.
રાજ્ય જાળંધર તણું પછે વિસ્તરે અભિરામ.
અનુકૃપા કરે દેવ ને મનમાં ન આણે દ્વેષ.
રાજ્ય કરે બેઠો પોતાનું, છલ તણો નહિ છેક.
વિવિધ વૈભવ ભૂપને કરતાં ગયા બહુ દન.
પરમ સુખને ભોગવતો સિંધુસુત રાજન.
એક વાર સભામાં બેઠો ધરી મન ઉલ્લાસ.
ચમર વ્યજન ભૂપને ત્યાં કરે ઊભા દાસ.
સૈંયાસન મણિ રત્નમાંહે દીસે અતિ ઉદ્યોત.
સૂર્ય કોટિ સમાન સુંદર રહી તે ઝળકી જ્યોત.

વલણ.

રહી તે ઝળકી જ્યોત રે; ત્યાં જાલંધર દીપ્યો સહી.
સુભટ મહા મછરાળ આગળ નમીને પંક્તિ રહી.

---

## કડવું ૭.

રાગ સામેરી.

એક વાર રાજ સભાએ બેઠો હરખે મન.
દાનવ નૃપ બહુ મળ્યા છે દેશાધીપ રાજન.
દુર્જય, અજય, અત્રિપાદ, શંકુ—અસુર ભડ બળવાન.
વળી દાનવ ને ગગનમુર્ધન્ય, ઉપસિન, શોણિતપાન,

વિરૂપાક્ષ ને ધનગર્જ સરખા સુભટ મહા બલપાણ.
અવર ભૂપનાં નામ ન જાણું, બેઠા રાણોરાણ.
હસ્તિ, હય, રથ, સુખાસન; ભડ શોભા કહી નવ જાય
અસ્વાર, પાળા નમે નૃપને, ઉલટ અંગ ન માય.
કવિ શુક્ર બેઠા સભામાં મૃતસંજીવનસ્વામ.
ભૂપ આદિ સુભટ બીજા કરે ઋષિને પ્રણામ.
સૂત, માગધ, બંદિજન નૃપને કરે વંશવખાણ;
અપ્સરા નાચે, રમે નટુઆ, ગાન ગાયક જાણ.
સભા ઘણુ શોભી રહી, અતિ હર્ષપૂરિત ભૂપ.
કોટિ સૂર્ય સમાન તેજ વાધ્યું જાલંધર રૂપ.
છત્ર ચામર કરે સેવક, રહ્યા જોડી હસ્ત,
જ્યમ ભૂપતિ સભા શોભી તેજપુંજ સમસ્ત.
વાલ્મીક કહે, ઋષિ, સાંભળો; ભારદ્વાજ, એક ચિત્ત.
આશ્ચર્ય એક તદા થયું; સહુકો થયા ભયભીત.
આકાશમાર્ગથકું એવે શીશ આવ્યું એક.
વક્ર થઈ રાજા જુએ, નહિ હસ્ત, ધડ, પદ રેખ.
જુએ સુભટો દૃષ્ટે ઊંચે, વિસ્મય સરખી રીત;
તવ અંગવર્જીત શીશ દીઠું, સહુ થયા ભયભીત.
વાત કરતાં સભા મધ્યે, આવી બેઠું શીશ.
સભા નૃપ સંદેહ થયો—એ શું હશે, જગદીશ !
શીશને સજીવન દેખી ભૂપ દે અતિ માન.
'આવો, પધારો, સુખે બેસો,' એમ કહે રાજાન.
આસન ઉત્તમ આપીયું, સ્વર્ભાનુ બેઠો સોય;
પૂછવા લાગ્યો સિંધુસુત, 'તમો રૂપ કોનું હોય ?
ધડવિના કયમ વદન જીવે, મધ્યે કયમ રહે પ્રાણી ?
અપૂર્વ અમ તમ સમાગમ; કહો કરૂણા આણી.

---

૧૨. જમ ભુપ તમ સભા.

ક્યાંથી આવ્યા કોણ છો, મુજને કહો સાચી વાત.
સભા સહુનો સંદેહ ટળે, તમો કહો કારણ બાત.
શીશ કોણે વિડાર્યું તમ કેરૂં, વર્જીત અંગ!
સાંભળવા ઈચ્છું ઘણું, મુજ કહો પૂર્વપ્રસંગ.'
વચન એવાં સાંભળી સ્વર્ભાનુ કહે, 'મહારાજ;
કાંઈ દુઃખ મારૂં, વળી કાંઈ તારૂં કહેવા આવ્યો આજ.
કશ્યપ ઋષિ તાત માહરો, રાહુ એવું નામ;
સખા માહરો કેતુ છે, તે પડ્યો રે તારક ઠામ.
સુણો હો! કારણ, ભૂપતિ, હું કહુંરે સાચું ભેદ.
શીશ છેદ્યા તણો સંશય, ટળે તમ સંદેહ:—
એકવાર વિષ્ણુ, અજ, સદાશિવ મળી મથ્યો તુજ તાત;
મંદરાચલ કીધો રવૈઓ, વિકટ કીધી વાત.
વાસુકિ કીધો નેતર ને કપટ કીધું એવ—
અસુરને મુખભાગ ગ્રહેવા આપીઓ તતખેવ.
અમર વળગ્યા પુછઓહોરે. મથ્યો તે સાગર સોય:
નાગ કોપ્યો, જ્વાળા મૂકી; અસુર વિહ્વલ હોય.
મથીને સાગર મધ્યથી કાઢીયાં ચૌદ રતન;
નામ પ્રમાણે કહું સઘળાં; સાંભળો, રાજન.
લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, ધન્વન્તરી, સુરાપાન,
ઐરાવત, અમ્રત, કામધેનુ, વિષ હળાહળ માન,
ઉચ્ચૈઃશ્રવા હય, ધનુષ્ય સારંગ, દિવ્ય રંભા દેહ,
પાંચજન્ય ને ચન્દ્રમા—રત્ન ચૌદ એહ.

વલણ.

રત્ન ચૌદે એહ રે તે સુરે લઈ વહેંચ્યાં સહી.
એ મીરાત તારા બાપની,' સ્વર્ભાનુએ વાણી કહી.

## કડવું ૮.

રાગ વેરાડી.

વાલ્મીકજી ભારદ્વાજને કહે છે ગંગાના તટમાંહે;
સુત પૌરાણિક કહે શૌનકને ભાષા રણક્ષેત્રમાંહે.
પૂછે ત્યાં જાલંધર રાજા, 'સાંભળ, કશ્યપતન.
કેહે, મુજ કારણ, કોપાસે છે તાતનાં ચૌદ રતન?
શીશ તમારૂં અમર ક્યમ થયું? મુજ મન એ સંદેહ.
સાંભળવા ઇચ્છા છે મુજને; કારણ કહોને તેહ.'
સાગર સુતનાં વાચક સુણીને સિંહિકાનો સુત બોલે,
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિશે નર નહિ કો તાહારે તોલે.
પૂર્વ કથા સાંભળ કહું, રાજા, સિંધુ મથ્યો સર્વ દેવ;
અર્ધ વિભાગ કરી અસુર સુર રત્ન કાઢીઆં એવ.
કપટી રૂપ સદા સુર કહીએ, અસુરનાં પ્રીછયાં મન.
મદિરાપાન પાઇ કર્યા ઘેલા, ના આપ્યું એક રતન.
મદિરામત્ત જ્ઞાન નહિ દાનવ, શિથિલ થયા તવ દેહ.
મોહિની રૂપ ધર્યું મહા વિષ્ણુ, કોટિ સૂર્યનું તેજ.
અસુર યુથમધ્યે રહી આવાં; સઘળે દીઠી શ્યામા.
એક કહે—અબળા એ માહારી, એક કહે—મુજ વામા.
મદિરાપાને થયા તે ઘેલા, પરસ્પરે તે ભડીઆ.
રત્ન એક દીઠું નહિ દ્રષ્ટે, યુદ્ધ કરીને પડીઆ.
દાનવ જાત થયા દુઃખભાજન, નિષ્કંટક થયા દેવ.
સભા કરી સુધારસ પીવા બેઠા સુરગણ એવ.
બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, મઘવા, સકળ દેવ પરિવાર.
ચન્દ્ર સૂરજ વીચે હું બેઠો તો છાનો સભામોઝાર.
અમ્રત પાન કરે સુર સઘળા, એક એક પ્રત્યે આલે.
દેવ સુધા અનુક્રમે પ્રામે, અસુર જાત નવ ભાળે.
છાનો હું મધ્યે બેઠોતો; અમ્રત મુજને આપ્યું.

'એ રાહુ', કહ્યું શશીદિનકર; વિષ્ણુએ શિર કાપ્યું.
અગ્ર ભાગ મુખમાં ગયું અમૃત, અમર એટલું હોય.
શીશ સજીવન થયું તે માટે, રહે ધડ મૃત્યુ સોય.
સુધાપાન કેયુ સુર સઘળે, વહેંચી લીધાં રત્ન;
આપ આપણી ધીર આદરમાં રાખ્યાં કરીને યત્ન.
લક્ષ્મીજી વિષ્ણુ અર્ધાંગે, ધનુષ્ય, શંખ પાંચ જન્ય,
કૌસ્તુભમણિ—એ રત્ન ચારે લીધાં જગજીવન.
ઐરાવત, રંભા ને ધેનુ ઇન્દ્ર સદન લેઈ આવ્યો.
પારિજાતક ને પ્રેમ સુરારસ મઘવા મંદિર સ્થાપ્યો.
સપ્તમુખો જે અશ્વ અનુપમ, તે રવિએ રથ રાખ્યો.
અમૃત કુંભ ધર્યો પાતાળે, શેષનાગને દાખ્યો.
વિષ હલાહલ શંકર કંઠે, ધન્વન્તરી શશી એહ,
સમસ્ત દેવ મળી એ રાખ્યા દિવ્ય મનોહર દેહ.
અપુત્રવાન તણી જ્યમ સમૃદ્ધિ લૂંટાય પરને હસ્ત,
ત્યમ સાગરને દમીને દેવે લીધી રીધ સમસ્ત.
તુજ સરખો સાગરને બાળક, સુભટ શિરોમણિ કહીએ.
આજ અજીત, જાલંધર રાજા, તારો પાર ન લહીએ.
દ્રોણ માત્ર તુજ આગળ સુરનર! રાજ, રત્ન લ્યો લૂંટી.
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ સાથે કાઢય ઇન્દ્રને કૂટી.
મોહોટો પદારથ પુત્ર પિતાને; જન્મ્યે ત્રણ રણ જાય.
પુત્ર પિતાનું દુઃખ ન ભાંજે, કુંભી નરક પચાય.
બીજા ભૂપ દમ્યા તમો મિથ્યા દેશદેશના રાય.
વૈભવ ભોગ કરે અરિ તાહારા, શી રહી મનુતાયે?
તુજ છતાં મીરાત જ તાહરી દેવ દર્પ ધરી રાખે,
ધિક પડો બળ મદ્ દ તાહારૂં એ!' વચન વજ્રસમ નાંખે.
'રીધ પોતાની પરઘેર જાતાં અવર આશ ન કીજે,

૪ સુરાપાન.

વેદપુરાણ વદે એમ વાણી–વિકટ રૂપમાં રીઝે.
ગજ રથ યોધ અનુપમ તાહારે, મોહોટો તુજ પ્રતાપ.
સિન્ધુતણો સુત તું નવ ગણવો, પુત્ર પટંતર સાપ.
ધિક્ પડો જે વૈભવ લક્ષ્મી ! ધિક્ સુભટ, બળપાણ !
પુત્ર છતે પિતારીધ જાતે, માંસરૂપીઓ પહાણ !
સમૃદ્ધિ રાખવા તાતે પાળ્યો, જાણી સહી સુજાત,
વિપત્તિ કાળે થયો તું જંબુકઃ સુણ, હો ! રાજા, વાત.
મંદિર બેઠાં મુંને ઉપન્યું–સાગરસુત છે બળીઓ;
એક તરણુ તુજથી નવ ત્રુટે,' એમ કહી કળકળીઓ.
'એવડી માહારે શી પડી છે, વારોવાર કહું તુજને ?
ઇન્દ્ર ભોગવે માલ અસુરનો, એ દુઃખ મોહોટું મુજને.'
એમ કહી ઉઠયો સ્વર્ભાનુ મનમાં મહા દુઃખ આણી.
તવ બોલ્યો જાલંધર રાજા રાહુઆ પ્રત્યે વાણી,
'સાંભળ, વીર, કહું હું તુજને, પ્રથમ ન જાણી વાત.
મારી માન મુકાવું સુરનર, તો સિંધુ મુજ તાત.
ઇન્દ્રાસન ઉખેડી નાંખું, બ્રહ્મસદનને ચુરૂં,
ગિરિ કૈલાસ સમૂળો કાઢી સાગર માંહે પૂરૂં.
દુઃખ ટળે જ્યમ પિતાનું, અંગ ઘણું સુખ પામે;
મંદિર દેવ રત્ન લેઉ ખુંચી, તાત વેદના વામે.
આકાશ, અવનિ, સ્વર્ગ, રસાતળ સહુને શોધી મારૂં.
વંશ છેદ કરૂં એ સુરને, નામ માત્ર ન ઉગારૂં.'
એમ કહી સભા દૂરી કીધી; બેઠા બળીઆ જન.
'ઇન્દ્રસદન જાવું યુદ્ધ કરવા,' એમ કહે રાજન.
શુક્રાચાર્યને કહે ભૂપતિ, 'ગુરૂજી, વાત વિચારો.
રણસંગ્રામ વિશે યશ પામું, જો સાથે પધારો.'

---

૨૧. વંસખેદરત્ન સુરને.

સકળ ભૂપને પૂછ્યું ભૂપતિ, ઠામ ઠામ ભડ શુહકે.
'ગણુના કોણ અમરપુર કેરી', દર્પ ભર્યા ભડ હૂકે!
'કેવું યુદ્ધ કરો છો,-સુભટો, સુરનરગણુ સંઘાત!'
કરતાં વાત દિવસ અતિ ક્રમ્યો અને પડી તવ રાત.
સુણી વાત સભા સહુ ઉઠી, ઠામ આપણે જાય.
'પડો વજડાવો' રાજા કહે છે. યોદ્ધા તત્પર થાય.
'બાળક વૃદ્ધ યુવાન જે કો વર્ષ આઠ ને એંશી,
સાદ સાંભળી કાયર થઇને રહે નગરમાં બેશી,
ભૂપતિ ક્રોધ કરે, તે ઉપર એવો દેવો દંડ–
ઘાણીમાં પીલી નૃપ તેનું અંગ કરે શત ખંડ'
રજની સાદ પડે એમ પુરમાં સુભટ હલોહલ કરતા.
'સજી આયુધ સુભટ સજ થાઓ,' અનુચર હીંડે ફરતા.
સાગરસુત ગયો તવ ઘરમાં જ્યાં છે વૃન્દા નારી;
વ્યગ્ર મુખ સ્વામીનું દેખી બોલી વાત વિચારી.

વલણ.

બોલી વાત વિચારી રે, 'સ્વામીજી, મુજને કહો.
કશી ચિંતા છે તમારે? સંભળાવી મુજ દુઃખ દહો.'

---

### કડવું ૯.

રાગ રામગ્રી.

એણિપેરે બોલ્યા વાલ્મીક મુન્યજી,
ભારદ્વાજ, સાંભળો સત્ય વચનજી.

ઢાળ.

સત્ય વચન તમો સાંભળો. પછે ભૂપ ગયો સ્ત્રી પાસ.
સ્વામી દેખી હર્ષ પામી, થયો અતિ ઉલ્લાસ.
સુંદર સિંહાસન વિશે તવ વિરાજ્યા ભૂપાળ.
ચરણ પખાળી ચરણોદક પ્રાશ્યું તત્કાળ

પુષ્પકેરા હાર કંઠે, ચંદન ચરચે અંગ.
તંબોલ બીડાં આપીઆં, મધ્ય એલચી લવંગ.
સમર્પીને રહી આગળ યુગ્મ જોડી પાણ.
ભૂપતિ વળતો બોલીઓ, 'સુણો, નારી ચતુર સુજાણ
માહારા પિતાનાં રત્ન ચૌદે દેવને ઘેર હોય.
મુજ છતાં મીરાત માહારી ભોગવે સુર સોય.
દેવદલ ચૂરણ કરીને રત્ન લાવું ઘેર.
મુજ તાત દુષ્ટે ઘણુ દમીઓ, મનમાં ન આણી મ
રત્ન લેવા અમો જાશું યુધ્યે સુર સંધાત.
અભિલાષ એવો થયો મનમાં-હણું સુરનર જાત.'
વચન સુણી નિજ નાથ કેરાં નારી વાણી વિવેક,
'હીનબુદ્ધિ હું જ્ઞાનરહિત, તમમાં બુદ્ધિ અનેક.
શુભ મતિ સારૂં કહું જો ચિત્તમાં આવે, સ્વામ-
દેવદલને જીતવા જેનાં બળ અતિ અભિરામ.
કપટ વિદ્યા દેવમાં બહુ; સાંભળો, મુજ કંથ.
પ્રથમ નાસે કાયર થઈને, પછે યુદ્ધ અનંત.
કોણ તમો ને કોણ સાગર? કોણ તમારો માલ?
રત્ન તમને દેવતા કયમ આપશે, ભૂપાળ?
પેટ ચોળી, પ્રભુજી માહારા, કાં ઉપજાવો શળ?
ઉછળી કાં ચરણ ભાગો? કરે કરી શિર ધૂળ?
નેત્ર મીંચી કૂપમાં કો કરે ઝંપાપાત?
સર્પમુખમાં અબુધ થઈને કોણ ઘાલે હાથ?
પરિવાર પોતાનો તજી કો વ્યાઘ્ર સામો જાય?
અમ્રતરસ અવનિ ધરી કો હલાહલરસ ખાય?
આજ શું ઓછું તમારે સમૃદ્ધિમાં, મહારાજ?
કોણ ગણના રત્ન કેરી? એ વાત મુકો આજ.
રાજ્ય પાળો આપણું ધરી હર્ષ મનમાં, પ્રશ.

કોના વડાવ્યે, કંથ માહારા, ઘટે નહિ તમ રીસ.
મુજ બુદ્ધિ અબળા પાનીએ; તમને કશો ઉપદેશ ?
એ વાતે આગળ સુખ નથી. તમે સાંભળો, નરેશ.
અસુર બહુ આગે હવા, તેણે નવ ચાલ્યું સુરસંગ.
દીપ રૂપી દેવમાં થઈ પડ્યા દૈત્ય પતંગ.
બ્રહ્મા, શિવ ને ઇન્દ્ર, દિનકર, વાયુ, વરુણ વિવેક,
ભરથાર તમ ભગિની તણો—એ સર્વ કપટી અનેક.
છળ ભેદ કરીને જીતશે તમ દેવ કરતાં યુદ્ધ.
ધર્મ ચાલો, પ્રજા પાળો, મુકો વાત વિરોધ.
ઓછું નથી કંઈ આપણે; વશ વર્તે બહુ નરેશ.
હસ્તિ, હય, રથ, સુખાસન, વળી બહોંતેર દેશ.
ભર્યે ભાણે ન થયું પુરૂં આહાર કેરૂં મન,
તો હાથ ચાટયે કયમ ધ્રાશો ? સાંભળો રાજન.
વૃદ્ધ વાણી ઓચરે—બહુ લોભ પાપનું મૂળ.
શીખવ્યે કોને, કંથ માહારા, કાં ઉરાડો ધૂળ ?
તમો યુદ્ધ ચઢયાનું દુઃખ નથી, મુજ સાંભળો, ભરથાર,
વિના સ્વાર્થ વિરોધ માટે અમો કહું નકાર.
સુભટ હોય તે રણ ચઢે, તેનો ન ધરવો શોક.
થાય જશ જીત્યે ઘણો ને મુએ મુક્તિ ત્રિલોક.
એ વાત મુકો પરહરી; યુધ્ધે નવ જાવું, કંથ.
ઉન્મારગ મુકો, પિયુજી; ચાલીએ શુભ પંથ.
તમ રાજ્ય આગળ રત્ન કેવાં ? લોભ છાંડો, રાય.
દેવ ઉપર દયા આણો; પ્રૌઢ તમ મહિમાય.
મતિ ફરી, મહીપતિ, તમારી; શું કહું વારોવાર ?
ભુવન ભેળા કરો રે લીલા; મુકો શાદ નિર્ધાર.'
પગે લાગે તે માન માગે, થર થર ધ્રુજે અંગ.
'વાર્યું માહારૂં નહિ કરો, પણ પામશો રણ ભંગ.

વલણ.

પામશો રણ ભંગરે. પિયુ, વાત મુકો પરહરી.'
નારીના પ્રતિબોધ ઉપર ભૂપ વાણી ઓચરી.

---

### કડવું ૧૦.

રાગ મારૂની.

કહે ભૂપતિ, 'સાંભળ, સ્યામા, એ શું બોલી વાણી રે ?
કાયર વચન વદે તું, અબળા, સુભટતણી પટરાણીરે !
ચતુરશિરોમણિ હોય કામિની, તે પિયુને વકારે રે
પ્રતાપવાન કરે પ્રબોધી; નાથ શત્રુ રણ મારેરે.
તુજને દ્વેષ કશો નહિ, નારી. અબળા ગતિ મતિહીન રે.
તુજ શીખામણ કશા કામની ? શું થઇ રહું સુર અધીન રે ?
મીરાત માહારા તાતની, જોઉં, કોણ દેવ એ રાખે રે ?
બ્રહ્મા, ઈન્દ્ર, સદા શિવ મારૂં,' ભૂપ વીનતિ દાખેરે.
લક્ષ્મી, કૌસ્તુભ, શંખ પાંચજન્મ, ધનુષ્ય મનોહર જેહરે,
ચાર રત્ન એ માહારા પિતાનાં વિષ્ણુ ભોગવે તેહરે.
મારી વિષ્ણુ લેઉં રત્ન ખુંચી; દાઝ હોલાય માહારી રે.
વાત વિચારી જો તું મનમાં, ચતુરશિરોમણિ નારી રે.
ઐરાવત, ધેનુ ને રંભા, પારિજાતક જે વૃક્ષરે,
સુરાપાન, રત્ન એ પાંચે વાસવ ઘેર પ્રત્યક્ષ રે.
કોણ માત્ર એ ઈન્દ્ર બાપડો; મશકની પેરે ચોળું રે.
રત્ન સહિત ઈન્દ્રાણી લાવું, સુર સઘળા રણ રોળું રે.
ઉચ્ચૈઃશ્રવા જે અશ્વ અનુપમ, તે રવિરથ કયમ રહેશે રે ?
લેતાં રત્ન ઘણું શુભ લાગ્યું; હવે પ્રહાર કયમ સહેશે રે ?
અમ્રત લાવું જઇ પાતાળે; શેષ નાગ બળ મોડું રે.
નવકુળ નાગ સહિત ભરી ભાજું, ફણા સહસ્ર ત્રોડું રે.

---

૧૪. મહાલક્ષ્મી.

ગિરિ કૈલાસ સમૂળો કાઢું; વિષ કારણ શિવને મારૂં રે.
ગણપતિ સહિત સકળજન કોને નવ ઉગારૂં રે.
ધન્વન્તરી, શશી રાખું મંદિર; એ કોણે નથી લીધરે.
એમ જાણે, નારી, તુજ કંથે પ્રપંચ કેવો કીધરે.
જો હું યુદ્ધ કરવા નવ જાઉં, સર્વ સુભટ મુજને નિન્દેરે
ભૂપ સકળમાં ભાર જ ભાગે, મુજને કો નવ વન્દે રે.
તાત તણી મન દાઝ ન ભાગે, જો રત્ન રહે સુરઘેર રે.
જીતી દેવ લગાડું ચરણે; મન ન આણું મહેર રે.
સુરનર જાણે એમ મનશું જે કો સાથે ન ખેડું રે.
સકળ રત્ન સંહરતાં સુરને ઘરસ્થાનક હું ફેડું રે.

સાંભળ, ચતુરશિરોમણિ અબળા, યુદ્ધ કરવા સહી જાવું રે.
રત્ન લેઇ સુરગણને જીતી ઘેર સમૃદ્ધિ લાવું રે;
નહિ તો દેહ કરૂં પ્રાણવર્જિત દેવસંગ રણ ભડતાં રે.
મોહોટો યશ થાએ મુજ, મહીલા, વરે અપ્સરા પડતાં રે.
એ બે પ્રકારે વાત પાધરી; સ્ત્રી, જો કાંઇ વિચારી રે;'
કહેણ વચન સુણી પતિ કેરાં વાત પ્રબોધે નારીરે,
'સ્વામી, સત્ય કહ્યું મેં માન્યું જે યશ તમ રણ થાશે રે.
સઘળી પેર તમારે સારૂં, માહારૂં સર્વસ્વ જાશે રે.
પતિવ્રતા હું, પ્રભુ, તમારી, તમો તો માહારે ઇશ રે.
અવર પુરૂષ તે તાત બંધું; સાક્ષી શ્રી જગદીશ રે.
પ્રાણજીવન, તમો પિયુ છો, માહરે સાહ્ય શિર મોટું રે.
સોક્ય રૂક્મિણી કરી શલિકા. હું નહિ બોલું ખોટું રે.
જીતે કીર્તિ, રૂક્મિણી શલિ; સાંભળીએ, મુજ કંથ રે.
કરો યુદ્ધ વરે અપ્સરા, સુગમ શોક, પ્રભુ, પંથ રે.
આજ અમારે કાંઈ રહ્યું નહિ, જે પ્રભુ યુધ્ધે પધારો રે.
કંથ વિના સંસાર જ સૂનો, વૃથા હોય જન્મારો રે.

---

૧૫. અસ્ત્રી જોને વીચારી રે.

કંથ વિના કુડું ઘર દ્રવ્ય; કંથ વિના સહુ આળ રે;
કંથ વિના કુટુંબ ન માને; કંથ વિના બહુ આળ રે;
કંથ વિના કો ઘેર ન આવે; કંથ વિના સર્વ ખોટું રે;
કંથ વિના દુર્જન જે શત્રુ કલંક દે શિર મોહોટું રે;
કંથ વિના પીહર ન માને, સાસરડે નહિ સોહ રે;
કંથ વિના સોહાગ જ શાનો? કંથ વિના નહિ કોય રે;
કંથ વિના હળવી અતિ અબળા, ત્યમ વિગુન ઘનપાખે રે;
કંથ વિના સગાં સહોદર કો નવ પાસે રાખે રે.
કંથ સમાન નહિ સુખ મોહોટું; સાંભળીએ, મુજ સ્વામીરે!'
ગદ્દગદ્દ કંઠે વલવલે વૃન્દા અતિ મનમાં દુઃખ પામી રે.
'સ્વામી, સુભટ તમો છો મોહોટા, મુજ કહ્યું મન ન આવે રે.
કોણ માત્ર બળવર્જિત અબળા ગજરાજ ગ્રહી લાવે રે?
શીઘ્ર જાઇ રણમાં જય પામો, શત્રુ થજો રણ ભંગરે.'
મૂકી શોક ચલાવે પિયુને, તવ ભૂપતિ મન રંગ રે.
'કુશળા રહેજો, વિજય પામજો, સુખીઆ થાજો, નાથ રે.'
કોમળ કંકુ કરી પુષ્પનો આપ્યો સ્વામી હાથ રે.
'માહારૂં સત્ય રહે જ્યાં સુધી,—સાક્ષી દિનકર દેવ રે—
ત્યાં લગી ભીતિ નહિ તમને, અંગ વજ્ર સમ એવરે.
વિષ્ણુ, શંકર અને વિરંચી, સુર નર સઘળા જેહરે,
પન્નગ, અસુર, યક્ષ, ગણ ગાંધર્વ યુધ્ધે નહિ જીતે તેહરે.
વાયુ ન ભેદે, નીર ન લોપે, અગ્નિ યુધ્ધે ન બાળેરે,
અંગ અડકે અસ્ત્ર થાય ચૂરણ, જો વૃન્દા સત્ય પાળે રે.
પર્વત ટોચ પદ્મ જો ફુલે, જળમાં અગ્નિ લાગેરે,
સિંધુ સાત મર્યાદા મૂકે, તો વૃન્દા સત્ય ન ભાગેરે.
ચળે મેરૂ, પડે ભ્રુમંડળ, ધરા ધરે નહિ શેષરે,
દિનકર દેવ ઉગે આથમણો, સત્ય ન છાંડે રેષરે.

૯. દુ:ખ.

સત્ય રહ્યાનું, પ્રભુ, પારખું—જ્યાં લગે કંદુક લીલોરે;
એક પુષ્પ સુકું નવ દીસે, ત્યાં લગે દેવદળ પીલોરે'.
એમ કહી અબળાએ પોતે વધાવ્યો નિજ કંથરે,
'જીતી દેવને વિજય પામજો, થાજો કીર્તિ અનંતરે.

વલણ

થાજો કીર્તિ અનંત તમારી, વિજય પામજો નાથરે,
સહસ્ર એક ગજરાજ તણું બળ હજો તમારે હાથરે.

---

## કડવું ૧૧.

રાગ ગોડી

વાલ્મીક કહે, સાંભળો, ઋષિરાય, અગ્ર કથા તમ કહું મહિમાય:
સ્ત્રી સંગાથે શીખ જ કરી ચાલ્યો ભૂપ હર્ષ મન ધરી.
કંદુક પુષ્પનો મસ્તક ધર્યો, સજ્યો નરપતિ હરખે ભર્યો—
કવચ વજ્ર સમ પહેર્યું અંગ, ભાથા બહુ બીડયા મન રંગ.
નગર બહાર સુભટ નીકળે, ગજ, વાજિ, કો પાળા પળે.
કો રથ ઉપર થયા આરૂઢ, ધસમસ્યા ધીર સકલ બળ મૂઢ.
ગજ ઉપર નૃપ થયો અસ્વાર, દેઈ આશિષ બોલાવે નાર.
નિશાણુ નાદ ગડગડતા સહી, સુભટ સકળ શિર નામે જઈ.
રણશિંગાં, ત્રંબાળુ નાદ, ઢોલ ધડાકા, બહુ મરજાદ.
કાંશી, ઝલ, ડમરૂ ત્યાં ગડે, સકળ શબ્દ વાજે ધા પડે.
ચંગ, મૃદંગ, કંસા ઓળ ઘણી, બહુ ધુનિ રણતુરજ તણી-
સરણાઈ, ગોમુખ સ્વર તે સોય. બહુ વિધ નાદ નફેરી હોય.
સકળ સુભટ દાનવના જેહ, શીઘ્રે થઈ દળ ચાલ્યું તેહ.
બળી દાનવ આદિ જે યોધ ધુમડ ધીર ધસ્યા મન ક્રોધ.
જયમ ચાલે સાગર ઉધાંન, એમ ધસ્યું દળ રાનોરાન,
ભાજે વન, પર્વત, તરૂલતા, એકએકપેં ભડ શોભતા.
તવ હરખ્યો જાલંધર ઘણું અન્નર્ષ સૈન્ય જોઈ આપણું.

---

૨૬. અરણુવસેન.

ચમર છત્ર ધરી નૃપ ધીર, હાથ ગદા છે, સબળ શરીર.
સ્વર્ગસદન પહોંત્યો તત્કાળ, અમરાપુરી આવ્યો ભૂપાળ.
અમર સમીપ કર્યો સિંહનાદ, નીસાન ગડગડે, બહુવિધ વાદ.
સુણી શોક સુર પામ્યા સહુ. હળફળીયું અમરાપુર બહુ.
અનુચર ઈન્દ્રતણા જોઈ વળે, જાણી જાલંધર પાછા પળે.
વાત વિચાર વાસવને કહે, નામ નૃપ જાલંધર લહે.
તવ મઘવાને ચિંતા થઈ–શે કામે નૃપ આવ્યો અહીં ?
તવ જાલંધર કર્યો વિચાર, જન મોકલ્યો સુરપતિ દ્વાર,
'રત્ન પાંચ પિતાનાં જેહ, કહો ઈન્દ્રને આપે તેહ.
નહિંકર તત્પર થાઓ તમો, યુદ્ધ કરવા આવ્યા છું અમો.'
પૂરણ શીખવીને ભૂપતિ વાત વિવેક કહી જુગતિ.
સેવક શીઘ્ર આવ્યો ત્યાંહાં, સુરસભા બેઠી છે જ્યાંહાં.
ત્યાં આવી ઊભો રહ્યો, સમાચાર સહુ દલનો કહ્યો.
"હું મોકલ્યો જાલંધર રાય, કહાવી વાત, સુણો મહિમાયઃ–
રત્ન તમો સાગરનાં લીધ, મહા માહું સુર સઘળે કીધ.
મુજ સરખો સાગરને તન. માલ અમારો ચૌદ રતન–
પ્રથમ પાંચ રત્ન તમ કને, સામા આવી આપો મુને.
નહિંકર પામશો ઘણુ દુઃખ, માલ લેઇશ ભાંગી તમ મુખ."
દૂતનાં એમ વાયક સુણી વાત કહે અમરાપુર ધણી,
'કોણ સુભટ જાલંધર રાય, મુજ રત્ન કરે ઇચ્છાય ?
જઈ કહેજે તાહારા ભૂપને, વહેલો થઈ આવે મુજ કને.
વજ્રથી શિર ચૂરણ કરૂં, જીવતો ગ્રહી ગિરિમાં ધરૂં.
કોણ સિન્ધુ ? તું કોનો પુત્ર ? રચી પ્રપંચ આવ્યો સૂત્ર.'
એમ કહી તિરસ્કાર જ કર્યો, અનુચર પાછો પરવર્યો.
આવી સાગર સુતને કહે છે, સાંભળવા સહુ છાના રહે છે.
જે જે ગર્વ વચન સુરતણાં, દૂતે વધારી કીધાં ઘણાં.
સુણી વાત રાજા કળકળ્યો, વિના અગ્નિ તે પરજળ્યો.

તેડી અસુર વકાર્યા ઘણા, 'મારો દેવ, ન કરશો મણા.
ભાગો નગર દુર્ગ, કોશીશ, હણો કોટિ સુર તેત્રીસ.
સુર રાજા ગ્રહો જીવતો, દાટો ઇન્દ્રાસન સમેતો.
ઇન્દ્રલોક વર્તો મુજ આણ, દેવલોક પાડો ભંગાણ.'
નૃપનાં વાયક સાંભળી ઉઠયા યોદ્ધા ઘણુ હલફલી.
'માર માર', કરતા સિંહનાદ આવ્યા પોળે, સુણ્યો સુર સાદ.
સુણી શોર સુર પામ્યા ત્રાસ, નરનારીનાં ચિત્ત ઉદાસ.
કરી ક્રોધ ચઢયો સુરરાજ, સુર સુભટ કર્યા સાજ.
ઐરાવત ગજ ઉપર ચઢે; અમરલોક સેના દડબડે.
અંગ કવચ, વજ્ર ગ્રહી હાથ યુદ્ધ કરવા જાલંધર સાથ.
ઉભય દળ નિશાણ ગડગડે, મળી સુર અસુર દળ ભડે.
વાલ્મીક કહે, સુણો મહિમાય, ઇન્દ્ર જાલંધર યુદ્ધ થાય.

વલણ.

યુદ્ધ ઇન્દ્ર જાલંધર તણુ થયું તેણિ વારરે.
હવે આગળ શું નીપજ્યું, તેનો કહું વિસ્તારરે.

---

## કડવું ૧૨.

રાગ મલ્હાર.

વાલ્મીકજી ભારદ્વાજને કહે છે ગંગાના તટમાંહે,
સૂત પૌરાણિક કહે શૌનકને જાલંધર મહીમાએ.
સુરઅસુર દળ મળ્યાં ટોળે, માંડયું યુદ્ધ અપાર.
ગજરાજ ગજ સાથે ભડે, બહુ અસ્વારે અસ્વાર.
રથપતિ રથસંગ ભડતાં, સુભટે સુભટ સમાન.
સમોવડ યોદ્ધા ભડે, ત્યાં સિંધુસુત રાજાન.
સમીપ આવી શીઘ્ર સુરપતિ, જાલંધરને અંગ
પ્રહાર મુકે, ઘણુ ભુડકે ધરી મનમાં રંગ.

---

૩ દાટો ઇન્દ્રાસન જોઈ માટે ૬. કરા સમાજ.

ગજરાજ ઉપર પુષ્પ મુકયે ભાર લાગે જ્યંમ,
સિંધુ સુતને વજ્ર સુરનું અંગ વાગ્યું ત્યમં.
પછે કોપે ચઢયો નૃપતિ ધસ્યો ધુમડમલ્લ.
ગદા મેહેલી ફેરવી, ગર્જ ઈન્દ્રવાહન ભલ્લ.
ગજેન્દ્ર નાઠો ત્રાસ પામી, કરી બહુ ચિત્કાર.
સુરરાજદલ ભંગે જ પડીયું, પૃષ્ઠ દાનવમાર.
ઇન્દ્રે ગજ તવ ફેરવીને શીઘ્ર રાખ્યો હામ.
અમરગણ પાછા ફરીને કરે મહા સંગ્રામ.
વળી તે કોપે ચઢીને મઘવા વજ્ર મેહેલે પ્રૂઢ;
જાલંધરને સ્પર્શ ન કરતું—દેખી જન દિઙમૂઢ.
સાધ્વી ઘેર સુન્દરી, તેના સત્ય તણો આધાર.
અંગ અસ્ત્ર આડે નહિ નૃપને; વિજય દલમાં સાર.
ફરી ભૂપતિ ગદા ફેરવી ક્રોધ પુરિત દેહ,
ઈન્દ્ર ઉપર ધસ્યો દાનવ પ્રહાર કરતો તેહ.
નેત્ર પાવક જળહળે; તે ઈન્દ્રે વિચાર્યું મન,
'ગદા પ્રહારે ભૂપ મુજને મોકલે યમ સદન'.
નાઠો સુર, ભંગાણુ પડીયું, વર્ત્યો હાહાકાર.
અમરપુર ઉજ્જડ કરીને પળ્યાં સહુ નરનાર.
સિન્ધુસુત તવ હર્ષ પામ્યો, કર્યો સ્વર્ગ પ્રવેશ:
બળી દૈત્ય મૂકયો ત્યાં રક્ષક; સુરપુંઠે ચડયો નરેશ.
સુરરાજ આગળ, પુંઠે દાનવ, દમોદમી એમ જાય,
બ્રહ્મસદન અતિ ત્રાસ ધરતો આવીઓ સુરરાય.
પ્રસ્વેદ પૂરણ વળ્યો સુરને, થરથર ધ્રૂજે અંગ.
'કમળભૂ અમને રાખીએ, દાનવ પમાડે ભંગ.
સિન્ધુ કેરો દીકરા, જાલંધર એવું નામ,
રત્ન લેવા, દંડ દેવા, કર્યો બહુ સંગ્રામ.
અમરપુર ઉજ્જડ કરીને અમો આવીઆ આંહે.

વિરંચી, અમને ઠામ આપો; હાવે જાઇએ કાંહે ?'
ચતુરાનન એમ બોલીઆ, 'અમ આશરો નહિ, દેવ.
અસુર આગળ મેં નવ ચાલે; સાંભળો, સુર, એવ.
દેવ કોણું નવ કરે, નવ ધનુષ્ય ઝાલું પાણ.
પ્રહાર મૂકે, ગાળ દે, તો નવ બોલું મુખ વાણ.
ઉપાય ઉગરવા તણો છે—ચાલો સાગર તીર;
મહા વિષ્ણુનું સ્મરણ કીજે, રાખે શ્યામશરીર.
બ્રહ્મ, ઇન્દ્ર, વરૂણ, વૈશ્વાનર, સકળ સુરનર સાથ
સિન્ધુતીરે રહ્યા આવી; નમે જોડી હાથ.
દેવ કેરી દયા મન આણી પ્રગટ થયા જગદીશ.
અમર આગળ રહ્યા આવી, સર્વ નામે શીશ.
વાત વિગત નાથને સર્વ કહી સુરરાજ,
'અસુરદલ અમ પુંઠે આવે; સાંભળો, મહારાજ.'
ભક્તજન પ્રતિપાળ હરિજી સુણીને તત્પર થાય.
શંખ, ચક્ર, ધનુષ્ય સારંગ કર ધર્યું હરિરાય.
ગદા તે કૌમોદકી ને ખડ્ગ નન્દક નામ,
ગરૂડ વાહન ચતુર્ભુજ પછે ચાલીઆ અભિરામ.
દેવ કેરી દયા તે જાણી પધાર્યા ભગવાન;
અસુરદળ આવી રહ્યા, જ્યાં દાનવપતિ રાજાન.

વલણ.

ભૂપ જ્યાં દાનવ પતિ પ્રભુ આવી રહ્યા રે.
'સુભટ, તું તત્પર થજે', પ્રતિબોધ ભૂપતિને કહ્યા રે.

---

### કડવું ૧૩.

રાગ સામેરી.

શ્રી વૈકુંઠથી આવ્યાં નાથ, ભડવા નૃપ દાનવ સાથ.

---

૧૨ વાત લીચક.

સુણી વાત થયા ઋષિ ક્રોધ, 'નૃપ, કો મરે નહિ યોધ'.
મંત્રજીવિની વિદ્યા સાધી, જીવાડી તે સેના બાધી.
સર્વ યોધ સજ્જ ત્યાં થાય. ઘણું હરખ્યો અસુરનો રાય.
પછે ભૂપનિ કેરે અંગ મુક્યો પ્રહાર ગદા શ્રીરંગ.
ગદા પ્રહાર તે અંગ ન વાજે, અસ્ત્ર અડતાપહેલું ભાજે.
પછે ભૂપતિ સાધે બાણ; રણ ઉભા છે શારંગપાણ.
શર દીસે પાવક જ્વાળ; મુકી યુદ્ધ ખસ્યા ગોપાળ.
મન વિષ્ણુજી એમ વિચારે, 'એ દુષ્ટને કો નહિ મારે.
જેને આગે ચક્ર ન ભેદે, તો અન્ય અસ્ત્ર કોણ વેધે ?
કો રક્ષક મસ્તક ઓઢ.' શ્રી નાથ થયા દિંગમૂઢ
'બીજા યોધ ન માર્યા જાય. મુઆ સુભટ જીવતા થાય.
જ્યમ સાગરનીર ન ખુટે, જ્યમ ત્રણ પ્રગટ થાય મેઘ ત્રુટયે.
મુજ નથી આશરો આજ,' પ્રભુ વળીઆ દેવસમાજ.
તે તો જાય ગિરિ કૈલાસ, શરણાગત શંકર પાસ.
વિષ્ણુ સુર નાઠા તે જ્યારે, કેડે થયો ભૂપતિ ત્યારે.
કૈલાસ તળેટી સાર રચ્યા શિબિરભુવન નિર્ધાર.
સર્વ સુભટ કરી મહેથાણ જન ઉતર્યા રાણોરાણ.
થાય નિશાન નાદ અનેરા, ગિરિ વીંટયો, સુરનર ઘેર્યા.

વલણ

ઘેર્યો સુરનો સાથ સઘળો; ભૂપ મન હરખ્યો ઘણું રે.
દાનવ અતિ આનંદીઓ દેખી સૈન્ય અર્ણવ આપણું રે.

---

## કડવું ૧૪

રાગ મારૂ

કહે વાલ્મીક, ભરદ્વાજ, સાભળો હર્ષ ધરીને મનરે.
ગિરિ કૈલાસ તણી તળેટી રચી સભા રાજનરે.

---

૯: ક્વચિત્ ન ભેદે.

તેણે સમે ઋષિ નારદ આવ્યા જાલંધરની પાસ રે.
આકાશમાં દીઠા ઋષિપુંગવ, ભૂપતિ અતિ ઉલ્લાસ રે.
આસન આપી પૂજા કીધી, ચરણોદક શિર લીધાં રે.
'ભલે પધાર્યા; કર્યો કૃતારથ,' આદર માન જ દીધાં રે.
'આજ સફળ અવતાર અમારો; સ્વામી ભલે પધાર્યા રે.
કામ કહો, મુજ શીશ ચઢાવું, દાસ ભલે સંભાર્યા રે'.
વાત વિવેક સુણી ભૂપતિની વળતા નારદ બોલે રે,
'સુર, અસુર, પન્નગ, નૃપ જોતાં નહિ કો તાહારે તોલે રે.
કાંઈ એક વાત વીનતિ માહારી સાંભળ, સુભટ સુજાણ રે,
વૃન્દા સતીશિરોમણિ નારી, નૃપ, લક્ષણગુણખાણ રે,
ત્રણ ભુવન જોતાં નૃપ એવી અબળા કહીં નવ હોય રે;
તેથી ઘણી વપુ લક્ષણ છે શંકર નારી સોય રે.
હિમાચલ તનયા અતિ ઉત્તમ, નામ પાર્વતી જાણું રે.
કનકવર્ણ કાયા, કટિ ચિત્રક, અંબુજ નેત્ર વખાણું રે.
ચન્દ્ર વદન, શુકચંચ નાસિકા, દંત દાડમનાં બીજ રે.
ભ્રકુટિ ધનુષ્ય આકાર અનુપમ, મુખ ઝળકે જયમ વીજ રે.
અધર બિંબ ફળ પાકાં જાણે, ગ્રીવા કંબુ કપોત રે.
ઉત્તમ ઉરોજ અનુપમ ચક્રવાક જયમ જોડ રે.
હસ્ત તણી હથેળી વારૂ, અંગુલિનખ રવિચન્દ્ર રે.
ચમર ચોટલો જાણે મસ્તક માંડી રહ્યો નાગેન્દ્ર રે.
કદલી કનક અધોમુખ જંઘા, ચરણ કમળસમ અંક રે.
ગજગતિ ચાલ, નાદ કોકિલા, રત્ન વચ્યું ઘેર રંક રે.
અંગે વૃદ્ધ વિરૂપ સદાશિવ, તેને એ શી નાર રે?
આસમુદ્રાન્તતણો તું રાજા, શોભે સ્ત્રી તુજ દ્વાર રે.'
મહીપતિ મોહ લગાડી નારદ પામ્યા અંતર્ધાન રે.
પાર્વતી લેવા થયો તત્પર, તેડ્યો તમ સન્નિધાન રે,

૧૮ ચક્રવા અક જમ જોતરે.

"અરે હુાર,! કૈલાસ પધારો, શંકરને કહો વાણીરે,
'રૂપ અનુપમ અબળા તાહારે ઉમયા ઘર મહારાણીરે.
એ અબળા તુજ જોગ નથી; તું વૃદ્ધ, એ જોબન બાળારે.
ભેટ આપ અમને તું ઉમયા મુકી કપટના ચાળારે.
તાહારો વાસ સ્મશાને વારૂ, ભસ્મ ભરે બહુ અંગરે.
વ્યાઘ્ર ચર્મતણું તુજ અંબર, અંગદ બાહુ ભુજંગરે.
જટા જુટ, સખા ભૂતાવળ, નગ્ન કાયા કુરૂપરે,
પંચ વક્ત્ર ને નેત્ર ત્રણ તું, રૂંડ માળા વિરૂપરે.
એ અબળા તાહારે નવ જોઇએ, જાલંધરને આપરે.
વૃદ્ધ વપુ તું, અબળા જોબન, તાહારૂં એનું પાપરે.
રંકતણે ઘેર રત્ન ઘટે નહિ, આપ મુજને નારીરે.
વૃન્દાસ્ત્રી ઉપર પટરાણી, કરશે ભૂપ વિચારીરે.
પેર કરી પ્રીછવજે શિવને, જ્યમ અબળા કર આવેરે."
મધુર વચન દાનવપતિ કહીને શીઘ્ર રાહુ ચલાવેરે.
શીઘ્ર થઇ શિખર કૈલાસે સ્વર્ભાનુ ત્યાં આવ્યોરે.
ધસમસ્યો ધીર ઉછાહ મનમાં, લેવા ગૌરી સીધાવ્યોરે.
તેણે સમે ત્યાં સભા પુરીને બેઠા શંકર એવરે.
પોતાના પરિવાર સંઘાતે કેલિ કરે મહાદેવરે.
તેહ સભામાં આવ્યા ખટમુખ, સાથે બંધુ ગણેશરે.
પોતાતણાં વાહન સજીને કીધો સભાપ્રવેશરે.
સ્કંદતણું ત્યાં મોર વાહન, ગણપતિને ઉંદર હોયરે.
શંકરઅંગ થકી વછૂટયો નાગ વાસુકિ સોયરે.
મૂષકને ખાવાને ધશીયો નાગ વાસુકિ જ્યારે,
શીઘ્ર થઇ ગણેશે હાંકયો સભા દેખતાં ત્યારે.
ગણપતિનું વાર્યું નવ કીધું, મૂષક ઝાલવા જાયરે.
દેખી સર્પ મોર તવ કુદ્યો, ભુજંગ વ્યાકુળ થાયરે.
પામી ત્રાસ નાગ જઈ વળગ્યો શંકરકેરી કોટરે.

સકળ સભા આનન્દ જ પામી દેખી મોરની ચોટરે.
તવ ઉઠયા ઉમયાપતિ જાવા હર્ષધરી અતિ મનરે.
એવી સભા દેખી સ્વર્ભાનુ કહી શકયો ન વચનરે.
આવ્યો ત્યમ ફર્યો સિંહિકાતન, ગયો રાયને પાસરે.
જે જે ચરિત્ર સભામાં દીઠાં, કહ્યા રાયને ઉલ્લાસરે.

વલણ.

'મેં તો કાંઈ કહ્યું નહિ શિવને, અમથો પાછો વળીઓરે.'
સુણી વાત ભૂપતિ ક્રોધ્યો, અગ્નિ ઘીથી પ્રજળીઓરે!

---

### કડવું ૧૫.

રાગ કેદારો.

સ્વર્ભાનુએ વાણી કહી, સુણી ભૂપતિ ક્રોધ્યો સહી.
તિરસ્કાર કરીને રાજા ઊચરે રે.

ઢાળ.

તિરસ્કાર કરીને ઊચરે, 'અલ્યા, અબુધ મૂઢ અજાણ.
શું કરૂં જે સેવક માહારો, નહિકર કાઢું પ્રાણ.
કાજ એક તુંથી નવ સીધ્યું, વાત ગોષ્ટિ નવ જાણી.
અર્થ એક સર્યો નહિ માહારો, નવ થઈ ઉમયા પટરાણી.
પાછો ફરી જા કૈલાસે શીઘ્ર થઈ તું, શૂર.
આણી વાર અણબોલ્યો આવે, તો વદન કરૂં તુજ ચૂર.'
કહેતાં બેવ આવ્યો કૈલાસે પશુપતિ બેઠા જ્યાંહે.
જે જે વચન કહ્યાં દાનવે, સ્વર્ભાનુ કહે ત્યાંહે,
'હું મોકલ્યો જલંધર રાયે, કહાવી તમને વાત.
કહ્યું, શિવ જોગ નહિ ઉમયા, આપો અમારે હાથ.
અંગ વિભૂતિ, વસો શ્મશાને, ગજચર્મ પરિધાન.
રંક તણે ઘેર રત્ન રહે કેમ? પશુપતિ, સાચુ માન.

---

૩ જોવા.

એ અબળા અમ જોગ, સદાશિવ; કહાવ્યું દાનવરાય."
સુણી વાત ક્રોધ્યા અતિ શંકર, પ્રલય થયા મનમાંહ્ય.
પ્રહાર કર્યો રાહુને ત્યારે. ક્રોધ કરી કહે ઈશ,
'કોણ અબુધ તાહારો જાલંધર ? હવડાં છેદું શીશ.
જઈ કહેજે અજ્ઞાની એને—મોહોટી ઘાલી હામ;
મુજ અબળા ઉપર થઈ ઇચ્છા, મરણગતિએ વિરામ.'
શંકરવાત સુણીને વળીઓ, ભૂપતિને કહી પેર,
'સ્વામી, પ્રહાર કર્યો મુને રુદ્રે; મન ન આણી મહેર.'
તવ કોપ્યો જાલંધર રાજા, ગદા ફેરવી હાથ,
'કાઢું કૈલાસને સમૂળો; મારૂં શિવનો સાથ.'
તેણે સમે નાઠા સુર સઘળા, આવ્યા જે ગિરિ કૈલાસ.
'રાખ, રાખ શરણાગત, શંકર,' કહે ભરાણા શ્વાસ.
તેણે સમે ઉમયા બેઠાં છે શિવ તણે ઉછંગ;
હાસ્ય વિનોદ કરે નરનારી મન ધરીને રંગ.
સકળ દેવ બુંબારાવ કરતા આવ્યા ત્યાં સુરજન.
દેખી દેવ ઉઠાડયાં ઉમયા. 'જાઓ મધ્ય ભુવન.
હાસ્ય કરે આપણને સુરપતિ દેખી સજોડે સાથ.
તે માટે પધારો ઘરમાં,' એમ કહે પશુનાથ.
વિષ્ણુ, વિરંચિ, વાસવ સાથે સુરનરકેરાં વૃન્દ.
ઉઠી માન સદાશિવ આપે મન ધરી આનન્દ.
અર્ઘ્યપાદ્ય પૂજા કરી પૂછે, 'કયમ કૃપા અમપર કીધી ?
દીન અનાથ ધરી મનમાંહે, સૂધ સેવકની લીધી.'
શંકર વાયક સુણીને કોમળ વિષ્ણુજી વાણી બોલે,
'દારુણ યુદ્ધ કર્યું-દાનવ નૃપ, રણમાં સુરને રોળે.
ઇન્દ્રાસન લીધું, બલિ ત્યાં મૂકયો, સુરનર હાંકી કાઢયા.
સામા થઈ સંગ્રામ કર્યો તે મારી યોદ્ધા પાડયા.

---

૫ ઘાતી હાંમ.

ભાગ્યો મઘવા, બ્રહ્મસદનમાં આવ્યો પામતો ત્રાસ.
જાલંધર આવ્યો એમ સુણતાં બ્રહ્મા થયા નિરાશ.
ચતુરાનન સંગાથે વાસવ આવ્યા સાગરતીર.
સ્મરણ કીધું માહારૂં, ત્યારે હું આવ્યો દેવા ધીર.
વિગત વાત સુણી યુદ્ધ કરવા આવ્યો હું નૃપસાથ.
આયુધ એક ન ભેદે અંગે દાનવને વિખ્યાત.
શારંગ ચાપ, ગદા કૌમોદકી, અવર અસ્ત્ર બહુ નામ;
ભૂપતિ અંગ અડે નહિ એકે, મોહોટી વાત વિરામ!
યુગ્મ વાર ચક્ર થયું મિથ્યા, દાનવે કીધો પ્રહાર;
ગદા ફેરવી મારી ખગને, વાહને ખાધી હાર.
અવર ઉપાય નથી ઉગરવા; રાખ, પશુપતિ, શરણ.'
દીન દામણા દેવ સઘળા, પછે તે લાગે ચરણ.
દેવની વાણી સુણીને શંકર કહે ભરાણા ક્રોધ,
'મઘવાએ માગ્યો મુજ પાસે યુદ્ધ કરવાને યોધ.
બળપાણ ગયું ક્યાં હાવાં? કાં નથી કરતા રાદ?'
કોણ માત્ર તવ આગળ નૃપતિ? મારી હાંકી કાઢ.'
સુરપતિ કહે અજ્ઞાનપણામાં કીધો હશે અહંકાર.
આજ અવર કોએ નવ રાખે; ઉમયાપતિ, ઉગાર'
કહે સદાશિવ, 'અરે વિષ્ણુજી! કાં નથી કરતાં યુદ્ધ?
મારી ભૂપ સકળ લ્યો ખુંગી ગજ, વાજી, આયુધ.'
વાત સુણી હસીઆ કમળા પતિ, 'સુભટ તમારો અંશ;
તમો ઉપાયો, તમથી મરશે; મુકો વાત વિધ્વંસ.'
'દેવ ઉગારો, દાનવ મારો', કહે સહુ નામી શીશ,
'અનુકૃપા કરો તમો અમને, નાથ ગિરિજાઈશ.'
કહે સદાશિવ, 'કાં નહિ હાવે યુદ્ધ કરૂં નૃપસંગ?'
શીખ માગવા ઉમયા પાસે ચાલ્યા શિરધરગંગ.

૫ વીચક વાત.

વલણ.
પશુપતિ કહે, 'પાર્વતી; સુણીએ. આજ્ઞા દ્યો મુજ નારીરે.
યુદ્ધ કરવા જાલંધર સાથે મનસા થઇ છે માહારીરે.'

### કડવું ૧૬.

રાગ વેરાડી.

કહે ઉમયા, 'સાંભળીએ, કંથ. વાત કહું, આવે તમ ચંત.
પ્રભુ, તમારે શું છે કામ, દાનવશું વઢવા ધરો હામ ?
એ સકળ દેવ જાણે તે કરો, પ્રભુજી, તમો ક્રોધ પરહરો.
શંકર, મન વિચારો પેર, દાનવશું કરશો નવ વેર.
નાથ વિનોદ કરો કૈલાસ, પુત્ર કલત્ર ધરે ઉલ્લાસ.
વિના સ્વાર્થ નવ કીજે યુદ્ધ, મુકો કલેશ ને માનો બુદ્ધ.'
સાંભળી વાત કહે શિવ વાણ, 'સાંભળો, ગૌરી ચતુર સુજાણ.
શરણ અમારે આવ્યા દેવ, જાણી સમર્થ કહે મહાદેવ.
જો તેને ન કરૂં ઉપકાર, તો ધિક પડયો મુજ અવતાર.
મુજ દુઃખ નથી સુરને સાથ, સાંભળ એક અનેરી વાત.
એ દુષ્ટ તમારી ઇચ્છા કરે, મોહોટું દુઃખ,' શંકર ઉચરે.
'દાનવદૂત આવ્યો મુજકને, સાંભળ નારી કહું તે તને.
કહ્યું-શિવજોગં નહિ એ નાર, ઉમયા રહે જાલંધરદાર.
મારી કાઢું દાનવજન, તે માટે યુદ્ધ કરવા મન.'
એવી વાત સુણી કહે નાર, 'શીઘ્રે પધારો રણ, ભરથાર.
કરી સંગ્રામ દેખાડો હાથ, બીજી વાર કરે નહિ વાત.'
એવાં વાયક ઉમયાનાં સુણી યુદ્ધ કરવા મતિ કીધી ઘણી.
જન મોકલ્યો જાલંધર પાસ, 'તું સિંહ સુભટ, આવે કૈલાસ.
યુદ્ધ કરવા આવું છું હેંયે, શીઘ્રે થઇ નૃપ રહેજે તુંય.'
પછે પ્રભુ થયા સાવધાન, હસ્તિચર્મ કર્યું પરિધાન.
હાથ ત્રિશળ, વૃષભ આરૂઢ, ત્ર્યંબક ચાપ, ખડગ અતિ પ્રૌઢ.

---

૨૦ નિજનાર.

ત્રિ લોચન, શુભ પંચ વદન, પિનાકપાણી, અરિદલભંજન.
નન્દી ભૃંગી સેવક સાથ, યુદ્ધ કરવા દાનવ સંઘાત.
સકલ અમરગણ સાથે ગયા, યુદ્ધ કરવા સપરાણા થયા.
ગિરિ કૈલાસ તળેટી જ્યાંહાં, શિબિર રચી ઉતરીઆ ત્યાંહાં
દક્ષિણાંગે સહુ દેવ ઊતર્યા, વામાંગે દાનવજન ઠર્યા.
ઉભય દલ વાજે નિશાન, સુભટ હલોહલ રાનોરાન.
પટહ ઢોલ વાજે કર્ણાટ, ત્રંબાળુ ગોમુખ વાજે ઘંઘાટ.
ચંગ મૃદંગ, ઘણાં રણતૂર, ભોગળ ભેર સરણાઇ પૂર.
રંગાઓળ, કંસાઓળ ઘણી, વાજે નફેરી શુભ સ્વરતણી.
કાળી ઝુસર, બણુગાં બહુ, રઢીયાળાં રણશિંગા કહું.
બહુ દળ ઘનવત્ ગડગડે, સહુ હરખે, વાજે ને ઘા પડે.
સાગરસુતનું દલ જ ઘણું, બહુ પ્રાક્રમ દાનવભડતણું.
અરિભંજન પોતે ભૂપાળ, સાગરસુત શત્રુનો કાળ.
દેવનિશાંન સુણીને કાન શિબિર બહાર આવ્યો રાજાન.
તવ અનુચરે કહી વાત, 'યુદ્ધ કરવા આવ્યા પશુનાથ.

વલણ

યુદ્ધ કરવા સુરનર સંઘાતે આવીઆ પશુપતિરે.'
વાયક એવાં સાંભળીને ક્રોધે ભરાણો ભૂપતિરે.

---

કડવું ૧૭.

રાગ સામેરી.

વાલ્મીક કહે, ઋષિ, સાંભળો પછે નિપન્યું જે કામ,
સુભટ જે દાનવપતિ બોલ્યો વચન અભિરામ.
શિબિરમધ્યે સભા કીધી, તેડયા સઘળા યોધ.
'જટિલ આવ્યો દેવબીડે ધરી મનમાં ક્રોધ.
તે માટે રણ રચો, સુભટો; કરો મહા સંગ્રામ.
વિષ્ણુ, બ્રહ્મા, સુર, સદાશિવ-સકળ ફેડો ઠામ.

વાર બીજી ફરી ન આવે યુદ્ધ કરવા કાજ.
'મણા કશી નવ મુકશો', ઉચર્યો દાનવરાજ.
શુક્ર પ્રત્યે ઉચર્યો નૃપ, 'સાંભળો, ગુરુદેવ.
શુભ યોગમાં રણસ્તંભ રોપો, પામું વિજય તતખેવ.
પ્રભુ, એવું વિચારો, જય પામીએ સુર સાથ.
મૃતસંજીવિની તમારી પાસે તત્વવિદ્યા છે હાથ.'
વાયક એવાં સાંભળી ઋષિ કહે વચન વિવેક,
'ભૂપ, તાહારા સૈન્યમાંહે સુભટ ન મરે એક.
વિડારી વપુ સહસ્ર કટકા કર્યાં હોય રણ માંહ્ય,
મુજ મંત્રબળથી તેહ જીવે; સાંભળીએ સત્ય, રાય.'
વાયક એવાં સાંભળી અતિ હરખીઓ રાજન;
યુદ્ધ કરવા થયો તત્પર, આનંદ અતિશે મન.
એ કથા રહી એટલે, પછે દેવમાં શું થાય?
વિષ્ણુ, વિરંચિ, શંકર-ઇન્દ્ર, સકળ સુરનો રાય.
ભગવાન કહે, 'શિવ, સાંભળો એક યુદ્ધમાં વિઘન.
મુઆ દાનવ સર્વ જીવે, શુક્રમંત્રને ધન્ય!'
સદાશિવ કહે, 'સત્ય, સ્વામી. કરો કાંઇ પ્રપંચ.
ગ્રહી ઋષિને ગુપ્ત કીજે, કોઇ નવ જાણે સંચ.
તવ લગી છાનો રાખીએ, જ્ય રણ પડે જમરાલ.
ત્યારપછે તે મુકશું,' એમ ઉચર્યા પશુપાલ.
ભગવાનજી કહે, 'ભલું વિચાર્યું; શીઘ્ર થાશે કામ.
વિનતાસુત તેડાવીયો, આવી કર્યો પ્રણામ.
'અહો ખગપતિ! સાંભળો—એ દૈત્યના દલમધ્ય
રણસ્તંભ રોપાવે ઋષિ, તેને હરી લાવો સદ્ય.'
વચન પ્રભુનાં સાંભળી મનવેગ પક્ષીરાજ
ભૃગુસુત દળ રચે રણમાં યુદ્ધકેરા સાજ,
હરણ કીધું ઋષિતણું, ખગ લાવ્યો હરિની પાસ.

સદાશિવને વિષ્ણુ આપે, 'કરો ગુપ્ત પ્રકાશ.
કોણ સ્થાનક રાખીએ ? એ શીઘ્ર નાસી જાય.'
શિવે અંગથી પ્રગટ કર્યા કરી તે ક્ષણુને માંહ્ય.
વિરૂપ અંગ બીહામણું ને નેત્ર પાવકજ્વાળ.
હાથ જોડી રહી તે ઉભી, 'કામ દ્યો, પશુપાળ.'
વાયક તેનાં સાંભળી ભૃગુ આપીઓ કરમાંહે,
'જતન કરીને રાખજે; એ રખે નાશી જાએ.'
પ્રણામ કરીને લેઇ પળી, જ્યમ વાઘ ગ્રહે તે વાર;
ભગમધ્યે ભૃગુ સુત રાખ્યો મન આણી દેવદુઃખ સાર.
મિત્ર દાનવ ગુપ્ત કીધો; ટળ્યો તે સઘળો દોષ.
જીવાડવાનો ભય ટળીઓ, સુરને થયો સંતોષ.

વલણ.

સુરને થયો સંતોષ રે. ગુરૂ દૈત્ય ગુપ્ત કર્યો સહી.
સંગ્રામનો આરંભ દીધો, મળ્યા સુર દાનવ તહીં.

---

## કડવું ૧૮.

રાગ સામેરી.

એણિપેરે દળ બેહુ મળ્યાં અકલિત, કળ્યાં નવ જાયરે.
સુર, અસુર, સુભટ બહુ રોળે મળ્યા રે.

ઢાળ.

સુર અસુર દળ બેહુ મળ્યાં, મહા સુભટ રાનેરાનરે
હળફળે, હુંકાર કરે ને ધસમસે ધીર સુજાણરે.
તેણે સમે ભગવાન પોતે થયા ખગ અસ્વાર રે.
શંખચક્રગદાધનુર્ધર, દૈત્યદલ હણનાર રે.
વૃષભ વાહન, ચન્દ્ર લલાટે, ક્રોધપુરિત અંગ રે,
પીનાકપાણિ, ત્રિશૂલધારી, જટા શિર, મધ્યગંગરે.

પંચ વક્ત્ર વિરાજતાં, દલમધ્યે ડમરૂ ઘોષરે:
વિપરીત વપુ પોતે ધર્યું છે, દૈત્ય ઉપર રોષ રે.
ઐરાવત આરૂઢ મઘવા, સંગે સઘળા દેવ રે.
ચતુરાનનને હંસ વાહન, આવીઆ તતખેવ રે.
ચન્દ્ર, દિનકર, અગ્નિ, વાયુ–મળ્યા સુર તે ઠામરે.
ત્ર્યંબકધર મહાદેવ પોતે અગ્ર રણ સંગ્રામ રે.
આંદોલમાન અવનિ કરી, સુભટ મારે હાક રે
ગરગડે નિશાન દળમાં, પડે કર્ણે ધાક રે.
ઘનગતિ સહુ સુભટ ગાજે, વિરાજે દળ પૂર રે.
એણિપેરે શિવ જાલંધર મળ્યા ઉરે ઉર રે.
દાનવપતિ શું યુદ્ધ માંડયું શીઘ્ર રણ પશુપાળ રે.
મહા પ્રલય સંગ્રામ માંડયો અરૂણોદય કાળ રે.
સિંધુસુત આરૂઢ ગજપર ગદા લીધી પાણ રે.
ધસમસી ધીર સુજાણ ધાયો પાડતો ભંગાણ રે.
શંભુ સન્મુખ બોલીઓ નૃપ, 'અરે ભગુઆ! મૂઢ રે
મુશલગતિ મલપતો આવે વૃષભ થઈ આરૂઢ રે!
મુજ સંગાથે યુદ્ધ કરવા કોણ ઘાલે હામ રે?
વિષ્ણુ, વાસવ, વિરંચિ નાઠા તજીને સંગ્રામ રે.
તે સહુ તારા શરણ આવ્યા; તેં કર્યો ઉપકાર રે!
સુર દેવને ઉગારતાં તાહારો થાશે સંહાર રે.
સિંહશું સ્પર્ધા કરી તે? જાંબુક જાત તે અજાણ રે!
સકલ સુરનર સહિત, શંકર, લેઈશ તાહારો પ્રાણ રે.'
વચન એવાં સાંભળી ઉચર્યા તે ઉમયા કંથ રે,
'દુર્મતિ, દુષ્ટ, અજાણ દાનવ, 'આવ્યો તુજ અંતરે.'

---

૧૫ ભગુઆ રૂઢરે. ૧૭. ઘાતે હામરે.
૨૧ સંહીસુ સરધા.

એમ કહીને ધનુષ્ય મરડયું, બાણવૃષ્ટિ અમોઘ રે.
એક, શત ધા, સહસ્ર પૂરણ, લક્ષ અર્ક દે ઓઘ રે.
પરસ્પરે યુદ્ધ વર્તમાને જાલંધર શિવ સોય રે.
સમતોલ શૂરા, બળે પૂરા; ઓસરે નહિ કોય રે.
પ્રલયકાળ પર્જન્ય વરસે, સળકે ગિરિશીશ રે.
એમ બાણ અમોઘ મૂકે; અસુર ઉપર ઈશ રે.
બાણ શિવનાં કર્યાં તે નિષ્ફળ, અસુર મહાબળવાનરે;
સકલ શર કડકા કર્યા, પછે કોપ્યા શિવ ભગવાન રે.
શંભુ અતિ કોપે ચઢયા, વિપ અસ્ત્ર મુકયું મૂઢ રે.
અવર શરનો પાર ન આવેઃ દેખી જન દિંગમૂઢ રે.
શુક સરખાં, સર્પ મુખનાં, કોણે કળ્યાં ન જાય રે.
અંગ વાજે, કવચ ભાજે, સુભટ વ્યાકુલ થાય રે.
કનકપુંછ ને અર્કવર્ણાં મૂકે શિવ બહુ બાણ રે.
ગિરિશૃંગ વેધી ગગન ઉડે, સિંધુ ત્યમ ઉધાણ રે.
જાણે રવિ ત્યાં સહસ્ર કિર્ણે કરે તે અવનિ વૃષ્ટ રે,
એ વિધે શંકરબાણ છૂટે, દૈત્યદલ અરિષ્ટ રે.
તે કોપપૂરિત ભૂપ દાનવ કરે કડકા સર્વ રે.
મૂછ મરડે, દંત કરડે, ધરે મન અતિ ગર્વ રે.
ક્રોધાતુર શંકર થયા તે દેખી નિષ્ફળ બાણ રે,
ફેરવી ને પિનાક મેહેલે હરવા નૃપના પ્રાણ રે.

વલણ

પ્રદક્ષિણા કરી પાયે લાગ્યું, 'ભૂપને ભેદું નહિ રે.'
અસ્ત્ર સ્પર્શ કરે નહિ, ઘેર સતી નારી સહી રે.

---

૧૩. કનકપુંખ ૧૯ સંગ્રામ થયો.

### કડવું ૧૯.

રાગ સારંગ.

ભડતાં સુભટ થઈ તવ રાત; આશ્રમ આવ્યા ગિરિજાનાથ.
સાગરપુત્ર ગયો સ્વસ્થાન, હર્ષ ઘણો મનમાં રાજાન.
શંકર આવ્યા શિબિરમોઝાર; વિષ્ણુપ્રત્યે કહે છે પ્રકાર,
'એ જાલંધર મહાબળપૂર. સુભટમાંહે શિરોમણિ શૂર.
માહારૂં મિથ્યા કર્યું પિનાક; રણુ ગાજી મારે નૃપ હાક.
વિષ્ણુ, મુજ વિચારી કહો વાણ, શા માટે મિથ્યા થાય બાણ
વિષ્ણુ કહે, 'સુણીએ, મહાદેવ. મહાબળીઓ દાનવપતિ એવ
હરિહર વાત એમ કરે જદા, પ્રાતઃકાળ હવો ત્યાં તદા.
શિબિર થકી ઉઠયો રાજાન, સુંદરપેરે કીધું સ્નાન.
આપ ઈષ્ટ ઉપાસન કરે. આયુધ, કવચ, ટોપ શિર ધરે.
મસ્તક મુકુટ મણિમય સાર; કર્ણે કુંડળનો ઝાલકાર;
શોભિત હાર મુક્તાફળ ગળે; અંગદ રવિસમ ઝળહળે;
શોભિત પહોંચી, કર મુદ્રડી, નાના રત્ન ઝવેરે જડી.
ચન્દ્ર વદન, નાસિકા ચંચ, ભ્રકુટિ ધનુષ્ય ધર્યું નૃપ સંચ.
કમલ નેત્ર શોભિત મૃગબાળ, અંબુજ મુખ શોભે ભૂપાળ.
અધર અરૂણ, દાડમકળિ દંત, પ્રબળ નાદ શોભે બલવંત.
ગ્રીવા કંબુ કપોત આકાર, કર શોભે ગજસૂંઢ તે સાર.
વક્ષઃસ્થળ વિરાજિતમાન, કટિકેસરી બહુ બળવાન.
રોમાવળિ શોભે રવિકિરણ, ગજ શીશ, કમલ ચરણ.
જાણે શોભા સિંહ સુજાત. અસ્ત્ર ધરે નૃપ નાના ભાત.
વદન વિષે બીડું તંબોળ, ઊઠયો ભૂપતિ કરી કલ્લોલ.
કંદુક કાઢી નીરખે ભૂપ સુકોમળ પુષ્પ સ્વરૂપ.
'પૂર્ણ સત્યવતી સુજનાર.' નીહાળી મૂકયો શીશમોઝાર.

ઉત્તમ અંગે સજ્યો સેનાએ. ખેટક ખડ્ગ ધર્યું ઉછાહે.
સાંગ, શલ્ય, જમધર પાસ, ગુરજ એથી કાંતિ પ્રકાશ.
ધનુષ્ય બાણ શોભે, કર ગદા, પ્રગટ રૂપ ભૂપ બળ તદા.
જીવરખી, શોભિત સુરવાળ, ચરણે મોજડી સુંદર લાલ.
સેવક પ્રત્યે વાણી કહી, 'શણગારી ગજ લાવો અહીં.'
કહેતાં ખેવ આણ્યો ગજરાજ, નાનાવિધનાં ઉપર સાજ.
સુંદર ગજ શોભે પયવરણ, પર્વતપ્રાય ચલાવે ચરણ.
દંતૂશળ શુભ સોને મઢ્યા, નાના રત્ન ઝવેરે જડ્યા.
સપ્ત ધાતુ ઘંટા ગજગળે, લોહ પાખર તેજે ઝળહળે.
કુંભસ્થળ સિન્દુરે ભર્યો મદોન્મત્ત આણ્યો સજ કર્યો.
અંબાડી ઉપર રવિકિર્ણ, નાના રત્ન જડ્યાં બહુ વર્ણ.
ઉપર છત્ર ઘણુ ઉદ્યોત, સ્ફાટિકમણિ દાંડે રવિજ્યોત.
શુભ દીસે; અંબાડી માંહ્ય ઢળકે તોરણ બહુ શોભાય.
સૂંઢ વિષે લોહસાંકળ ધરી. રક્ત આંખ બહુ ક્રોધે ભરી.
આણી ગજ બેસાડ્યો મૂઢ; અર્ણવપુત્ર થયો આરૂઢ.
યુદ્ધ કરવા ચાલ્યો શિવ સાથ; ગડયાં નિશાન નાનાવિધ હાથ.
હડેડાટ કંસાઓળ નાદ, રંગાઓળ, ભૂંગળ શુભ સાદ.
રણ શીંગી, ડમરૂ, રણતૂર, નાદ નફેરી, ગૌમુખ પૂર.
શરણાઇ, વિણા ને દડદડી, કર્ણાટ, તાલ, ભેર, ભડભડી.
ચંગ, મૃદંગ, વંશ, ઝલ્લરી, બણગાં, કાહલ, બહુ વલ્લરી.
ત્રંબાળુ ગાજે નિશાનઃ એ વિધે ચાલ્યો ભૂપ સુજાણ.
આગળ બંદિજન જશ ગાય. વેગે નૃપ આવ્યો રણમાંહ્ય.
સાથે યોદ્ધા પરમ સુજાણ; દાનવદળ સાગર ઉધાંણ.
દેખી દળ રીઝયો ભૂપાળ, 'શિવ બ્રહ્મા હરિ આણું કાળ.
મારી સુરદળ ચૂરણ કરૂં, કંધરશીશ ધરાતળ ધરૂં.

૨. સાંગ જમધર પ્રાસા ગરૂજે એથી કાંત પ્રકાસા.

વલણ.

ચીરા રણમાં રોળવું, ભૂપતિ મન ઇચ્છા ધરી રે.'
રણસ્તંભ સુર દાનવતણો, ભૂપ સેના સજ કરી રે.

---

### કડવું ૨૦

રાગ મારુ

સકલ સેના સંગાથે ભૂપતિ આવ્યો જ્યાં ત્રિપુરાર.
હાથ ગદા, સિંહ નાદ કરતો દાનવ દર્પ અપાર.
સન્મુખ આવી શ્રી ગિરિજાપતિ ક્રોધ કરી મન પોતે
આવી પ્રહાર કર્યો ભૂપતિને દાનવદલમાં જોતે.
પ્રબલ પ્રહાર સદાશિવકેરા દાનવ અંગ ન લાગે;
ક્રોધભર્યો મહેશે સાગરસુત અસ્ત્ર રૂદ્રને વાગે.
બાણવૃષ્ટિ હોય બે પાસે, કો કોને નવ ગંજે.
સડસડાટ શબ્દ થાય શરનો; સર્વ સુભટ મન રંજે.
હાહાકાર, હલાહલ થાયે, સુભટ કરે રણ ઘાય.
મહા અરિષ્ટ સંગ્રામ વિષે. અકળાયા શિવ રાય.
મહા સાંગ મહાદેવે લીધી ભૂપતિ હણવા કાજે,
ત્રિપુરારી અરિવપુની ખંડન, તેજ સહસ્ર રવિ રાજે.
ક્રોધ કરી મહાદેવે મેહેલી સાંગ ભૂપશિર મૂક.
જાલંધરને સ્પર્શ કરે નહિ; દેખી જન હિમરૂદ!
સતીશિરોમણિ નારી ઘરમાં, તેને અસ્ત્ર ન વેધે.
સર્વે આયુધ કરે તે વૃથા, કોઈ અંગ ન છેદે

---

૧૮ આ પંક્તિ પછી નીચેની વધારે છે, તે ક્ષેપક જણાય છે—
રૂધિરભર્યાં તન શીવ જાલંધર ભૂપ કરે બે ભલીભા
વસંત રત કેસુ જેમ ખુલ્યાં બે ગીરી બહુ વસલીભા
રક્ત પુસ્પ કણેરી કેરાં જેમ સગીરે સાજ્યાં
કુંકુમ સાથ જેમ ભરયુ બે ગીરિ સર વાગ્યાં

તવ આશ્ચર્ય થયા ગિરિજાપતિ, રણમાં મૂકી ધીર,
'અસ્ત્ર માહારૂં એકે ન વાગે દાનવ વજ્ર શરીર.'
એમ કરતાં તવ થઇ તે રજની. છાંડી યુદ્ધ સહુ વળીઆ;
અસુરમધ્ય ગયો દાનવપતિ, સુરમાંહે શિવ વળીઆ.
શિબિરમધ્ય આવ્યા તવ શંકર, જ્યાં સ્વામી જગદીશ.
અંગ શિથિલ દીઠા અતિ કાયર હરિએ દેવ ગિરીશ.
પછે કહે કેશવ ઉમયાપતિ, 'તમને ચિંતા મોહોટી.
મુખ કરમાણું, છો ચિંતાતુર; વાત ન કહેશો ખોટી.'
કહે શંકર, 'સુણીએ, હરિજી. વાત અસંભવ એહ–
એક અસ્ત્ર માહારૂં નવ ભેદે દાનવપતિને દેહ.
ત્ર્યંબક ચાપ, પિનાક પ્રલય શર સર્વ નિષ્ફળ કીધાં.
મારી અંગ કર્યું મુજ નબળું'. આયુધ અવનિ દીધાં.
કહે કેશવ, 'તવ પાખે, સ્વામી, કોણ કરે સંગ્રામ ?
એવા પ્રબળ દાનવ ઉપર કોણ ધરે, શિવ, હામ ?'
એમ કહી ઉઠયા હરિ શંકર, સૈન્ય કર્યું સ્વસ્થાન.
પોતાના શિબિરમાં પોઢયો દાનવપતિ રાજાન.
એમ કરતાં વીતી રજની, પછે થયો તે પ્રભાત.
શંકર આયુધ સજ્યાં શરીરે લડવા દાનવ સાથ.
તત્પર થઈ દાનવ સુત આવ્યો શંકર સન્મુખ ત્યારે.
પ્રબળ ઘનગતિ અસ્ત્ર અનેરાં એકએકને મારે.

---

૩. આ પંક્તિ પહેલાં નીચેની વધારાની જણાય છે.
એમ કરતાં દીન નીવરતો પછે પડી તાંહાં રાત
સીવ જાલંધર જુધ થઉતાં, આવી જુએ સુરસાથ.
ભોલા ભલા ગીરજાપ સ્વામી પ્રબલ માહા જુધ કીધુ
એહેવુ જુધ અમો નથી દીઠું દાનવે માહા દૂખ દીધું
સીઘ્ર ચઇ મારો દાનવને સુખ પામાં સુર વારૂ
દઈત રૂપી દાવાનલથી ઊગરવું તમ સારૂ.

હાથ ગદા, હાંકે સિંહનાદે સાગરપુત્ર સુજાણ.
જે આયુધ ગિરિજાપતિ કેરાં, કરતો કચ્ચરઘાણ.

વલણ.

કરતો કચ્ચરઘાણરે, શિવઆયુધ નિષ્ફળ કરે.
સુભટ નહિ કો સૈન્ય માંહે, અસુરપતિને અનુસરે.

---

## કડવું ૨૧.

### રાગ સિંધુરો.

વાલ્મીક કહે, ભારદ્વાજ, સાંભળો પરમ કથા પાવન.
મહા દારૂણ સંગ્રામ જ લાગ્યો શંકર સાગરતન.
પૂરિત ક્રોધ સદાશિવ અદ્ભુત ગદા પ્રહાર નૃપ કીધા.
વજ્ર સમાન વપુ દાનવનું, ગદાએ નામ ન લીધાં.
પુનરપિ ક્રોધ કરી પશુપતિએ ત્ર્યંબક તાણ્યું એવ.
પિનાક પ્રહાર કરે દાનવને ઉમયાવર તતખેવ.
મુકી બાણ થાકયા શિવશંકર, ભૂપતિ અંગ ન લાગે.
ગદા અસ્ત્ર સકલ દાનવવપુ અડતાપહેલાં ભાગે.
પતિવ્રતા વૃન્દા સત્ય માટે ભૂપ ન પામે ભંગ.
આયુધ એકે અંગ ના ભેદે, દુઃખ પામ્યા શિરગંગ.
વૃષભ તજી અળગા થઈ ઇશ્વર પોઠી પ્રેર્યો નાથ.
તીવ શિંગ, મસ્તક, પગ પાટુ કરે દાનવને ઘાત.
બહુ છુછુકે, ખરી ખોદે અવનિ, ત્રાડકીને તવ ધાય.
શિવ વાહન બહુ પૂરિત ક્રોધે હણવા નૃપ ઉજાય.
ક્રોધાતુર દીઠો સુત સાગર વૃષભ વિફર્યો ત્યારે,
સન્મુખ આવી પ્રહાર ગદાનો ભૂપતિ મેહેલ્યો ત્યારે.
પુકાર કરીને સાંઢ જ નાઠો, પાછું નવ જુએ ફેરી.
શંકરદલ મધ્યે ત્રાસ પડીઓ, સેના સઘળી ઘેરી.
નન્દી ભૃંગી, ભૂતપ્રેત બહુ રણમાં નાઠા જાય.

સમ્મુખ થઈ આવે યુદ્ધ કરવા, ભૂપ વિડારે હાથ.
શંકર માન મુકાવ્યું મહીપતિ. સુર સકળ રણ નાસે,
ભીત ધરી જાલંધર કેરી. ભય પામી મન ત્રાસે.
દુઃખ પૂર પ્રગટ્યું પશુપતિને, 'કર્મ કરે તે સાચુ!
મરણઘાત સાધું મલ્લવિદ્યા; કાંઈ ન મેહેલું કાચું,'
એમ વિચારી હાક જ મારી સાગર સુત બોલે,
હાથ પછાડે, ઘાડે ત્રાડે, પરસ્પરે બળ તોલે.
'હે હે! પોઇસ', શંકર દાનવ કહીને મારે બાથ;
લઘુલાઘવી, ચરણઆંટી, નખક્ષત બહુ ઘાત.
જાણે મદગજ ભડે તે માતા, કો નવ દે ઓસાર.
વાઘ જે વિધિ ભડે વનમાં, કરે બહુ હોકાર.
પ્રહાર મસ્તક મહિષ પેરે, મેઢા કુટે શીશ.
ચરણ, પાહુ, હસ્તમુષ્ઠિ ભડે ભૂપ ગિરીશ.
થાપટ, કુણી, શીશ, ઢીંચણ કરે મોહોકમ માર.
અંગે વાજે, કવચ ભાજે, ઉડે અગ્નિ અંગાર.
કંઠ ગ્રહી કરડે ને વપુ મરડે, બલમાં અવનિ પડતા;
ઉછળે આકાશ પ્રમાણે, ભડી પડી તરફડતા.
દારૂણ યુદ્ધ કર્યું શિવ દાનવ; કોણે કળ્યું નવ જાય.
જાલંધરબલપૂર દેખી સુરસૈન્ય પળાય.
એમ કરતાં સાઝ થઈ. નૃપ શિવની બોચી ઝાલે,
ગળગ્રાળે અવનિતલ તાણે, ગગનમાર્ગ ઉછાળે.
જયમ પુષ્પ ઉછાળે હળવે સુભટ ગ્રહી ઉલ્લાસ,
ત્યમ દાનવ ઉછાળે હળવે શંકરને આકાશ.
વાર એકાદશ એ વિધિ ઇશ્વર અંતરિક્ષમાંહે ભમાવ્યા;
જયમ વંટોળ તરણુ ઉરાડે, એમ ભમતા અવનિ આવ્યા.
નિઃશ્વાસ થઇ પડયા અવનિતલ, ભૂપતિ ગ્રહી ઉઠાડે,

૧૦. મદગળ. ૧૮. સુરદાનવ

'જોઈ, જટિલ, તું આવે ભડવા,' કહીને હાંકી કાઢે.
'વિષ્ણુ, ઇન્દ્ર, બ્રહ્મા જો ભડતા, તો હું આજે ડરતો;
વ્રજને માથે કલંક બેસે; હીંડે મસાણે ફરતો,
શરાવ ગ્રહે માટીનું કરમાં, કરે બીક્ષાવત ભમતો,
ચોળે ભસ્મ, રહે વિજયા પ્રાશી, નગ્ન અંગે ફરતો.'
એમ કહી ગ્રીવા કર ઝાલી શિવને હાંકી કાઢે.
હડસેલે હસ્તિની પેરે, સિંહની પેરે ત્રાડે.
એ વિધિ યુદ્ધ કરતાં રણમાં વીત્યા દ્વાદશ દન
મારી જર્જર કર્યા શંકર, જીત્યો દાનવજન
તિરસ્કાર કરી મુક્યા શશિશેખર, પામ્યા મન અતિ ત્રાસ.
ડગમગતા શિબિર ભણી આવ્યા જ્યાં સ્વામી શ્રીઅવિનાશ.
ગિરિપતિ કહે, 'સુણીએ, કેશવ. કાલે યુદ્ધ નહિ થાય.
અંતવિધિ મારે અણુવસુત, અકાજ કરી મુજ કાય.
સકળ અસ્ત્ર અફળ મુજ કીધાં, એકે અંગ ન વાજે;
મંત્રસહિત મુકું જે એને, અડતા પહેલાં ભાજે.
વાત અસંભવ એની મોહોટી, તે કોણે નવ કળાણી.
ઇષ્ટ દેવ કો માથે બળીઓ. સુણીએ, શારંગપાણી.
કોણ માત્ર એ અલ્પ જીવડો, જે મુજ અસ્ત્ર ન મારે ?
અજિત અંગ સકળ દાનવનું; કો મહા પુરુષ ઉગારે!
વાત સઘળી સદાશિવકેરી વિષ્ણુતણે મન બેઠી.
'કપટ વિના મરશે નહિ પાપી', મોહોટી ચિંતા પેઠી.
તત્કાળ રહીને જ્ઞાન ઉપન્યું, પ્રગટ્યો એક વિચાર.
શંકરને કહે, 'તમે પધારો; બીત તજો, ત્રિપુરાર.
દાનવભગિની મુજ પટરાણી મોકલું ત્યાં ભૂપત.
પ્રપંચ કરી પુછાવું ક્ષણમાં જાલંધરનું મૃત્ય.
એમ કહી વોળાવ્યા શંકર પોતાના સ્વસ્થાન.
વેગે ત્યાં વિનતાસુત તેડ્યો સ્વામી શ્રીભગવાન.

વલણ

તેડયો ખગ ભગવાનરે; પ્રણામ કરી ઊભો રહે.
'કામ મોહોટું પડયું તમરૂં,' નાથ એમ વાણી કહે.

### કડવું ૨૨

રાગ ભૂપાલ

વિષ્ણુ કહે, 'સાંભળ, ખગ, વાત. ભૂવૈકુંઠ પધારો, ભ્રાત.
કરૂં વીનતિ, વીરા, અમો- લઇ વિમાન પધારો તમો.
કામ પડયું આંહાં કમળા નાર. રખે, વીર, તું લગાડે વાર.
પ્રાત-કાળ પહેલાં આવજ્યે, કમળાને તેડી લાવજ્યે.
દિવસ ઉગતાં પહેલું કામ નહિ થાએ તો ટળશે મામ.'
શીઘ્ર વોળાવ્યો ખગપતિ હરિ, મન વેગે ચાલ્યો પરવરી.
લઇ વિમાન વૈકુંઠે ગયો. આવી લક્ષ્મીસનમુખ રહ્યો.
યુદ્ધતણી સંભળાવી વાત,'તેડે વિષ્ણુ; પધારો, માત.
ગિરિ કૈલાસ તળેટી જ્યાંહાં, દાનવ દેવ વઢે સહુ ત્યાંહાં.
અરૂણોદય પહેલું ત્યાં જવું. શીઘ્ર પધારોં, કાંઇ થાય નવું.'
વાત સુણી કમળા ઊચરે, ખગ પ્રત્યે વાણી અનુસરે,
'એવડું શું છે અમારૂં કાજ? સત્ય કહે મુજને તું આજ.'
'કામ નથી જાણ્યું મેં, માત. લાગે વાર, થાશે પ્રભાત.'
કહેતાં એવ ઉઠયાં નિર્ધાર, ચાલ્યાં વિમાન થઇ અસ્વાર.
મનવેગે તેડી સંચર્યો; સૂર્યઉદય પહેલો પરવર્યો.
શ્રીહરિ વાટ જુએછે જ્યાંહાં, ખગપતિ, વનિતા આવ્યાં ત્યાંહાં.
આસનથી ઉઠયા ભગવાન, બહુ દીધું કમળાને માન.
'પધારો લક્ષ્મી,' હરિ કહે. ચન્દ્રમુખી આગળ જઇ રહે.
મર્મ-વચન, માયા બહુ કરે; નેત્ર કટાક્ષ, વાયક મધુરે,
'અહો સુન્દરી! ચતુરસુજાણ, પરમ પદમણી, મહારા પ્રાણ.
તુજ વિછેહ કારણ, સુણ, નાર, ઘટિકા કલ્પ થાય નિર્ધાર.

---

૭. મુજમાંમ ૯. ત્રત વીમાંન

તુજ આવ્યે વાધ્યું મુજ માન, જ્યમ મૃતકને આવે પ્રાણ.'
હાવભાવ કીધા અતિ ઘણા. મોહ માયા નવ મુકી મણા.
સમુદ્રતનયા ને શ્રી ભગવંત સુરતકલારસ કરે અનંત.
હાસ્ય વિનોદ કરે અતિ સાર; મન કમળા સંદેહ નિર્ધાર,
'કાંઇ એક વાત ખરાખર ઘણી, ભાવ ધરે ત્રિભુવનધણી!'
કાંઇ એક વાત વચે વંદાણ,' પ્રીછી તારૂણી ચતુરસુજાણ.
હાસ્યવિનોદ વિષે શ્રીહરિ સ્નેહસહિત વાણી ઊચરી,
'સાંભળ, હો ગુણવંતી નાર! તુંજશું કામ પડ્યું આ હાર.
સત્ય વચન આપો સ્ત્રી મુને, વાત વિવેક સંભળાવું તુંને.
કહ્યું કરો માહારૂં તમો આજ; સકળ વિશ્વતણું છે કાજ'.
વાયક સુણી અબળા ઊચરી, 'કહેશો તે કરવું, નરહરિ.
શીઘ્ર થઇ કહીએ, શ્રીનાથ. કામ કરૂં જોડી નિજ હાથ.'
કહે વિષ્ણુ, 'એ મિથ્યા વાણ, કંઠ ધરો, અબળા, મુજ પાણ.
ત્યારે વાત સંભળાવું અમો. ખરાખર સમ ખાઓ તમો.
કદાચિત નહિ ગમે તે વાત; કરવું પડશે,' કહે જગતાત.
'જો થાય તો કહીએ મુજ હાથ, નહિતો શીઘ્ર થઇ કહો નાથ.
પહેલી દુભણુ ઉત્તમ સહી, વળી પાછલી મધ્યમ કહી.
પતિવ્રતા હોએ સ્ત્રી જેહ, કહ્યું કરે સ્વામીનું તેહ.
કંથવચન ઉથાપે સાર, તેહ પડે વિટરૂપમોઝાર.
કરી વાત નારીને હરિ, તવ કમળા વાણી ઉચરી;
'મુજ પ્રાણ તમને આપું, નાથ,' એમ કહી કંઠ વાળ્યો હાથ.
તવ હરખ્યા સ્વામી ભગવાન, સદા નાર મતિ અજ્ઞાન.
કહે કેશવ, 'સાંભળીએ, નાર. જાઓ અસુરપતિસેનમોઝાર.
ભ્રાત તમારો સાગરતન બળીઓ જાલંધર રાજન.
તેણે દેવ પમાડ્યા કષ્ટ. યુદ્ધવિષે બળીઓ પાપિષ્ટ.

૨૫. આ પંક્તિ પછી નીચેની એક વધારે છેઃ—
તે માટે તમો જાઓ તાંહાં, સેન્ય છે જાલંધર જાંહાં.

ભગિની જાણી કરશે સેવ. આન ભાવ દેશે બહુ એવ.
પુછી મૃત્યુતણો પ્રતિકાર શીઘ્ર લઇ આવો આંહાં, નાર.
તે માટે તેડાવ્યાં તમો, વૈકુંઠ ખગ મોકલીઓ અમો.

વલણ

વૈકુંઠથી તેડાવ્યાં, સ્ત્રી, શીઘ્ર કામ એ જઇ કીજીએ.
દેવદળ આનંદ પામે, એ યશ મોહોટો લીજીએ.

### કડવું ૨૩.

રાગ પરજીઓ

વાલ્મીકજી કહે વચન, તમો સાંભળો, ઋષિ પાવન.
કમળા સુણી હરિવચન નારી થઇ સણમણીરે.
'એ શું બોલ્યા અવિનાશ', અબળા મનમાં પામી ત્રાસ.
સુણી શબ્દ થઇ નિરાશ; વદે સ્ત્રી અણમણીરે,
'તમો એ શું માગ્યું, મુજ નાથ?' શિર ડોલી, ઘસે બેહુ હાથ.
સ્વામી, મોહોટો એ ઉત્પાત;બંધુ કયમ બોળવુંરે ?
કપટે જઇ પુછું કયમ મરણ? કયમ ચાલે મારા ચરણ?'
ભલી વાહી અશરણશરણ, કે તમો કીધું નવુંરે!
કો બેહેન છળ્યો રણ ભાઇ? સાંભળે તે કરે ત્રાહિ ત્રાહિ.
મોહોટો મુજને અપયશ થાઇ, કલંક મુજને ચઢે રે.
એવડું શું મારૂં કામ, પુછું બંધુ મરણનો ઠામ?
મુને એ નવ કહેશો, શ્યામ', કહી અવનિ પડેરે.
'તમો કોટિ કરશો ઉપક્રમ, નહિ પુછું મરણનો મર્મ.
જાતાં જતએ માહરો ધર્મ", વદે એમ કામિનીરે.
'હું જ્યેષ્ઠને એ લઘુવીર, વડી ભગિની માતશરીર.
છળે કયમ મરાવું વીર?' દુઃખે કહે ભામિનીરે.
'એ નહિ થાએ મુજથી કાજ; તમને મુકી કહુંછું લાજ.
તમો કપટી, શ્રીમહારાજ. કહ્યું અમો નહિ કરૂં.
તમો બીજી જે કહેશો રીત, કરૂં શીશ ચઢાવીને પ્રીત.

પણ એ તો કામ અનીત અમો ચિત્ત નવ ધરીરે.
મનમાન્યો બાંધવ જેહ, મળ્યે પરમ વધારે સ્નેહ,
રાખે પરસ્પરે બહુ નેહ, હેત મનમાં કરીરે.
દે તે એક અનેકને માન, ધરી માતપિતાનું ગ્નાન.
હોય જાત ભિન્ન અભિધાન, રહે માયા ધરી રે.
પ્રભુ, એતો સગો મુજ ભ્રાત, અર્ણવ છે રે અમારો તાત;
તો એમ કયમ કરૂં ઉત્પાત ? સુણો, ત્રિભુવનધણીરે.
જો કરશો કોટિ પ્રપંચ, મળશે નહિ મુજથી સંચ;
નૃપને નહિ આવે અંચ; વાણી એ મુજતણી રે.'
વળતા કહે શ્રી ભગવાન, 'અબળાની મતિ અજ્ઞાન.
કયાં ગઇ તમારી ગ્નાન ? બંધુ કોણ તમતણોરે ?
સાગર માંહે જીવ અનેક, મચ્છ કચ્છનો નાવે છેક.
ગ્રાહ, છીપ ને શંખ વિશેક–ટોળો ભલો આપણોરે !
બીજી બહુ જળચરની જાત રહે છે નીરમાં નાના ભાત.
તે સર્વ તમારા ભ્રાત ? કહો, મૃગલોચનારે.
મોટા મધ્યે છે પાષાણ, સાગરમાંહે રાણોરાણ;
તવ બાંધવ સર્વ, સુજાણ, દીસે તે અતિ ભલારે !
જો કપટ હતું તમ મન, શીદ હાથ ધર્યો મુજ તન ?
ભલી અબળા જાત અશન !' હરિ એમ ઉચરે રે.
'મુજથી વહાલો તમને વીર ! ભલું નારી તમારૂં ધીર !
પતિવ્રતા બિરદ શરીર ! ભલો પંથ તુજ કને રે !
હાવે પ્રીછયો તમારો ભાર. મુંને કહેતી પ્રાણઆધાર;
તે સર્વ લહ્યું મેં સાર. હેત તાહારૂં સહીરે !
અબળાનો શો વિશ્વાસ ? ધર્યે હેત, થાએ નિરાશ.
નારીથી થાએ વિનાશ.' પ્રભુએ વાણી કહી રે.
'સ્વામીનો તજીને સંગ, પર પુરૂષશું મતિ રંગ !
ત્રીનો શો પ્રસંગ ?' વિષ્ણુ વાણી ભણીરે.

"ધરી કેચતણે ગળે હાથ,-ભરથારમેં વાહાલો ભ્રાત !
તે શાનો કરે ઉત્પાત ? દારારૂપ સાપણીરે.
મારે શું પડયું છે, નાર ? તમો જાઓ વૈકુંઠમોઝાર.'
એમ બોલ્યા વિશ્વાધાર મુખ મોહોડું કરીરે.
'હું નાવું ભુવન વૈકુંઠ,' બોલ્યા હરજી બેઠે કંઠ.
મનમાંહે મોહોટી ગંઠ, 'નારી જોઉ નહિ ફરીરે.
અમો કરતા બીજી પેર; તમો શીદ હા ભણી ઘેર ?
ફાંસુ ઉપજાવ્યું વેર !' પ્રભુ ક્રોધે કહેરે.
'ફરી કરીશું બીજો વિચાર. હાવે તરી આવ્યો તમ ભાર.
તમો શા રે કર્યો ઉપકાર ? ભાર હાથી સહે રે.'
સુણી નાથનાં તુચ્છ વચન, લક્ષ્મી દુઃખ પામ્યાં મન,
'કાં દુઃખ ધરો, જીવન ? અમો જાશું તાંહાં રે.
પુછી મરણ તણો પ્રતિકાર તમને કહું, વિશ્વાધાર.
સર્વ ભેદ લહી, મુરાર, અમો આવું આંહાંરે.
એનું શું માહારે કાજ ? તમો કુશળ હજો, મહારાજ.
પણ લાગશે મુજને લાજ બંધુને મરાવતાં રે'
પ્રભુ કહે, 'દુઃખ ન આણો નાર. એ સકળ વિશ્વ ઉપકાર.
તેનો શોક નારે લગાર. શીઘ્રે થઇ પરવરોરે.
જાણશો જો તમો કામ, રહેશે દેવતણી રણ મામ.'
પછે શીઘ્રે ચલાવે શ્યામ, 'ત્યાં જઇને ઠરો રે;

વલણ

'ઠરો રૂડે ઠામ. અબળા, મૃત્યુ પુછો મન કરી.'
સુર દેવના કાર્ય અર્થે કમળા ચલાવ્યાં શ્રીહરિ.

---

૪. મન મોહોડું. ૧૯. જાણી સેજે તમો. ૧૬. આ પંક્તિ પછી એક કડી ખૂટતી લાગે છે.

પણ એ તો કામ અનીત, અમો ચિત્ત નવ ધરૂંરે.
મનમાન્યો બાંધવ જેહ, મળ્યે પરમ વધારે સ્નેહ,
રાખે પરસ્પરે બહુ નેહ, હેત મનમાં કરીરે.
દે તે એક અનેકને માન, ધરી માતપિતાનું જ્ઞાન.
હોય જાત ભિન્ન અભિધાન, રહે માયા ધરી રે.
પ્રભુ, એતો સગો મુજ ભ્રાત, અર્ણવ છે રે અમારો તાત.
તો એમ કયમ કરૂં ઉત્પાત ? સુણો, ત્રિભુવનધણીરે.
જો કરશો કોટિ પ્રપંચ, મળશે નહિ મુજથી સંચ;
નૃપને નહિ આવે અંચ; વાણી એ મુજતણી રે.'
વળતા કહે શ્રી ભગવાન, 'અબળાની ગતિ અજ્ઞાન.
કયાં ગઇ તમારી સાન ? બંધુ કોણ તમતણોરે ?
સાગર માંહે જીવ અનેક, મચ્છ કચ્છનો નાવે છેક.
ગ્રાહ, છીંપ ને શંખ વિશેક–ટોળો ભલો આપણોરે !
બીજી બહુ જળચરની જાત રહે છે નીરમાં નાના ભાત.
તે સર્વ તમારા ભ્રાત ? કહો, મૃગલોચનારે.
મોટા મધ્યે છે પાષાણ, સાગરમાંહે રાણોરાણ;
તવ બાંધવ સર્વ, સુજાણ, દીસે તે અતિ ભલારે !
જો કપટ હતું તમ મન, શીદ હાથ ધર્યો મુજ તન ?
ભલી અબળા જાત અશન !' હરિ એમ ઉચરે રે.
'મુજથી વહાલો તમને વીર ! ભલું નારી તમારૂં ધીર !
પતિવ્રતા બિરદ શરીર ! ભલો પંથ તુજ કને રે !
હાવે પ્રીછયો તમારો ભાર. મુંને કહેતી પ્રાણઆધાર;
તે સર્વ લહ્યું મેં સાર. હેત તાહારૂં સહીરે !
અબળાનો શો વિશ્વાસ ? ધર્યે હેત, થાએ નિરાશ.
નારીથી થાએ વિનાશ.' પ્રભુએ વાણી કહી રે.
'સ્વામીનો તજીને સંગ, પર પુરૂષશું મતિ રંગ !
સ્ત્રીનો શો પ્રસંગ ?' વિષ્ણુ વાણી ભણીરે.

'ધરી કંથતણે ગળે હાથ, ભરથારપેં વાહાલો ભ્રાત !
તે શાનો કરે ઉત્પાત ? દારારૂપ સાપણીરે.
મારે શું પડ્યું છે, નાર ? તમો જાઓ વૈકુંઠમોઝાર.'
એમ બોલ્યા વિશ્વાધાર મુખ મોહોડું કરીરે.
'હું નાવું ભુવન વૈકુંઠ,' બોલ્યા હરજી બેડે કંઠ.
મનમાંહે મોહોટી ગંઠ, 'નારી જોઉં નહિ ફરીરે.
અમો કરતા બીજી પેર; તમો શીદ હા ભણી ઘેર ?
ફાંસુ ઉપજાવ્યું વેર !' પ્રભુ ક્રોધે કહેરે.
'ફરી કરીશું બીજે વિચાર. હાવે તરી આવ્યો તમ ભાર.
તમો શો રે કર્યો ઉપકાર ? ભાર હાથી સહે રે.'
સુણી નાથનાં તુચ્છ વચન, લક્ષ્મી દુઃખ પામ્યાં મન,
'કાં દુઃખ ધરો, જીવન ? અમો જાશું તાંહાં રે.
પુછી મરણ તણો પ્રતિકાર તમને કહું, વિશ્વાધાર.
સર્વ ભેદ લહી, મુરાર, અમો આવું આંહારે.
એનું શું માહારે કાજ ? તમો કુશળ હજો, મહારાજ.
પણ લાગશે મુજને લાજ બંધુને મરાવતાં રે'
પ્રભુ કહે, 'દુઃખ ન આણો નાર. એ સકળ વિશ્વ ઉપકાર.
તેનો શોક નારે લગાર. શીઘ્રે થઇ પરવરોરે.
જાણુશો જો તમો કામ, રહેશે દેવતણી રણુ મામ.'
પછે શીઘ્રે ચલાવે શ્યામ, 'ત્યાં જઇને ઠરો રે;

વલણ

'ઠરો રૂડે ઠામ. અબળા, મૃત્યુ પુછો મન કરી.'
સુર દેવના કાર્ય અર્થે કમળા ચલાવ્યાં શ્રીહરિ.

---

૪. મન મોહોડું. ૧૯. જાણી સેજે તમો. ૧૬. આ પંક્તિ પછી એક કડી ખૂટતી લાગે છે.

## કડવું ૨૪

### રાગ ગોડી

વચન હરિનાં સાંભળી કમળા ત્યાં જાએ.
સોળ શણગાર સજી વપુ ચાલ્યાં તે ક્ષણમાંહે.
ચાલે તે ચાલ ગજેન્દ્રની હરખે પગ ભરતી.
શીખ કરી પ્રભુ નાથશું ચાલ્યાં તવ ઘરથી.
મુનિવર મોહ ઉપજાવતી, દલ જોતી જાય.
અબળા આવી ધસમસી જ્યાં અસુરસેનાય.
જાલંધરને જાણ થયું, 'તમ ભગિની જેહ,
તમને આવે ભેટવા, ધરતી બહુ સ્નેહ.'
સુણતાં એવ આનંદીઓ; નૃપ સામો આવે.
ધાઇ ભૂપ ભેટયો તદા, શિબિરમાં પધરાવે.
નાનાવિધ ઉપહારશું નૃપે પૂજા કીધી.
દંડવત કરી ચરણે નમ્યો, તવ આશિષ દીધી.
'આજ સફળ દિવસ થયો માહારો; સુણ, માતા.
દુર્બળ દીન અનાથને તેં સંભાર્યો ભ્રાતા.
બહુ દિન થયાં ઇચ્છા હતી મળવા, બાઇ, તુજને.
આજ પડયું કેમ આવવું, માતા, કહે મુજને.'
વાત સુણી નિજ વીરની કમળા એમ બોલે,
'તારે દુઃખે હું બળી,' એમ કહી શિર ડોલે.
'તાહારે કામશું એવડું સુરશું યુદ્ધ કરવા?
ઘરમાં ધંધ કરો ઘણો; મિથ્યા જન મરવા?
વાસવ, બ્રહ્મા, શિવ, વરુણ—એ કપટી જાણ.
પ્રપંચ કરી મુકાવશે, બંધવ, તુજ પ્રાણ.
તે આગળ કો જીતે નહિ કરતાં સંગ્રામ.
માટે આવી વારવા, બંધવ, આણે ઠામ.
વીર, માહારૂં વાર્યું કરો, તમ રૂડું થાશે.

એક નેત્ર તું માહરૂં તે ગ્રોકાતાં જાંશે.
ઘણું કરી શું વિનવું ? કપટી સુરજન
રત્ન તુને કેમ આપશે ? સુણ, વીર, વચન.'
દાનવ કહે, ' ભગિની, સુણો વાણી એક ચંત.
વાંક કરેશો, સુરસાથમાં જે ભડે તુજ કંપ ?
બાઇ, હુ એમ જાણુતો, મહારે છે ઓથ;
વિષ્ણુએ દલ માહારા વિષે કીધો રણસોથ.
મોટો સગો સત જાણવો, રણ બીડે આવે.
વાંક કરશો, સુર સાથમાં જે પૂજ્ય મરાવે. ?
હું જાળંધર તે નહિ, રણ ગાંજ્યો જાઉં.
સુર સકળ રણ રોળવું, વિષ્ણુ જીવતો સાહું.
થોડા દિવસમાં જાણજે મારો સુરસાથ,
રત્ન સકળ જે તાતનાં લીજે મીરાત.'
વચન વીરનાં સાંભળી કમળા કહે એમ,
'વાત મુકો, વીર, રાઢની, જો વાંછો ક્ષેમ.
બનેવી તાહારાતણો એમાં નથી દોષ;
મન રાખવા સુર દેવનું જુઠો ધરે રોષ;
મન મુકી બનેવી તાહારો ભડશે નહિ, વીર.
માન મુકી તુજ આગળે પળશે રણધીર.
જય તાહારો રણ વાંછે છે—જાણે—મુજ કંથ.
બળીઆ બીજા દેવતા આણે તુજ અંત.'
વાયક એવાં સાંભળી બોલ્યો ભૂપાળ,
'સુરનર સહુ પ્રાજે કરૂં, સાથે પશુપાળ.
વિષ્ણુને મુકીશ જીવતો તુજ આવ્યા માટે.
પૂજ્ય પ્રભુ કરી જાણવો; હણીએ શા માટે ?
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં મુને કો નહિ આટે.

૫. સુરસાથનો. ૯. સુરસાપનો

તાહારા ચરણપ્રતાપથી ઇષ્ટદેવ ઉગારે.'
શિબિર મધ્યે નિજ બેહેનને વૈભવ દેખાડે,
'દેશ સકળનાં ભેટણાં લાવ્યો બળ ધાડે.
દુઃખ મા આણીશ, માત, તું; મુને કો નહિ મારે.
મુજ અંગ અસ્ત્ર અડે નહિ પ્રતાપ જ તાહારે.

વલણ

અસ્ત્ર એક અડશે નહિ; પ્રતાપ તાહારો, માતરે.
દેવદળ આજે કરું, તો જાણે સમર્થ ભ્રાતરે.'

---

## કડવું ૨૫

રાગ વેરાડી

એવી વાત સુણી બંધુની કહે કમલા તવ વાણી,
'તમો કહ્યું તે સર્વ મિથ્યા; મેં ગુપ્ત વાત ન જાણી.
કોણે પ્રકારે અસ્ત્ર ન લાગે ? શું અમર થયું તુજ અંગ ?
મુને કયમ વિશ્વાસ પડે, વીર, પ્રીછ્યા વિના પ્રસંગ ?'
વાત સુણી ભૂપતિ તવ બોલ્યો, 'ઉઠ, માત, એકાંત.
બાણ ન લાગે એકે અંગે, તે ભાગું તુજ ભ્રાંત.
કો આગળ તમો વાત ન કરશો મન ભોળાઇ આણી.
સતીશિરોમણિ તાહારી ભાભી વૃન્દા જે પટરાણી,
તેના સત્યતણે આધારે એક ના લાગે બાણ;
પતિવ્રતાના પુણ્યથકી મુકાવું સુરનાં માન.
અન્ય ઉપાય નથી ઉગરવા. અબળા શુભ આચરણ,
તે અબળા જ્યારે સત્ય ચૂકે, ત્યારે માહારૂં મરણ.'
કહે કમળા, 'હું કાંઈ ન માનું; એ મિથ્યા સઘળી વાણ.
ઉગરશો અબળાથી, વીરા, તેનું શું એંધાણ ?'
કંદુક પુષ્પ તણો કાઢીને દેખાડયો ભૂપત્ય.

આ જે તાજો રહેછે, બહેની, તે તાહારી ભાભીનું સત્ય.
એક પુષ્પ સુકાએ જ્યારે, તત્ર સત્ય ચૂકી નાર.
ત્યારે અડે શસ્ત્ર મુજને; માને, મા, નિર્ધાર.'
પુષ્પ દડો કર લીધો કમળા, ઉકેલી નિશ્ચય કીધો.
પુષ્પકલિ ગણી સર્વ તેની ભૂપતિને કર દીધો.
' હવે, વીર, વિશ્વાસ આવ્યો, કો ન શકે તુજ મારી;
આયુધ એક ભેદે નહિ, ભાઇ; અમર કર્યું અંગ નારી.'
એમ કહી ઉઠયાં તવ કમળા, ' ભાઇ, આજ્ઞા દીજે.
વાટ જોતા હશે વિષ્ણુ અમારી. જઈ ઘેર કારજ કીજે.'
કહે જાલંધર, ' સાંભળ, બાઇ. ભલે આવી મુજ પાસ.
કપટ તજી મોકલી મુજ પાસે તુજ સ્વામી શ્રી અવિનાશ.
શું આપું ? સકલ રીધ તાહારે પૂર્ણ ભર્યાં ભંડાર.
ત્રણ રત્ન સાસરવાસામાં આપ્યાં મેં નિર્ધાર.
આજ થકી વઢવાડ જ મુકી મુજ બહેનેવી સંગ.
સકળ દેવ મારૂં રણ શોધી, એક વિના શ્રીરંગ.
દશ રત્ન રહ્યાં દેવ પાસે, તે ભડીને લેશું;
વિષ્ણુ આવી મળશે મુજને, પૂજ્ય ગણીને દેશું.
વહેલાં જાઓ, સુખીઆં થાઓ. કેશવને વારે, માત.
સગપણમાં વિરોધ કરો કાં ? પ્રીછવજે તુજ નાથ.'
કહે લક્ષ્મી, ' વારૂ ભલી રીતે; ના લે તાહારૂં નામ.
રણસંગ્રામ વિષે મુજ સ્વામી કરશે તુજ પ્રણામ.'
નામી શીશ રહ્યો નૃપ ડેરે, લક્ષ્મી ગયાં વિષ્ણુ પાસ.
આદરમાન કર્યો અબળાને સ્વામી શ્રીઅવિનાશ.
'કહો, કમળા, તમો શું કરી આવ્યાં; ?' પૂછે વૈકુંઠ નાથ.
કોમળ વાયક કરી કહે અબળા હરિને જોડી હાથ,
'આદરભાવ ઘણો આપણને દીધો માહારે વીર.
ત્રણ રત્ન સાસરવાસામાં આપ્યાં, શ્યામશરીર.

મુજ બંધવને રોષ નથી તમ સંગાથે, સ્વામી.
તે માટે તમો ક્રોધ પરહરો, કૃપા અંતર્યામી.
દીન થઇ તમને કહાવ્યો છે દાનવપતિ પ્રણામ.
તે માટે અનુકૃપા એની કીજે, સુંદરસ્યામ.
રાડ કરે તે શું, પ્રભુ, ભડીએ; પ્રીત કરે, પ્રીત કીજે-
એક વસ્તુ જો તે આપે, તો આપણ પ્રાણ જ દીજે.
પૂજનિક માટે, પ્રભુ, તમને આપ્યાં ત્રણ રતન.
સેવક થઇને રહેશે તમારો જાલંધર રાજન,
મન માને તે દેવ કરજો, આપણે શી વઢવાડ ?
સાળા સંગે વિરોધ તજો, હરિ; વાત જાય છે હાડ !
સગે સગાતણી બળ આશા; તમે પૂજ્ય, એ સાળો.
ગુહ્ય વાત કરો રહી પાસે, તજી કપટનો ચાળો.'
ગદગદ કંઠે વદે એમ અબળા,' માહારો બંધવ એહ.
મરણમર્મ તમને કયમ દાખું ? ધિક પડો મુજ દેહ !
મેર પડો-બંધવને કહેતાં ભાભી છાંડે પ્રાણ.
વીરમૃત્યુઘાત તમને નહિ કહું, શારંગપાણ.
કંથ તણું ભુંડું મન તાકે, તેવો તજ્યો ભાઇ;
દીન થઇ કાયર પણું દાખે, કહો, તે કયમ મરાઇ ?
આવતાં મુજને એમ કહ્યું છે—બીજાં જેહ રતન
સકળ દેવ પાસેથી લેઇ આપીશ જગજીવન.
ઘણુ નેત્ર રાતાં થયાં માહારાં; દીઠો બંધવ વાર.
માન તમોને ઘણું દેછે; કાં વેર કરો સુર સારૂં ?
તે માટે તમને કહું, કેશવ, કરશો કોટિ ઉપાય,
વિશ્વાસઘાત તણી એ રચના મુજથકી નહિ થાય.

---

૧૬. આ પંક્તિ પછી નીચેની બે ક્ષેપક જણાય છે—
તમો ખેદ કરો તો હે સ્વામી દાનવ માહારો વીર;
તેને તજીને રેહું હુ અળગી કેંચુકી સર્પશરીર.

દ્વી:

મુકો દેવ, મહારાજા; આપણ જઈએ બંધવ પાસ.
પૂજ્ય ગણી પ્રણિપત કરશે, આણી, મન ઉલ્લાસ.

વલણ

ફળ હોયતો કરો અનુકૃપા મુજ બંધુને આજરે: '
વાયક સુણી અબળાનાં બોલ્યા શ્રી મહારાજરે:

---

## કડવું ૨૬.

રાગ રામગ્રી

એણિપેર બોલ્યા જગજીવનજી, ' સ્ત્રી, મેં વર્ત્યું તાહારૂં મન જી.

ઢાળ.

મન તમારૂં, અમો વર્ત્યું; વચન મમ સુણો, નાર.
વારૂ થયું જે વીરકેરો થયો સમાગમ સાર.
ભીડ ભાગી માહરી જે કમાયાં ત્રણ રતન;
સાસરવાસો કર્યો વીરે, રાખજ્યે કરી જતન !
નહિ તો મુજ પાસેથી નૃપ લેતો એક ક્ષણમાંહે;
તમો જઈ ઉગારીઆં ! ' એમ વદે વૈકુંઠરાએ.
' નારીનો વિશ્વાસ કેવો ? પ્રાણે તે શી પ્રીત ?
મોકલી મોહોટું કામ કરવા ભાંત ન રાખી ચિત્ત.
સુર દેવ દુભ્યે દુઃખ મુજને, સંતોષ્યે સુખ હોય.
રત્ન લેતાં દેવનાં નૃપ શીશ છેદું સોય.
પિપિલિકાનું ઘેર શોધી. તેમાં ધરૂં અંગ;
ભય તજારા ભ્રાતનો ! ' એમ ઓચર્યા શ્રીરંગ.
' સદંતર તાણી નવ લીજે એવડો શિર ભાર.
ભ્રાત ભગિની કેમ થયાં તે ? તુજ માત કહો નિરધાર.
સહોદર તે ભ્રાત ભણીએ, અવર આળ પંપાળ.

---

૪. આ પંક્તિ પછી એક કડી તટે છે. ૧૭ સનંતર.

આહ, કૂર્મ ને અનેક જળચર, ત્યમ એ ભૂપાળ.
ભેદ કહો અમને, કામિની, જે કહ્યો દાનવ ભૂપ.
દુષ્ટને મારૂં, સુર ઉગારૂં,' કહે છે અકલસ્વરૂપ.
'મન મેલ મુકી તમારો ને કરો કારજ એહ.'
બ્રહ્માંડકેરો ભાર શિરપર ન લીજે, નારી, તેહ.
કહ્યું જોઇશે, કામિની. તમો કાં બગાડો મરણ ?
ભેદ રાખ્યે થાશે ભુંડું,' વદે અશરણશરણ.
'આજથકી અમ તમારે નહિ રહે બોલવા વહેવાર.
ભલુ વાંછો ભ્રાતનું તમો, ઉવેખો ભરથાર !
ચઢાવી ત્યમ ચઢી મસ્તક અબુધ નારી જાત.
મુખ ઢાંક; જા હાવે આંહાંથી,' ઊચર્યા જગતાત.
'વૃદ્ધ કહે તે માનીએ જે નારી સર્પ સમાન;
સર્વ વાણી તે ખરી,' એમ ઊચર્યા ભગવાન.
ક્રોધપૂરિત નાર ઉપર થયા શ્રીઅવિનાશ.
વદન સામું નિરખતાં કમળા થયો અતિ ત્રાસ.
'સ્વામી, હુંતો હાસ કરતી હતી, માહારા કંથ
કોણ ભાઇ ને કોણ ભગિની, સકલ મિથ્યા પંથ.
મર્મ એના મરણનો તમને કહું નિરધાર.'
એમ કહીને એકાંત બેઠાં વિષ્ણુ કમળા નાર.
'આંહાંથકી હું તાંહાં ગઇ, જાંહાં અસુરપતિ રાજાન
સુણતાં બેવ મને સામો આવ્યો. અનંત દીધું માન.
અમો ભ્રાત ભગિની મળી બેઠાં. મેં ઘણું વાર્યો ચોધ—
રતન કોનાં, કોણ તું, વીર ? મુક સર્વ વિરોધ.
એકાંત મુજને એમ કહ્યુ—તું બીત ના આણીશ, માત.
અસ્ત્ર જે સુર દેવનાં, મુજને કરે નહિ ઘાત.
ત્યારે હું એમ ઊચરી, એ હું નવ માનું, ભ્રાત.

૨. જે કહ્યુ દાનવભુપ.'

પછે મેલ મુકી સર્વ મનનો કહી ભીતર વાત—
સત્યવતી બોલાઇ તાહારી વૃન્દા સુકે સત્ય,
ત્યારે, ભગિની, જાણજે અમારૂં રણ મૃત્ય.
પુરૂષ તેને જો છળે ને કરે સત્યનો ભંગ,
ત્યારે તુજ બાંધવતણું રણ અસ્ત્ર ભેદે અંગ.
વાત મેં માની નહિ, તવ દેખાડયું એંધાણ;
પુષ્પ કેરો દડો કાઢી આપીઓ મુજ પાણ,
'વૃન્દા જ્યારે છળ પડે, ત્યારે સુકાય એહ.'
વિશ્વાસ મુને થયો ત્યારે, ગણી કલિકા તેહ;
ત્રણ સહસ્ર ઉપર ત્રણસે, તે ઉપર વળી તેર.
એટલો નીશે કરી આવી; એ વાતમાં નહિ ફેર.'
વચન એવાં સાંભળી ભગવાન કહે, 'ધન્ય! નાર.
તમને ઘટે તેવો કરો નિજ બંધવને ઉપકાર.
પધારો તમો પ્રમદા હવે આપણે સ્વસ્થાન.
અમો અસુર જીતી આવીશું,' ઊચર્યા ભગવાન.

વલણ.

ગરૂડ સાથે મોકલ્યાં વૈકુંઠ કમળા નાર રે.
ભેદ દાનવ મરણનો પ્રીછયો પ્રભુ દેવ મુરાર રે.

---

## કડવું. ૨૭

રાગ ધનાશ્રી.

વાલ્મીકજી ઉચરે રે, સાંભળો, ઋષિ શિરોમણ, સારરે.
પછે જે નિપન્યુરે તમને કહું કથા વિસ્તારરે.

ઢાળ.

વિસ્તારીને કહું કથા, જે નિપન્યું દલમાંહે.
ભેદ-મૃત્યુનો સર્વ જાણી હરખ્યા વૈકુંઠરાએ.

---

૮. વલી તારે સુકામ એહ.

મહાદેવને સર્વે કહ્યું એકાંત શિબિરમોઝાર.
'મર્મ અસુર મુઆતણો મેં સર્વ લહ્યો પ્રકાર.
સત્યવતી એની સુન્દરી પતિવ્રતા વૃન્દા નામ,
તેના સત્યધર્મથી એ જીતે રણસંગ્રામ.
રૂપ મનોહર ભામિની એવી નથી કો ઇશ.
છળ પડે તો મરે રાજા,' એમ ઉચર્યા જગદીશ.
'અવર એના મરણનો એકે નહિ ઉપક્રમ.
છળે કો વૃન્દા નારને તો રહે સત્નો ધર્મ.'
વચન હરિનાં સાંભળીને ઉચ્ચર્યા ત્રિપુરારઃ
'આજનો દિન રચો રણ; હું છળું તેની નાર.
સાવધાન થઇ રણ રાખજો. હું જાઉં દાનવ ઘેર.
સત્ય એના સુકાવ્યાની રચું કાંઇ પેર.'
વિષ્ણુ કહે, ' વાર થયું. તમો શીઘ્ર જાઓ, નાથ.
વહેલા થઇ કારજ કરો; હું ભડું દાનવ સાથ.'
પછે જાલંધરનું રૂપ ધરીને પળ્યા ગિરિજાપતિ દેવ.
અરુણ ઉદે રણ માંડ્યું અસુર શ્રીહરિ એવ.
અન્યો અન્યે જાણીયું ત્યાં જાલંધરે નિર્ધાર,
'ભણુઓ ગયો મુજ નાર છળવા, આંહાં વઢે મુરાર.'
સુભટ જે પોતાતણા તેડી કહે પ્રતિબોધ,
'દિવસ બે સંગ્રામ રણમાં તમો કરજો, યોધ.'
એમ કહીને સંચર્યો કૈલાસ ગિરિ જે હાર,
'શિવ ગયો સ્ત્રી હને, હું છળું ઉમયા નાર'
રુદ્ર કેરૂં રૂપ ત્યાં ધરે દાનવનાથઃ
પંચ વદન, ત્રણ નેત્ર નિર્મળ; જટાજુટ શુભ ખ્યાત
ચન્દ્રશેખર, ભુજા દશહર, વ્યાઘ્રચર્મ પરિધાન.

---

૭. ઉપ કરંમ.
૨૫. આ પંક્તિ પહેલાં નીચેની વધારાની જણાય છેઃ—
ધરી ધુસર અંગ મારાં કોટે બંમા કપાળ.

ગજ ચર્મ કીધું ઉત્તરીય, કંઠે હલાહલ પાન;
ભુજંગ કર અંગદ કર્યા ને જટામાં શુભ ગંગ.
રૂપ એવું ધર્યું નૃપતિ છળવા ઉમયા અંગ.
શીશ જાલંધર તણું કરમાં કારમું કર્યું સોય.
શોણિતે ભર્યું અંગ શિવનું, અરુધા બહુ હોય.
સાક્ષાત્ જાણે સદાશિવ, વપુ પારખ્યું નવ જાય!
નન્દી, ભૃંગી, વૃષભ વાહન, પાદુકા શુભ પાય.
શબ્દ ડમરૂતણો—એ વિધે આવ્યા ઈશ.
દેખી જન નીચા નમે; તે જાણે દેવ ગિરીશ.
કૈલાસમાં તો હાક વાગી—આવીઆ ત્રિપુરાર.
સ્થાનકે આવી પુછીયું, 'ક્યાં ગઈ ઉમયા નાર ?'
વિજ્યા જયા પ્રત્યે કહ્યું, 'ક્યાં ગઈ ગૌરી આજ ?
શીઘ્ર લાવ ઉતાવળી,' શિવ કહે મુકી લાજ.
'ખટ માસ વીત્યા યુદ્ધ કરતાં દુષ્ટ દાનવ સંગ;
કામ મુજ પીડે ઘણું, વિહ્વળ થયું છે અંગ.'
વાલ્મીક કહે ભારદ્વાજને, ત્યાં જાલંધરને ત્રાસ
ગુપ્ત જ્યાં ગૌરી હતાં, ત્યાં સખી ગઈ તવ પાસ.
'ઊઠો, માત, ઉતાવળાં; ઘેર આવીઆ મહાદેવ.
જાલંધર પ્રાજે કરી કર શીશ લાવ્યા એવ.
ઘાત અંગે છે ઘણા ને રક્તપુરિત કાય.
'ઉમયા ! રે ઉમયા !', જપે; ઘેર પધારો માય.'
પાર્વતી માને નહિ, 'એ સકળ મિથ્યા વાત.
જાલંધર કાંહાંથી મરે ખટ માસમાં વિખ્યાત ?
વૃન્દા કોણે છળી નથી, તો કયમ મરે એ દુષ્ટ ?
શિવરૂપ ધરીને કારમું કો અસુર એ પાપિષ્ટ.
કદાચિત્ શું જાણીએ કરી વિજય આવે કંથ.

૧૬. જાલંધરનો. ૨૧. ઉમયા તે ઉમયા.

વપુ જોઈને ઓળખું જો હોય શંકર સંત.'
આદ્ય શક્તિએ અવલોકીધું તવ દ્વારછિદ્રે રૂપ:
પાલટ્યું પલટાય નહિ જે સદાશિવ ભૂપ!
હિમાચલ તનયા વિચારે, 'વાત છે વિપરીત.'
કલના કરી પડી નહિ; દેખી થયાં ભયભીત.
અકળ માયા ઈશ્વરી ત્યાં કર્યો એક વિચાર;
પોતા સરખું રૂપ દાસી કરી ઉમયા નાર.
હસ્ત, પદ, મુખ, નેત્ર શુભ છે, શ્રવણ, શીશ વિહાર.
વચન, શુભ સ્વર, હાસ્ય, આપ્યાં ચાલ ઉમયા સાર
શણગારી ઉમયા વદે. 'તું જા સદાશિવ પાસ.
હાવ ભાવ, કટાક્ષ, માયા કર, ધરી ઉલ્લાસ.
સુરતક્લારસ માણશે, જો હશે શંકરરૂપ.
હશે દાનવ, સ્નાન કરતાં ખલિત થાશે ભૂપ.
ત્યારે તું એમ જાણજે, એ ન હોય શ્રી મહાદેવ.
પછે ભેદ ભાગે તાહરો—હું નહિ ઉમયા એવ.'
પ્રીછવી ગતિ એમ મોકલી જ્યાં કારમું શિવઅંગ.
સન્મુખ આવી હાસ્ય દીધું, હરખીઆ શિરગંગ.
પાર્વતી પુંઠે જુએ છે છાનાં છિદ્ર કપાટ.
શિવ કહે, 'અબલા. કામ આપો, ટળે તન ઉચાટ.'
ગૌરીસખી કહે, 'કાં નહિ? તમો કરો મજ્જન, ઈશ.
અંગ શોણિત ઉતરે, દેહ શુધ્ધ થાય, ગિરીશ.'
દાનવપતિ હરખ્યો ઘણું જે થયું મોહોટું કામ.
પરિધાન વ્યાઘ્રાંબર ત્યજ્યું શુધ્ધ દેહ કાજ અભિરામ.
સ્નાન કરવા ભૂપ બેઠો ધરી શંકર વેષ.
મધુરવાણી, મર્મ વાયક કર્યાં નારે અનેક.
નેત્ર બાણ કટાક્ષ માર્યાં, કર્યું વિહ્વલ અંગ.
સ્નાન કરતાં ખલિત થયો નૃપતિ વિના સુરતપ્રસંગ.

દારિદ્રે વદે ઉમયા, 'નોહે એ શંકર દેહ.
જાલંધર તું જાણવો, એમાં નહિ સંદેહ.
એ વાત તુજને નવ ઘટે તેં કર્યું અધમ કર્મ,
માહારી શૈયાએ આવ્યો, કોણ તાહરો ધર્મ ?
ગુરૂદારા, મિત્રભ્રાતપત્ની, શ્વસુરપત્ની જેહ,
જનેતાશું ગણી જોતાં માતુલ્ય પાંચે એહ.
કપટ દષ્ટે નીરખતાં, નૃપ, વંશછેદન થાય.
વિષકૂપમાં તે પડે કલ્પ કીટ જ કાય.
મુખ લેઇ જાને આંહાંથકો કે દેઇશ તુજને શાપ.'
દાનવપતિ એમ સાંભળી થરથર કંપ્યો આપ.
મશક સરખું મુખ કરીને વળ્યો તવ રાજન,
'અર્થ એકુ સર્યો નહિ, મુજ પાપ બેઠું તન.'
સૈન્ય પોતાતણામાંહે આવીઓ ભૂપતિ.
શીઘ્ર જઈ સંગ્રામ માંડયો, જ્યાં હુતા શ્રીપતિ.

વલણ.

એ કથા રહી એટલે, પછે શું કર્યું પશુપાલ રે.
મથુરા મધ્યે પરવરે થઈ જાલંધર ભૂપાળ રે.

---

## કડવું ૨૮.

રાગ મારૂ.

શંકર સંચરે રે મથુરા વૃન્દા નાર.
જાલંધર થયા રે છલવા સતીશિરોમણિ સાર.
શિવ ઘેલા થયા રે સુણતાં વૃન્દારૂપ.
જાણ્યું, જઈ અનુસરૂં રે અબળા દેહ અનુપ.
વપુને પાલટી રે, કવચ અનુપમ અંગ.
આયુધ ઓપતાં રે બીડયા ભાથા સંગ.

---

૩ કરૂ મધમ કરંમ.

રફંદ ગણેશનાં રે કર ઝાલ્યાં કારમાં શીશ.
એ વિધે આવીઆં રે છળવા સાધવી ઇશ.
મસ્તકમાં ભલો રે કોમળ કંદુક સાર—
જેવો વૃન્દાતણો રે તેવો કર્યો ત્રિપુરાર.
વસન રૂધિરે ભર્યા રે અંગે ઘાત ન દીસે એક.
શોણિત પારખું રે અંગે છાંટા અન્ય અનેક.
આવ્યા ઉતાવળા રે જ્યાં વૃન્દા મુખ્ય ભુવન.
'ક્યાં ગઈ સુન્દરી રે', પુછે સેવકીને રાજન.
'લાવ ઉતાવળી રે, શીઘ્રે જાવું દલમાંહે.'
સુણી દાસી ધસી રે, આવી લાગી સતીને પાએં.
'ઉઠો ઉતાવળાં રે, આવ્યા ઘર વિષે રાજન;
સુર સહુ જીતીઆ રે, માર્યા શંકરના બે તન.
મસ્તક તેહનાં રે, તેણે ગળે રૂધિર નિર્ધાર:
એ વિધે આવીઆ રે ઘર જીતી તમ ભર્થાર.'
એવું સાંભળી રે વૃન્દા માને નહિ તે વાત,
'નૃપ આવે ક્યાં થકી રે રણમાં જીતી પશુનાથ?
જોઉં જઇ પારખું રે, સ્વામી અથવા કો દેવ!
મુને છળ પાડવા રે અમરપતિ કો એવ?'
જોવા આવીઆં રે ગોખ જાળી અંતર જ્યાંહે.
જાલંધર નીરખીઓ રે વૃન્દા નખશિખ તાંહે.
'રૂપ કર્યું કારમું રે, એ તો નોહે મુજ ભર્થાર.
મુને છળ પાડવા રે આવ્યા ગૌરીવર ત્રિપુરાર.'
સતી તવ ઊચરે રે, 'તમને ન ઘટે, પ્રભુ, એજ.
કપટે આવીઆ રે, શંકર, પુત્રવધૂની સેજ.
વધૂ પુત્રી સહી રે બે ગણ્યુતાં સમતોલ.
મહાજડતુલ્ય થયા રે', વૃન્દા બોલી બોલ.

---

૧૭. સ્વામી તથા.

'અધર્મ દૃષ્ટે કરી રે સસરો નીરખે વહૂ નિર્ધાર,
ઘોર નરક તે પડે રે, વળી નિવર્તે યુગ ચાર.'
એવું સાંભળી રે શંકર લજ્જા પામ્યા મન.
મુખ આડું કરી રે વળ્યા ગિરિજાપતિ પાવન.
સૈન્યમાં આવીઆ રે જ્યાં સમર્થ દીનદયાળ.
અર્થ સીધ્યો નહિ રે, દુઃખ પામ્યા પશુપાળ.
ભારદ્વાજને પુછીયું રે, મુને કહો, ઋષિવર, એહ.
પછે નૃપ કયમ ભડયો રે, મુજને એ સંદેહ.
વાલ્મીક ઊચરે રે, ભારદ્વાજ, સાંભળો ચંત.
સાગરસુત કોપીઓ રે, પ્રગટી દાઝ અનંત.
તે ક્રોધે હડહડયો રે ભૂપતિ વિષ્ણુ સંઘાત.
'હવે રણમાં ટકે રે, કેશવ, કયમ વિખ્યાત?
સર્વે જાણુ પડયું રે, કપટે મોકલી કમલા નાર
છળવા મુજને રે; જટિલ ત્યાં ગયો નિર્ધાર.
ભગિનીને નવ ઘટે રે કપટે પુછયું માહારૂં મર્ણ.
બ્હેનને હાથે હણું રે, રણ રોળું અશરણશર્ણ.
છાની પ્રગટ કરી રે, જે કહી અંતર પેર;
તે આવી કહી રે કમલા પોતાને ઘેર.
માહારૂં શું ગયું રે? પડી એના ઘરમાં ધૂળ.
રત્ન મુજ ઊગર્યો રે, તે તો હુતો પરમ અમૂલ.'
એમ કહી યુદ્ધ માંડીયું રે રણ સાગરસુત જગદીશ.
તવ આવી રહ્યા રે મુખ કરમાણે દેવ ગિરીશ.
વિષ્ણુ પ્રત્યે વદે રે, 'હરિ, એ અસંભવ વાત.
હું જાલંધર થયો રે, તોએ ઓળખીઓ, જગતાત.
એ સતી સાધવી રે, આપણથી નહિ ચૂકે સત્ય.
દાનવ એ નહિ મરે રે, નીશે માનો એ, શ્રીપત્ય.

૧૨. કેશવપતી વિક્ષાત. ૧૩. જાણું પડુરે. કમળ

સુગમ અટ લોપવો રે; હરિ, વિષમ છળવી નાર.
પડે તો પલકમાં રે, નહિ તો નિવર્તે યુગ ચાર.
મેં તો કર ખંખેરીઆ રે; વળ્યો પાછો આણી શોક.
હાવે નહિ રહી શકો રે, હણશે નૃપ શોધી ત્રિલોક.'
વાચક સાંભળી રે વિષ્ણુ કહે, 'તજો મન ભીત.
રણ તમો રાખજો રે, વૃન્દા છળું જઈ શુભ રીત.'

---

કડવું ૨૯.

રાગ આહોલ.

શ્રીહરિ શંકરને વાણી કહી એહ,
'સ્વામી, સતી છળવા અમો જાઉં,
તમો રહેજો રણ દૃઢ થઈ રે.

ઢાળ.

દૃઢ થઈ સાવધાન રહેજો, અમો જાઉં તે દાર.
જમે તેવી સાધવી, પણ નામ કહાવે નાર.
અબળા તણો શો આશરો ? શિવ, છળું જઈ ક્ષણ મધ્ય.
ભોગવું નૃપ ભામિની હું કરી પ્રબળ બુધ્ય.
સંગ્રામ રૂડો રાખજો રે મન ધીરજ આણી, ઈશ.'
એમ કહીને સીખ માગી શિવકને જગદીશ.
મહાદેવજીએ જાણીયું, રખે વિષ્ણુ નાસી જાય!
સાગરસુતના ત્રાસ માટે શ્રમ કરશે કાય.
હરિ કહે, 'શંકર સંચરો; રખે વાર લાગે, નાથ.'
'પૂરણ મેં એના દીઠા છે રણ વિષે, હરિ, હાથ.
ત્યાં જશો સર્વ વાત મિથ્યા, નહિ સત્ય મૂકે એહ;
નિરાશ થઈને આવશો, તેમાં નહિ સંદેહ.

---

૧૩-૧૪ આ પંક્તિઓનો ક્રમ મૂળમાં ઉલટ છે. ૨૧. શીઘ્રે શંકર સંચરો.

જાણો છો ગત માહરી જે શિથિલ થયું છે અંગ.
વિલંબ કરશો, વિષ્ણુજી, તો સર્વથા મુજ ભંગ.
શ્રી હરિ કહે, 'એ સર્વ સાચું; એવું નૃપનું યુધ્ધ.
તમો વહેલા ન આવતા, તો ગઇતી માહારી શુધ્ધ.
અમો વહેલા આવશું છળીને વૃન્દા નાર.'
એમ કહીને સંચરે પછે મધુપુર મુરાર.
મથુરા સમીપે આવીઆ. મન વિચારે નાથ,
'કપટ કાંઈ એક રચું અદ્દભુત, જ્યમ સતી થાએ હાથ.'
વાલ્મીક કહે ભારદ્વાજને, શો આશરો સ્રીજન ?
અકળ માયા દૈ ગુથી ત્યાં રચી મતિમોહન.
નગરથી ઉત્તર દિશા ઉદ્યાન યોજન સાત.
તે મધ્ય સર ઉત્તમ ભલું, વનસ્પતિ નાના ભાત.
સર કમળ સાત પ્રકારે, મધુ ષટપદ નાદ.
શુક, સારિકા ને બગ, કોકિલ, મોર ઉત્તમ સાદ.
થઇ તાપસરૂપ નિર્મળ બેઠા શ્રીગોવિંદ.
ખગપતિ ચેલો કર્યો પૂરણ પ્રેમાનંદ.
રચી માયા સતી છળવા ચૌદ લોકનરેશ.
ઉપાય સર્વ આગળ થકો ખગને કહ્યો ઉપદેશ.
એ કથા રહી એટલે, પછે શું થયું સતી પાસ ?
ભુવનમાંહે ભામિનીને ઊપન્યો અતિ ત્રાસ.
રહ્યું ત્યાં જાએ નહિ, નિઃશ્વાસ નાંખે નાર.
ભણકાર એવા પડે કર્ણે, ભૂપતિ આવ્યો દ્વાર !
સ્વપ્નગતિ ભૂલી ભમે, પણ નવ દેખે નિજ નાથ.
ફરે એ વિધે બાહાર, ઘરમાં ઘસે બેઠી હાથ.
વાત કોની નવ ગમે, નવ ધરે કોશું પ્રીત.
શુકન સઘળા થયા માઠા, ઊપની મન ભીત.
શબ્દ દારુણ શ્વાન વાયસ, કોલાહલ પુરમાંહે.

દિવસમાં તારા ગયો ને રક્તસમ રવિરાગ્રે.
સુરભિ સ્નેહ ધરે નહિ ત્યાં અપત્ય ઉપર રેખ.
માતાને બાળક ગમે નહિ, જન શોકમય, બહુ દ્વેષ.
ભુવન ઉપર ઉલૂક બોલે, શિવા વરૂએ સાદ.
અભ્ર પાખે મેઘ ગાજે, પ્રલેકારી નાદ.
ધરા કંપતિમાન થાએ, વાયુ દુર્જરે સોય.
વંટોળ ઊડે ધરાતલ, અર્ક ઝાંખો હોય.
દક્ષિણ લોચન, અંગ જમણું ફરકીયું તત્કાળ.
શિર કાગ બેસી શીઘ્ર ઉડ્યો, પડી પેટમાં ફાળ.
વામ કર દર્પણ ગ્રહીને નારી નીરખે અંગ.
નિસ્તેજ ઝાંખું મુખ થયું, તેથી થઇ મનભંગ.
સહજ નેત્રે ઝરે આંસુ, થાય ઉલ્કાપાત.
સતીએ મન વિચારીયું, 'કાંઈ અસંભવ વાત.'
ભુવનમાંહે ભય ઉપન્યો, થયું ચિત્ત ઉદાસ.
વિજયનંદા દાસી તેડી કહ્યાં વચન પ્રકાશ,
'સૈરન્ધ્રી, તું સાંભળે, કાંઈ ઉપન્યું કલ્પાંત.
અપશુકન થાએ ઘણા, તે ઊપની મન ભ્રાંત.
રહ્યું મેં જાતું નથી ને ઊપન્યો પરિતાપ.
આશ્ચર્ય દીસે કારમું, ઘેર નહિ સ્વામી આપ.
ખટ માસ વીત્યા ભૂપને કરતાં દૈવશું યુધ્ધ.
પાર તો આવ્યો નહિ નૃપ મુકતા આયુધ.
આવ, આપણું પૂછીએ કો આવતા જન વાટ.
સમાચાર કો કહે નૃપનો, ટળે મન ઉચાટ.
કો ન મળે તો જઈએ આપણ, નિરખશું સંગ્રામ.
કુશળ જોઈ કંથ કેરૂં ફરી વળશું આમ.'
સતી દાસી વાત કરતાં થયો સન્ધ્યાકાળ.
સેજ સુતાં નિદ્રા નાવે, પીડે કંદર્પજ્વાળ.

અન્ન ઉદક ભાવે નહિ. ભયભીત અબળા અંગ.
રાત્રી કાપી રૂદન કરતાં, રહી પહોર પ્રસંગ.
અણાવી. રથ દાસી સાથે શીઘ્ર ચાલી નાર.
દિશા તો સૂઝે નહિ, સૂની વિછાઈ ભરથાર !
ટોળા વિછોઈ મૃગલી જ્યમ ભમે થઇ નિઃશ્વાસ,
ત્યમ સતી થઈ ભેબાકુળી, મનમાંહે પામી ત્રાસ.
રાખ રથ–એવું ન બોલે. શીઘ્રં ચાલી જાએ.
અઘોર વન આવ્યું તદા તે ચાલતાં વાટમાંહે.
દારૂણ વન ગંભીરતા ને ધરા ઝાકમ ઝોળ.
વિકટ પંખી વન બોલે, કરે કાગારોળ.
વ્યાઘ્ર, ચિત્રક, રોઝ, સારસ, ઝરખ, વરૂ અપાર.
શબ્દ તેના સાંભળી મન ભીત પામે નાર
'હાંક રથ ઉતાવળો, સુણુ વ્યાઘ્ર દારૂણ વાણુ.
આવશે તો અશ્વ આપણુ સહિત હણુશે પ્રાણુ.
વાત કરતાં ચાલતાં પછે ઉદય રવિ ત્યાં હોય.
તિમિર ટળાયું, તેજ પ્રગટયું પંથ જાતાં સોય.

વલણ.

ચાલતાં રણુ મધ્ય રે તેજ રવિનું વિસ્તરે;
કંટાલ વન પાછળ રહ્યું, પછે ઉત્તમ વનમાં પરવરે.

---

## કડવું ૩૦.

રાગ સામગ્રી.

વાલ્મીક કહે છે, ભારદ્વાજ મુન્યજી, નારી આવી જ્યાં શુભ વન જી.
જે સ્થળ બેઠા વિશ્વાધારજી, વનમાં વાડી વૃક્ષ અપાર જી.

ઢાળ.

અપાર માયા, અનેક રચના કરી કમળાકંથ,
જેથી અબળા કામ વ્યાપે. પ્રફુલ્લ વૃક્ષ અનંત.

દીઠી ભૂમિ સોહામણી, તવ થયું કોઈ એક ધીર.
વન અનુપમ નીરખીયું, ધનરપતિ ઘેર ગંભીર.
બહુ જાત કેરાં વૃક્ષ ઘણાં તે ફુલીઆં ફળ સાથ.
શ્વેત, શ્યામ ને રક્ત, પીળાં, પુષ્પ લીલાં ભાત.
કેતકી, ચંપક, જાઈ, જુઇ, માલતી, મુચકુંદ,
ગુલાબ, મરૂઓ, મોગરો, શુભ કણેરી, રાયચંદ,
દમન, અસુની, વેલ, વાળો, જાસુ, સેવંતી, સોડ,
તિલક તરુઅર અતિ ઘણાં, ઉદ્યાનમાંહે છોડ,
કેસર, કરેણી, ભાદ્રવિકા, ચમેલી બહુ રાશ,
કલ્પ, કદળી, દ્રાક્ષ, દાડમ વૃક્ષ વાડી પાસ.
અખોડ, જાંબુ, કોઠી, કર્પટી, સીતાફળ, નારંગ,
કુંભી, ઉંદે, બોર, કરમદી, ટીમરૂ, મધુ પ્રસંગ,
આંબલી, પીંપર, પારિજાતક, ખજૂરી, નાલિકેર,
ખારેક, કેશુ, ફણસ, રોફળ, અગર, સુખડ ઘેર,
પાડલ, ટીટુ, ધાવડી, બીજળ, વજ, જંબીર,
અરીઠી ને અદકો આકડ, વટવૃક્ષ ગંભીર,
સાદડ, તાલ, તમાલ, લીંબુ, નિર્મળી, અરીઆર,
બદામ, બદરીતણાં રે ફળ ત્યાં, બિલિતણો નહિ પાર.
અશોક, રાયણ, રગત રોહીડો, જંગીર ને રે કદંબ,
વરસોળી, વીકોસીલ, હરડે, પીંપળા પ્રૌઢ, જરંબ,
આવર, ચિત્રક, સાગ, સીસમ ઝાડ ઠામો ઠામ.
સીમળા, સમડા, બકુલ, ધામણ, ભોજ વૃક્ષ, બીલામ,
કામ વૃક્ષ અપાર શોભે. ગરમાળો, હિંગોર,
ગુંદી, લોદર, ફણુઝ એહાં, સર્વનું વન જોર.
અગથીઓ, ચોળ, મજીઠ, આથાં, એખરો, કોઠાલ,
જાયફળ ને એલચી, લવંગનાં વન રોલ.

---

૨૨. સીસમ સમડા.

પંડરૂઓ, આંકોળ; કૂઓ, તણછ, વરણો એહ,
કેરોધી ને ખર માલવી પાર ન આવે તેહ.
રતાંજલી, વછનાગ, ગુગળ, અગુઆ, અરણી, ઝેર,
આકડો, ધંતુરો ઉત્તમ ચઢે શિવ ઉપેર.
વીસુમંદ, આવળ, સરેરો, પારસપીપ, નગોડ,
જળ જાંબુઓ શોભે ઘણું તે, અવર વન બહુ જોડ.
અરણ્ય અતિ શોભી રહ્યું, માંહે કોકિલા શુભ નાદ.
ભ્રમર ગુંજારવ કરે, શુક સારિકા બહુ સાદ.
મલયાચલના મંદ મારૂત; કોયલ વાએ તેહ;
મદન પીડે નારીને બહુઃ વિષ્ણુ માયા એહ.
જ્યમ ઘેલી ભમે વસ્ત્ર પાખે નહિ મનમાં જ્ઞાન,
ત્યમ વિષ્ણુએ મોહજાળ નાંખી; ટળી તે વૃન્દા સાન.
અકલ માયા ઇશ્વરી કોણે કળી નવ જાએ.
સતી તવ વિપરીત દેખે ચાલતાં વનમાંહે.
વ્યાધ, સુરભિ, હરણ, ચિત્રા કરે વનમાં કેલ.
સસલાં જાંબુક રમે પાસે, નકુલ વસીઅર મેળ!
મૂષક ને માંજાર વનમાં ધરે પરસ્પર પ્રીત!
વદે વૃન્દા, 'રાખ રથને, કાંઇ એક છે વિપરીત.
તીર્થ ભૂમિ પવિત્ર સ્થલ કો, હશે મુનિનો વાસ.
તે માટે વન નીરખીએ', એમ કહ્યાં વચન પ્રકાશ.
સૈરન્ધ્રી એમ સાંભળીને રથ તજી નીરખે વન,
તવ દીઠો વૃક્ષ ન્યગ્રોધનો; તે તળે છે મુનિજન.
સાંનિધ્ય ઊભો એક ચેલો, તેજપુંજ છે તેહ.
વાયુ વ્યજન કરે મુનિને ધરી મન બહુ સ્નેહ.
જોઈ તાપસ ફરીને દાસી વૃન્દાને કહે વાત,
'બાઇ, મુનિવર એક દીઠો, તેજ ત્રિભુવન તાત!

---

૨૨. તવદીઠો વ્રષ નીદોધનો.

શિષ્ય પાસે કરે સેવા તેજપુંજ મહા રૂપ,
ન દીઠું, નવ સાંભળ્યું તે મહાનુભાવ સ્વરૂપ.'
રહી વદે વૃન્દા, 'હાંક રથને; દર્શન કીજે દેવ.'
સતી દાસી શીઘ્રે આવ્યાં જ્યાં તાપસ વિષ્ણુ એવ.
આવીને પ્રણામ ઋષિને કીધા તેણે ઠાર.
શિષ્ય કહે, 'રહો વેગળાં, તમ છાયા પડશે, નાર.
ક્રોધ કરશે દિગંબર, જો દેખશે સ્ત્રીજન.'
શબ્દ એવો સાંભળી વૃન્દા વદે વચન,
'પ્રભુ, નામ શું મુનિરાજનું, મુજને કહોને પેર.
ક્રોધ શાન્ત ને ક્ષમા કેવી, કહોને આણી મહેર.
'બાઈ, મુનિનું નામ એવું ભગવાનપુરી અભિધાન.
ત્રિકાળદર્શી, તત્ત્વવાદી, જાણે ભૂત ભવિષ્ય વર્તમાન.
કાષ્ટ સ્ત્રી સમાન મુનિને, રુધિર સમ સુવર્ણ.
શત્રુ મિત્ર સમાન જાણે. સદા શુભ આચર્ણ.
પ્રહાર પૂજા સમ ગણે, બહુ માન સમ તિરસ્કાર.
કામ, ક્રોધ ને લોભ, મત્સર નહિ મુનિ અહંકાર.
પટકૂળ પત્ર સમાન જાણે, છાહર સમ ચંદન.
જન્મથી મુનિ યોગસાધક, રહ્યા આણે વન.
તે માટે રહો વેગળાં મુનિદેવ કરશે રીસ.'
વૃન્દા રહી ઋષિ પાછળે, સાંનિધ્ય ઊભો શિષ્ય.
વાલ્મીક કહે, ઋષિ સાંભળો. તેણે સમે શું થાય.
કોણ માયા રચી કેશવ છળવા સતીની કાય !
કુરંગી એક કારમી આવી રહી તવ પાસ.
ચકિત થઇ દહોદિશ જુએ; તનં સગર્ભ, મુખ શ્વાસ.
એટલે એક વ્યાધ આવ્યો, મહી હરણી કંઠ.
દશન કિલ સમાન બેઠા, પામી ભૂરીકુંઠ.
ઉદરમાંહાંથુ અપસ ગળાયું, પામીયું જમલોક.

જોઈ વૃન્દા ત્રાસ પામી, ઊપન્યો મન શોક.
વ્યાઘ્ર અંગ વિડારતો, મૃગલી નાંખે ચીસ.
શબ્દ દારૂણ સાંભળી દગ ઊઘાડે મુનીશ.
સમીપે તે કલપાંત દેખી કોપીઆ ભગવંત,
'મુજ દૃષ્ટિ આગળ દુષ્ટ સાવજ કર્યો કેર અનંત.
ભસ્મ થાજો અંગ એનું, કર્યું અધમ કર્મ.
મુજ વનમાં મર્યાદ લોપી કર્યો દુષ્ટ અધર્મ.'
વ્યાઘ્ર જોતાં થયો પ્રલે, જુએ વૃન્દા નાર.
'ત્રિકાળદર્શી સિધ્ધ તાપસ હોય એ નિર્ધાર.'
વદે ચેલો, 'સુણો, મુનિવર. થયો મોહોટો કેર.
મિથ્યા કારણ વ્યાઘ્ર બાળ્યો તજી મનની મહેર.
આપણા આશ્રમ વિષે પશુ મુએ બેસે દોષ.
જીવાડો ત્રણ જીવને, જે થાએ શુભ સંતોષ.'
વનચ એવાં સાંભળી ગુરૂ બોલીઆ ભગવાન,
'વ્યાઘ્ર, હરણી, બાળ જીવો: જાઓ તમારે સ્થાન.'
શબ્દ એહવો સાંભળી ઉઠીઆં એકે એક
વૃન્દા મન વિશ્વાસ આવ્યો જોઇ વાયક વિવેક.

વલણ

જોઇ વાયક વિવેક રે, વિશ્વાસ ત્યાં આવ્યો સતી:
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં મુનિદેવ કો આહાવો નથી.

---

## કડવું ૩૧

રાગ ગોડી

તવ સતીને વિશ્વાસ આવ્યો-એહેવો નહિ મુનિ કોય;
સ્વર્ગ મૃત્યુ પાતાળ કેરૂં જ્ઞાન પૂરણ હોય.
પાછળથી ફરી દૃષ્ટિ આગળ રહી ઊભી નાર.

---

૪. કલાંત દેખી. ૬. મધમ કરમ.

નિરખણ કરી કામિનીને બોલ્યા મુનિ તે વાર,
'કોણ છે રે કામિની ? કેમ આવી મુજ આશ્રમ ?
માત તાત ને કોણ સ્થાનક ? નામ શું ? કહે મમ.'
'તાત કીચક માહરો ને જાલંધરનર કંથ.
નારી વૃન્દા નામ માહારૂં. સાંભળો, મુનિ સંત.
દેવ સાથે યુધ્ધ કરવા ગયો મુજ ભરથાર;
ખટ માસ વીત્યા તેહને, પણ સુધ નહિ નિર્ધાર.
સમાચાર જાણ્યો નથી, અમો જાઉં સ્વામી સીધ.
દર્શન તમારૂં પામતે, પ્રભુ, થઇ મુજ નવનિધ.
હાવે માહારૂં કામ સીધ્યું, સમાગમ તમ નાથ.
વિજય થાશે ભૂપનો કે જીતશે સુરસાથ ?
તત્ત્વવાદી, કહો મુજને, ટળે મન સંદેહ.
વિશ્વાસ આવે વચન તમથી, વદો કારણ એહ.'
સુણી વાયક વદે તાપસ, 'એવડું શું મુજ જ્ઞાન ?
સ્ત્રીસંગે વાત ન કીજે, જા તું તાહારે સ્થાન.
અમો તાપસ વન રહેવું પરહરી સંસાર—
ધન, ભોગ, વૈભવ, પુત્ર, દારા, ગજ, અશ્વ, રથ અપાર.
ભોગ સઘળા પરહરીને આચરૂં આંહાં તપ.
વેદવાણી ઉચરે, 'પરસ્ત્રી ન કીજે ખપ.'
વાતથી વંદાણુ થાએ, ધીર તો સ્ત્રીજન.
અનેક આગે તપ થકી સ્ત્રીએ છળ્યા મહામુન્ય.
સ્નાન સંધ્યા આચરૂં ને સાચવું ખટ કર્મ.
પરનારી સામું નિરખતાં ટળે સઘળો ધર્મ.'
વચન એહેવું સાંભળી વૃન્દા તે નામે શીશ.
'પરપુરૂષ સાથે હું ન બોલું; તમો રૂપ જગદીશ.
સતીશિરોમણિ બિરદ માહારૂં, પતિવ્રતા પ્રમાણ.

૧૧. સુરસાત. ૧૭. અસ્વરાજ અપાર.

અવર પુરૂષ તે તાત બંધુ. સુણો, મુનિ સુજાણ.'
ગદગદે કંઠે વદે વાણી કરગરીને નાર,
'ભલું કહો મુજ એટલું જો કુશળ છે ભરથાર ?'
તવ દિગંબર યોગ સાધી જુએ અંતર્જ્ઞાન.
નેત્ર મીચી નાથ તવ શિર હલાવે ભગવાન.
સતી મનમાં ત્રાસ પામી જોઈ મુનિવર ચિહ્ન.
'જે હોય તે મુને કોહો. સ્વામી; રખે વાત રાખો ભિન્ન.'
વદે તાપસ, 'મુખે માહારે મેં કહ્યું નવ જાય.
ફોગટ શાને ફાળ પાડું ?' એમ કેહે મુનિરાય.
ચેલો કેહે, 'ગુરૂ, સત્ય કહેતાં આપણે શો દોષ ?
નિપન્યું તે કોહોને એને. શીદ આણો છો રોષ ?'
મુનિ કેહે, 'સ્ત્રી, સાંભળો, તુને કહું વાત વિવેક.
રણ કંથ તાહારો એકલો, સુર મુખ્ય દેવ અનેક.
વિષ્ણુ, વાસવ, અજ, સદાશિવ, વરૂણ, અગ્નિ જેહ,
ચન્દ્ર, દિનકર, અવર સુર બહુ પાર ન આવે તેહ.
એકનો શો આશરો ? ક્યમ સાચવે આપ ?
પિપિલિકા ઝાઝી મળી તાણે મણિધર સાપ
એમ તાહરો કંથ રણમાં હણ્યો એ વિધ દેવ.
સંગ્રામ દારૂણ કર્યો ભૂપે પ્રલયકારી એવ.
કપટી સઘળો સાથ સુરનો, ભલો તુજ ભરથાર.
વિરૂપાક્ષ, શંકુ, સુભટ નૃપના પ્રથમ થયા સંહાર.
સંજીવિનીપતિ શુક્ર ગુરૂતમ રાખતો દાનવ સાથ.
મુઆ અસુર જીવાડતો, તવ જીતતો તુજ નાથ.
ગરૂડ પાસે ઋષિ હરાવ્યો, ગુમ કીધો તેહ.
વિષ્ણુએ પછે ચક્રપ્રહારે હણ્યો દાનવ દેહ.
મુઆ તે દેવલોક પામ્યા એકલો તુજ કંથ

---

૧૭. તેહને મણિધર સાપ.

અપત્ય યુધ્ધ કરી દેવ સઘળે આણીઓ રણુ અંતઃ
મહેર મન આણી નહિ, સુરે કર્યું કડકા અંગ.
હાથ, પગ ને શીશ, સ્કંધ જુજુઆં, નહિ વપુ સંન.
સાંભળી સ્ત્રી શોક પામી, પડી વાત વિચાર,
'સત્ય હું ચૂકી નથી તો કયમ મરે ભરથાર ?'
ડગમગે, વિશ્વાસ નાવે, ન ભાગે મનની બ્રાન્ત.
મુનિ કેહે, 'એ સર્વથા માર્યો. માન તું સિદ્ધાંન્ત.
કહે તો, અબળા, શીઘ્ર તુજને દેખાડું આ ઠામ."
'ભલું, સ્વામી કાં નહિ ?' વૃન્દા કરે પ્રણામ.
ફરી તાપસ ધ્યાન માંડયું. કર્મ ગતિ અઘોર !
ધરામાં તવ પ્રબળ વાધ્યું પવન કેરૂં જોર.
જાણે વન તરૂ ઊડશે, એ વિધે મારૂત વાએ.
એહેવી રચી ગતિ કારમી રણુ વિષે વૈકુંઠરાએ.
અનિલથી ભય ઊપન્યો વૃન્દા તે પામી ત્રાસ.
'આ વાયુ શો કલ્પાંત કરશે!' થયું મન નિરાશ.
પ્રબલ વાયુ પ્રસંગથી આવી પડ્યું નૃપ શીશ;
વૃન્દાએ મુસ્તક ઓળખ્યું—આ શું થયું જગદીશ !
શિરોવેષ્ટન સહિત આવ્યું; નિરખે નારી વદન.
શ્રવણુ, ભ્રકૂટિ, નાસિકા, મુખ, કમલદલ લોચન.
ચિબુક ભાલ ને શીશ કચ સમતુલ્ય સાગરતનઃ
દેખી અબળા ત્રાસ પામી, 'શું થયું, જીવન ?"
એટલે દક્ષિણુ હસ્ત પડીઓ, જુએ નારી તેહ.
અંગુલિ, નખ, મુદ્રિકા, અંગદ, હથેલી નૃપ એહ.
પલક માત્રે પડયો આવી વળી ડાબો હાથ.
ઓળખી અબળા ત્રાસ પામી, 'હોય માહરો નાથ.
કરચરણુવર્જિત અંગ સઘળું પડયું આવી ત્યાંહે.

---

૧૫ કલ્પાંત કરશે.

પુંઠળથી આવી પડયા બે પગ અવનિમાંહે.
ચરણ, ઘુંટણ, પીંડી; જંઘા–નિરખીયું નારી તેહ.
કટિ, બાહુવર્જિત વક્ષ:સ્થળ, કુચ બેહુ શુભ જેહ
ઓળખી અબળા પડી અવનિ, 'શું કરૂં, ભગવંત ?
સર્વથા વિશ્વાસ આવ્યો, હોય માહારો કંથ.
શિરોવેષ્ટનમધ્યથી કંદુક ગ્રહે નિજ પાણ.
નવપલ્લવ દીસે, ગણી કળીઓઃ મજ્જુ તે એધાણ.
શીશ, સ્કંધ, હસ્ત, પદ સ્ત્રીએ એકઠાં નૃપ કીધ.
'નોધારી અનાથ કીધી', કહી કર કપાળે દીધ.

વલણ

કર કપાળે દીધ રે. 'કંથ!', કરી અવનિ પડે.
વિલાપ અબળાતણા એહેવા, વન પશુપંખી સહુ રડે.

---

## કડવું ૩૨

રાગ સોરઠી.

તે વનમાં તાપસની પાસે વૃન્દા કરે આક્રન્દ.
વળવળતી ટળવળતી બોલે, "આ શું કીધું, ગોવિન્દ ?
ફરી ઘેર આવો રે.
સિન્ધુસુત સુજાણ, હતા મુજપ્રાણ, ફરી ઘેર આવો રે.'
સ્વામીકેરૂં મુખ જોઇને અંગ પછાડે નારી.
'નોધારી મુકી ગયા, પિયુ; હાથે કરીને મારી. ફરી. સિન્ધુસુત.
પૂર્વતણાં પ્રાક્રમ તમારાં આજ કશાં કહું, નાથ ?
કૌચકતાતે અમારે, સ્વામી, હું આપી તમારે હાથ. ફરી. સિ.
ઉપર, રાજ્ય મથુરા કેરૂં આપ્યું માહારે તાત.
ઉઠો, ચતુરશિરોમણિ ભરથાર; કોહો મુને રણની વાત. ફરી. સિ.
દિવસ કેટલે ઇચ્છા ઊપની દેશ દિગ્વિજય કરવા;

---

૯. સુનાથ. ૧૨. અલાપ અબળાતણા.

જીત્યું દેશ બહોતેરના રાજા, મન કીધું ધન હરવા. ફરી. સિ
સકળ ભૂપ કીધા મુખભંજન, ગર્થ હય બહુ લાવ્યા.
તેજ તનુ સવિતા સમં વાધ્યું. ભઠી ભડ માન મુકાવ્યા. ફરી. સિ
સભા રચી બેઠા, બળ વાધ્યું, હર્ષ ઘણો, રાજન.
આકું કર્મ કર્યું મુજ પાપે, ત્યાં આવ્યો કશ્યપતન. ફરી. સિ
આવી વિરોધ લગાડયો દુષ્ટે, કહ્યું ચૌદ રત્ન સુરઘેર.
સાંભળી વાત કર્યો યુદ્ધ આદર, ક્રોધ સુર ઉપેર. ફરી. સિ
સજી આયુધ આવ્યા મુજ પાસે, તવ હું સન્મુખ આવી;
સ્વરૂપવાન પૂજી મેં લીધા, દેહકાન્તિ મન ભાવી. ફરી. સિ.
વારૂ ન કીધું પુરૂષશિરોમણિ, તવ પુષ્પ દડો મેં આલ્યો;
હાથ ગ્રહી મુજને દેઈ ધારણ કંદુક કોમળ ઝાલ્યો. ફરી. સિ.
સકળ વચન મિથ્યા થયાં માહારાં, સત્યપણું સર્વ ખોટું.
કંદુક સહિત રહ્યા તમો રણમાં, કલંક બેઠું મુજ મોહોડું.' ફરી.
અવલોકે ઉપર આવીને સ્વામીકરકટિચરણ.
'કોણ કર્મ અઘોર કર્યાં મેં, સુખ દે ન, ભરથાર, મરણ? ફરી.
વચ્છ વછોયાં કર્યાં હશે સુરભિ, માતવછોયાં બાળ,
નીરવછોયાં માછલાં: તે પડયો વીછો ભૂપાળ. ફરી. સિ.
ગામ ભંજાવ્યું, ગૌધન વાળ્યાં, મહાવન અગ્નિ પ્રજાળ્યું,
વાપી કૂપ સરોવર પૂર્યાં, પુણ્ય કર્મ સર્વે ટાળ્યું. ફરી. સિ.
વડ પીંપળ આંબા વન વાઢયાં, વસમે પાડી વાટ.
બ્રાહ્મણ લૂંટયા, દેવળ પાડયાં, લોપ્યો સકળ પુણ્ય ઘાટ. ફરી. સિ.
બ્રહ્મપુરી મેં ભોગવી ને સતીતણે શિર આળ.
લીધું ધન મેં કન્યા વેચી તરછોડી, ભૂપાળ. ફરી. સિ.
બ્રહ્મહત્યાદિક સ્ત્રી પાતક, અનેક બાલક માર્યાં,
સુરભિ વધ કીધી હશે અવસે, શિવસ્થળ શિખર ઉતાર્યાં. ફરી. સિ.
અરીષ્ટ ગ્રહણ થાતે શશી દિનકર મહાપાપ મેં કીધું.

---

૨. ગ્રથ દ્રવ્ય. ૧૫. કોણ કરંમ અઘોર અરાંમે.

સાસુનણંદ ઘણું સંતાપ્યાં, સંતને મહા દુઃખ દીધું. ફ. સિં.
પુણ્ય કરતાં પાપ મતિ મેં આપી હશે નિર્વાણ.
વહેતી નીકે પગ જ દીધા મુજ નીચ મતિ પ્રાણ. ફ. સિં.
પરથાપણ રાખી હશે મેં, કૂડી પૂરી સાક્ષ.
મિત્રદ્રોહ કર્યાં હશે મેં, સ્વામિદ્રોહ–મુખ ભક્ષ. ફ. સિં.
સેવા ન કીધી કંથકેરી, પ્રેમે ન પીરસ્યાં અન્ન.
ગોર ગોરાણી દુભીઆં મેં, વાહાલાં બાળ અસંન. ફ. સિં.
છાણે છાણું ભાગીયું મેં, દીપે દીપક કીધો,
ચરણે ચરણ કર્યાં મેં પખાલણ, દોષ સંતને દીધો. ફ. સિં.
સકળ પાપ ફર્યાં મુજ આડાં; કોણ કરૂં ઉપાય ?'
તરફડતી, પડતી, રવડતી નારી પછાડે કાય. ફ. સિં.
આળોટી આક્રંદ કરતી, સ્વામીનું મુખ જોતી.
રજ ભરાણી ભૂપતિ અંગે તે વસ્ત્રવડે લોહોતી. ફ. સિં.
ચન્દ્રવદન, કનકસમ કાયા, કમલનેન બેહુ સૂકાં.
શ્રવણ, નાસિકા, અધર તે, જે ભૂપતિનાં સહુ લુખાં. ફ. સિં.
વસ્ત્ર વડે વ્યજન નૃપને કરતી, ફરતી અંગ પછાડે,
'ગુણસાગર, ઉઠો, બલવન્તા,' મુકત મુખે વન ત્રાડે. ફ. સિં.
'વાત કરો, બોલો મુજ સાથે, મર્મ વચન મુને મારો.
શોકરૂપી સાગરમાં બૂડી, હાથે ગ્રહી, પિયુ, તારો. ફ. સિં.
સુની સેજ, રમતનાં સ્થાનક તમ પાખે નહિ વારૂ.
ઉઠો, કંથ; ક્ષુધા તનુ પીડે. તજો ઊંઘ, થાએ સારૂ. ફ. સિં.

વલણ

ઊંઘ તજી ઉઠો, ગુણવંતા,' એ વિધે વૃન્દા વલવલે.
હાથે હૈયું હણે પોતાનું, થઇ દંડપાત અવનિ ઢળે.

---

૨૫ અવની ભલે.

## કડવું ૩૩

### રાગ વેરાડી

ઊભી થઇ, અવનિ પડી અબલા; રેણુ ભરાણી કાય.
મસ્તક કેશ ઘણા વીખરાણા, નેત્રે ધારા ન માય.
હવે કયમ દેખું રે, બલવંતા ગુણ ભંડાર.
મુજ નાથ, સ્ત્રી આધાર, હાવે કયમ દેખું રે.
સેજ વિષે તમો એમ કહેતા, 'તું, અબલા, મુજ પ્રાણ;
સઘળી વાત કહી તે જુઠી, કપટ કારમી વાણ હવે૦ બલવંતા૦
હાસ્ય વિનોદ મધુર તમ વાણી કયમ વીસરે, મુજ કંથ!'
વિલાપ કરે કુરરીની પેરે વૃન્દા નારી અનંત. હ૦ બ૦
'ખુંચતી અંગ ઘણું સુખસજ્યા, જંપ ન થાતો, નાથ;
આજ પડયા અવનિમાં કકડા, તમો શેન કર્યું મહી સાથ. હ૦ બ૦
કંટક ભેદે, ઘણું કષ્ટાતા, દુઃખ થતું નિજ દેહ,
આ તીક્ષ્ણ બાણ તમો કયમ ખમીઆં સુરનર કેરા જેહ? હ૦ બ૦
મુજથી ક્ષણ ન રેહેતા અળગા, જલશું દોરક પ્રીત!
આજ અનાથ કરી હું અબળા; એ ન ઘટે તમ રીત. હ૦બ૦
વાડ વિના વેલો કયમ વાધે? કંથ વિના ત્યમ નારી.
સર્વસ્વ દંડ કર્યો તમો ભૂપે, એક વાત ન ઊગારી. હ૦ બ૦
દશે દિશા ઉજ્જડ આજ માહારે; કંથ પડયો રણમાંહે.
આશરો એક રહ્યો નહિ મુને, વાયા ચારે વાએ. હ૦ બ૦
'કંથ પડયો'—એવું મુખ કહેતાં કાં નથી જાતા પ્રાણ?
કઠણ હૃદય કરીને કાં સુતા, કોહો મુને કોમળ વાણ. હ૦ બ૦
આજ ધરા મુજને નથી દેતી વેરે વનમાં વેરેર.
કંથવાછોથી કાયા પાડું; એ તો ઘટે મુને પેર.' હ૦ બ૦
મસ્તક કેશ કરે કર કકડા, શીશ રેણુ બહુ ઘાલે.
'હો હો! દેવ!' કરી પોકારે, નેત્ર નીર બહુ ચાલે. હ૦ બ૦

---

૪. નેત્રે ત્રિધારા.

રોતાં વૃન્દા, રોયું વન સઘળું વનચર પંખી જાત.
વનમાં વૃક્ષ થયાં પત્ર વર્જિત; ભૂકંપી, ઉત્પાત. ઢ૦ ખ૦
દિનકર દેવ થયો તવ ઝાંખો દેખી નારી વિલાપ.
પર્વતશૃંગ ફાટે તે જોતાં, સતી પછાડે આપ. ઢ૦ ખ૦
અકવકતી, પડતી, આખડતી સ્વામીનું મુખ નીરખે.
કંદર્પ કોટિ કળા નૃપ પૂરણ ચરણ વપુ કર ભાખે. ઢ૦ ખ૦
રૂદન કરતી ફરતી અબળા તાપસને કેહે વાણ,
'મહાનુભાવ, ઉપકાર કરો મુજ, તમ વપુ સારંગપાણ. ઢ૦ ખ૦
સ્વામીને સંસ્કાર કરૂં હું; નૃપ સંગે મુજ કાય.
આજ નથી ઉગરવું માહારે. વાએ સઘળા વાય. ઢ૦ ખ૦
ખારા સિન્ધુમાં મીઠું પલ્વલ જે તમ દર્શન, નાથ.
શીઘ્રે, પ્રભુ, કરો અગ્નિ, વળાવો પિયુ સાથ. ઢ૦ ખ૦
એહેવી વાત સુણી વૃન્દાની બોલ્યા મુનિ ભગવાન,
'નોહે કામ મુજ અબલા બાળું; કાં ગઈ તાહારી સાન ? ઢ૦
મુજ આશ્રમ મુઆં પશુ જીવે તો કયમ બાળું નારી ?
ભૂપતિ એને કર્મે પડીઓ; જો તું મન વિચારી. ઢ૦ ખ૦
ચિંતાતુર આવે આ વનમાં, તે જન આનંદ પામે;
શોક સંતાપ ટળે દુઃખ તેહેનું, જન્મવેદના વામે.' ઢ૦ ખ૦
એહેવાં વાયક સુણી મુનિવરનાં વૃન્દા લાગી પાય,
'કૃપા કરો મુજને, મહામુનિ, કંથ જીવતો થાય. ઢ૦ ખ૦
શંકરરૂપ સદા તમો મુનિજી, પૂરો અમારી આશ;
ઊઠશે કંથ તમારી દષ્ટે, મુજને છે વિશ્વાસ.' ઢ૦ ખ૦
કેહે તાપસ, 'મુજથી નહિ જીવે; મુક અમારો ખ્યાલ;
મુઉ મનુષ્ય કોથી નહિ જીવે એક વિના ગોપાળ. ઢ૦ ખ૦
કેહે વૃન્દા, 'જાુઠું કાં બોલો ? દીઠું દષ્ટે, સ્વામી.
મુઆં વ્યાઘ્રહરણી ગર્ભ જીવ્યાં, ઊઠયાં આનંદ પામી.' ઢ૦ ખ૦

---

૯ નલસંગે. ૧૦ ઉગરીઉં.

ગદ્ગદ્ કંઠે વલવલે વૃન્દા તાપસ સાંનિધ્ય સાર.
બહુ આતુર અબળાને દેખી શિષ્ય કેહે તેણિવાર, હ૦ બ૦

'ગુરુજી, તમો ઊઠાડો એને, શોક તજે વન અબળા.
એના રૂદન થકી હું ત્રાસું; વિલાપ દારુણ સબળા. હ૦ બ૦

૫ તમ આશ્રમ આવી દુઃખ પામે, શોકાતુર રેહે અંગ,
તો આપણુને કલંક બેસે; આંહાંથી જાએ મનભંગ. હ૦ બ૦

સ્રીનું કામ, પ્રણિપત માહારી; કૃપા કરો, નૃપ ઊઠે.
અન્ય ઉપાય નથી જીવ્યાનો, ઊગરશે તમ ત્રુઠયે. હ૦ બ૦

એમ કહી વૃન્દા મુનિચેલો ચરણે લાગ્યાં એવ.
૧૦ કૃપા કરી જોયું શિષ્ય સામું; બોલ્યા ગુરુ તતખેવ, કૃપા૦

'ભૂપતિ ભૂમિ પડયા જે કડકા અંગે મળતા હોય,
કરી એકઠાં ઉપર ઢાંકે મૃગચર્મ તુજ સોય'. કૃપા૦

એહેવાં વાયક સુણીને મહામુનિનાં અંગ કર્યું સંધાણ.
શીઘ્ર થઈ ઉઠયા મુનિ તાપસ ગ્રહી કમંડળ પાણ. કૃપા૦

૧૫ વારિતણો અભિષેક જ નાંખે, મંત્ર ભણે ઋષિજન.
'શીઘ્ર ઉઠ; સુતો શું વનમાં ? જાલંધર રાજન. કૃપા૦

વાટ જુએ, વિલાપ કરેરે, સ્રીને રોતી વારો.
તુજ અબળા આનંદ પામે; ઊઠી ભવન પધારો.' કૃપા૦

વાલ્મીક કેહે, ભારદ્વાજ, સાંભળો. અકળગતિ ગોવિંદ.
૨૦ મરડી અંગ ઊઠયો સુતસાગર, ધરતો મન આનંદ. કૃપા૦

ચકિત થયો જુએ નૃપ નિર્ખી, સુભટ ન દેખે એક.
'સુરનર સૈન્ય ગયું શું નાશી ?' ભૂપતિ વચન વિવેક. કૃપા૦

ભલી અંગ નિદ્રા મુજ આવી,' નૃપ વચન એમ ભાખે.
'સુભટ નહિ કો મુજ સૈન્યમાં, યુદ્ધ દેવશું રાખે ?' કૃપા૦

---

૧૨. અગછાલા.

તવ દેખી સન્મુખ સતી વૃન્દા, બોલ્યો ભૂપ વચન.
સાંનિધ્ય દીઠા મુનિ તાપસ, વિસ્મય થયો તવ મન. કૃપા૦
'શે કામે આંહાં આવી, અબળા ?' ભૂપતિ વાણી બોલે.
'કોણ ધર્મ આવી મહાવનમાં ?' એમ કહી શિર ડોલે. કૃપા૦
કેહે તાપસ, 'તમ સીધ અર્થે આવીતી વનમાંહે.
એના સત્ય થકી સૈન્ય ભાગ્યું, ઘેર પધારો રાએ.' કૃપા૦
તવ વૃન્દા આવી, પતિ કેરે ચરણે નામ્યું શીશ.
'સકળ મનોરથ થયા તમ, ભૂપતિ, કૃપા મુનિ જગદીશ.' કૃપા૦
એમ કહી પતિ સાથે ગદ્દગદ્દ બોલે નારી વચન.
શોક ગયો વૃન્દાનો સઘળો, જ્યમ ગતિ સેજ સપન. કૃપા૦
કેહે તાપસ, 'નરનારી, આંહાંથી જાઓ તમારે ઠામ.'
કહેતાં એવ સતી, દાસી, ભુપતિ ચાલ્યાં કરી પ્રણામ. કૃપા૦

વલણ

મુનિને કરી પ્રણામ વનમાં પિયુ પ્રમદા ઘેર ચાલ્યાં સહી.
કેહે, રાઘવપતિ ઓળખ્યો, સતી વિષ્ણુ માયા નવ લહી.

---

કડવું ૩૪

રાગ દેશાખ.

વાલ્મીક કેહે, સાંભળો ઋષિરાય, અગ્રકથા તમ કહું મહિમાય.
મુનિવર પાસે શીખ જ કરી ચાલ્યો ભૂપ સંગે સુન્દરી.
રથ ઉપર બેઠાં નરનાર, હર્ષ ઘણો નિજ દેહમોઝાર.
વાટે ગોષ્ટિ કરે સ્ત્રી સાથ, 'શી કહું યુદ્ધતણી તે વાત !
ઇન્દ્ર, વિરંચિ, કેશવ સંગ સકળ દેવ કીધા મનભંગ.
નાઠા સુર, સહુ પામ્યા ત્રાસ; શંકરશરણ ગયા કૈલાસ.
ભગુઓ આવ્યો સુરનર ભીડ, કરે યુદ્ધ ભુજસંગે ધીર.

---

૧૫ ઓળખ્યો. ૨૪ સુરનર ભીર.

યુદ્ધ કરતાં જીત્યો તુજ કંથ, દશે દિશા પળ્યા દેવપંથ.
વાહારા સત્ય તણો આધાર; મુકી રણ નાઠો ત્રિપુરાર.
પોહોતી નહિ મુજ બલ હામ, ફરી જઈ માંડું સંગ્રામ.
જ્યાં લગે સત્ય ધરો, સ્ત્રી, તમો, તવ રણભંગ ન પામું અમો.'
એહેવી વાત પિયુની સાંભળી ઉત્તર આપે અબળા વળી,
'મુકો વાત વિરોધ, નરેશ, જો માનો માહારો ઉપદેશ.
જે તમ આગળ નાસી ગયા, મુકી માન સુર કાયર થયા.
તે સાથે યુદ્ધ કેવું, નાથ ? બીડીએ આપ સમોવડ સાથ.'
ગોષ્ટિ નરનારી એમ કરે; શુભ સ્વપ્ન એવું મન ધરે.
વેગે આવ્યાં નિજ પુર માંહે; દેખી જન લાગ્યા નૃપ પાએ.
નરનારી સહુ કરે પ્રણામ, ભૂપતિ બોલાવે કહી નામ.
શીખ કરી વાળ્યા સહુ જન, મધ્ય ભુવન ગયો રાજન.
સહુ દાસી આવી નૃપપાસ મનમાંહે ધરતી ઉલ્લાસ.
મુક્તાફલ વધાવ્યો નૃપ; સૂર્ય કોટિ છે તેનું રૂપ.
જેવાં જ્યમ દાસી અભિધાન, ત્યમ તેને તેડે રાજન.
માલા, સુમાલા, શુભલોચના, લલિતા, શ્યામા ને ચન્દ્રકળા,
સુભગા, ગુણ ગંભીર કેસરી, તન્વંગી મદનપુર ભરી,
કુરંગી ને મૃદંગી સાર, કપૂરા; વિજયનન્દા ઉદાર.
જેવા જ્યમ અધિકારજ હતા, ત્યમ સહુશું રાય કરે વારતા.

## દેશી ફેર.

ઢાળ

ભાત ભાત વિવેક તેવો કરે સહુ શું રાય.
ઉષ્ણોદક તવ આણીયું તે શુદ્ધ કરવા કાય.

---

૩ માંડો સંગ્રામ, ૧૭ કેસરી તુતંત્રી. ૧૮ મ્રદંગી. વીજેનંદા. ૨૩ ભાત વાત નિવેક.

તેલ મર્દન કરે સેવકી ભૂપને તેણિવાર.
નખશિખા સુધી નિહાળે નૃપને વૃન્દા નાર.
નાસિકા, મુખ, શ્રવણ, ભ્રકુટિ, અધર, રકત નયન,
શીશ, કચ ને ભાલ, પાંપણ, ચિબુક, સ્વર રાજન
ગ્રીવા, બહુ વિશાળ હૃદયા, નાભિ, કટિ, કુચ જેહ,
જંઘા, ઘુંટણ ને તે પીંડીઃ સકળ ભૂપતિ દેહ.
અંગુલિ પગ હાથ કેરી, નખતણો તે વરણ
પાહાની, પોહોંચા, શુભ હથેળી અકળ ભૂપ આચરણ.
ચાલ, વાચક ને નેત્રચાળા, મધુર મુખ, શુભ હાસ;
ઓળખ્યા અબળાએ સ્વામી, થયો દૃઢ વિશ્વાસ.
સ્નાન કરી વપુ શુદ્ધ કીધું, બેસીઆ જઇ આસન.
જે વિધે ભૂપતિ બેસતો, ત્યમ ઠર્યાં જીવન.
આનંદ અબળાને ઘણો, મુકી કનકની થાળ.
અન્ન નાના ભાતનાં તવ પીરસીઆં ભૂપાળ.
શાક પાક અનેક રચના, જ્યમ હતો તે સ્નેહ,
તે વિધે ભૂપતિ સર્વ માગે પાત્રમાંહે તેહ.
વાડકા વિધ વિધ કેરા, જેનો જ્યાં છે ઠામ.
'લાવ, અબળા; વિસર્યો?' એમ ભૂપ કેહે દેઈ નામ.
હર્ષશું પછે સાથે બેસી આરોગ્યાં નરનાર.
હાથ શું નૃપ ધરે સ્ત્રીમુખ, વૃન્દા મુખ ભરથાર.
ભોજન કરી નરનાર ઉઠયાં, ધર્યાં મુખ તંબોળ.
આનંદ અતિ નરનારને, ઊપન્યો મન કલ્લોલ.
સેજ સુંદર પાથરી, શુભ પુષ્પ આથરણ;
માલતી, મુચકંદ, કેસર,—કુસુમ નાના વરણ.
તકીઆ, ગાલ સુખાસન સ્થાનક; ધૂપ સુગંધ અનેક;
એહેવી સેજ વિષે નૃપ બેઠા આણી પરમ વિવેક.

૧૧ તીથીઆ જઇ આસન. ૧૯ માંહે બેસી.

સોળ શણગાર સજી તનં અબળા આવી બેઠી સેજ.
કનક લાજે કાન્તિ આગળ, સહસ્ર રવિનું તેજ.
મધુર વચનશું ઊચરી, 'કાંઇ દુઃખ ન ધરશો, નાથ.
સાક્ષાત્ સ્વામી છો તમો, પણ સાંભળો એક વાત.
વિષ્ણુ, બ્રહ્મા ને સદાશિવ–ત્રણ્ એકજ અંગ.
સરજે વિરંચિ, વિષ્ણુ પાળે, રૂદ્ર કરતા ભંગ.
જનક એ સંસારના ને સકળ સૃષ્ટિ અપત્ય;
અધર્મ એક ન આચરે. તમો સાંભળો, ભૂપત્ય.
દુષ્ટદર્પ દલન કરે ને આચરે શુભ કર્મ.
સતીનું સત્ય રાખવાને છે અખંડ પરબ્રહ્મ
અર્ધ સત્ય ઓછું થયું જે જમી તમશું અન્ન.
સેજ ઊપર આવવાનું નથી થાતું મન.
વિષ્ણુ વિના નૃત્ર ઉપજે જે થઈ વનમાં વાત,
પણ સતીસત્ય કયમ ચૂકવે જે હોય ત્રિભુવન તાત ?
અવર જન નહિ આશરો જે રચે માવાવેષ.
શત ખંડ થાએ શીષ તેહેનું, ધરે મુજપર દ્વેષ.
તે માટે તમો કંથ માહારા અથવા વિષ્ણુસ્વરૂપ ?'
વચન એવાં સાંભળીને ઊચર્યાં તવ ભૂપ,
'એ શું અબળા ઊચરી ? તુજ ન ભાગી બ્રાન્ત ?'
શુક જે ઘેર વાર્તા તે સર્વ કહી એકાંત.
કંદુક આપ્યો કર વિષે નૃપ, ગણી કલિકા નાર.
એંધાણ એક ન રહ્યું ઓછું; સર્વથા ભરથાર.
નેત્ર ચંચળ કરી ચાળા સેજ બેઠી ખાંત.
હસ્ત આપ્યો કરી ભૂપતિ બીડી હૃદયા સાથ.
હાવભાવ, કટાંક્ષ, ચુંબન, પરિરંભણ, કુચગ્રહણ,
નખક્ષત નૃપ તણાં અંગે, થયું સુરત રસમાણ.

---

૧૧ તમમાં અંન ૧૭ માહારા તથા ૨૩ સેજ બેઠી તકિ-

કેલિ રસ કામ નીપાયો કપટે દેવ મુરાર.
પિયુકંઠે વળગી, નવ રહે અળગી, પરહરી ભરથાર.
કપટ કરી વૃન્દા ભોગવી, મુકાવ્યું સતી સત્ય.
ત્રણભુવન પ્રતિપાળ હરિજી કર્યું કામ અપત્ય.
વાલ્મીક કહે, ઋષિ, સાંભળો મન ધરી ઉલ્લાસ.
એ કથા રહી એટલે; પછે શું થયું નૃપ પાસ.
શિવ સાથે યુદ્ધ કરીને ભૂપ ગયો સ્વસ્થાન.
શિબિરમાંહે જઈ ઊતર્યો દાનવપતિ રાજાન.

વલણ

દાનવપતિ રાજનરે પછે ઊતર્યો ડેરે જાઇ.
હરાવ્યા સુરસાથ શંકર, તે સમે રણ રજની થઇ.

---

### કડવું ૩૫

રાગ સામેરી

એ વિધિ વૃન્દા છળી શ્રીહરિ કરી કપટ વિચારરે;
અરુણ ઉદે ઉઠયો શિબિરથ્યો જાલંધર તેણિવારરે.
સ્નાન, સેવા, ઇષ્ટ સાધન, અગ્નિ હોમ્યા હોમરે
કવચ પેહેરી અસ્ત્ર બીડયાં, અંગ ઊભાં રોમરે.
'આજ મારૂં ધશને રણમાં, રોળું હું સુરસાથરે;
ફરી બીજી વાર ન આવે યુદ્ધે મુજ સંગાથરે.'
ગજ ઉપર અસવાર થઈને પળ્યો દાનવ મૂઢરે.
ગદા લીધી હાથમાં, દેખી થઇએ દિગમૂઢરે.
ગરજતો ચાલે ઘનગતિએ, ઉલટયું ભડવા મનરે.
રુદથું સંગ્રામ જાતાં ચાએ માન શુકનરે.
વામ ભાગે કળકળે ભૈરવી ભૂંડે સાદરે,
જમણી દુર્ગા તે નિઃશ્વાસે, કરે બહુ ઉન્માદરે.
હરણ ડાબાં ઉતરે, ગણપતિ માઠા થાયરે.

વાનરાં વામાંગે બોલે, દક્ષિણ ફાલુ જાયરે.
કાગ, શ્વાન ને કોસીઓ, ખર, લુંકડી દક્ષિણાંગરે.
નેત્ર, હૃદય ભૂપ કેરૂં ફરકીયું વામાંગરે.
તડાતડ તે છીંક સામી થાય પળમાં પંથરે.
વાયુ દુર્જર વાય સન્મુખ, રજ ભરે નેત્ર અનંતરે.
દિનપતિ દીસે ધૂંધળો, ઊતરે આડો સાપરે.
પ્રતિબિમ્બ દેખી સીશવહોણું, મનમાં કંપે આપરે.
'માન શુકન મુજને થયા; કાંઈ એક છે વિપરીતરે.'
કંદુક કાઢી નીરખતાં ભૂપતિ થયો ભયભીતરે.
સુકાણો દવ બળ્યા સરખો નિરખીઓ ભૂપાળરે;
દડો દીઠયે સિન્ધુસુતને પડી ઊંડી ફાળરે.
'ચતુર ચતુરા છળ પડી; શો નારીનો વિશ્વાસરે !
કામાતુર થઈ કામિની, તે ચકો થાય વિનાશરે.
પતિવ્રતાનું બિરદ એહેવું ! સકળ કૂડી વાતરે.'
શીશ ધૂણે, કર ઘસે, 'અબળા કર્યો ઉત્પાતરે.
વિશ્વાસ નારી તણો કેવો ? ન કહીએ મન ગુહ્યરે.
નારીને નવ ધીરીએ, જો હોએ શરીરે સૂઝરે.
વિકટ નારી વ્યાળથીએ, સર્પ ચંપ્યો પાયરે.
અબળા તે રાજકુમારની સહી નીચ પાસે જાયરે.
નારીને નર ધીરશે તે જાણવો પશુવેષરે.
ભોળવે પતિ કરી ચાળા, મન કપટ વિશેષરે.
વ્યાઘ્રનો વિશ્વાસ કરીએ મધ્ય વનમોઝારરે,
સર્પ સાહી મરડીએ, પણ ધારીએ નહિ નારરે.
ફટ ! અબુધ અજાણ અબળા, શું કર્યું એ કર્મ ?
વિશ્વાસઘાત મુને કર્યો; એ નહિ તાહારો ધર્મ.

---

૮ વાઉ દૂરજ વાએ. ૭ વનમાં કંપે.
૧૬ ન કહીએ મન ગુજરે ૧૮ સરપ ચંપો ખાયરે.

ચાલતાં મુજ રણ વિષે તુજ વચન મધુરાં હોયરે.
આજ કોણ કમાઇ કીધી ચપળ ચતુરા સોયરે ?
સત્ય ચૂકી સુન્દરી, પરપુરૂષને સોંપ્યું તનરે.
'ઇહિ લોકમાં અપકીર્તિ, સ્ત્રી, મુએ નરક પચનરે
ચૂકી તો ચૂકયાં જ કરને; શું ગયું મુજ બળપાણરે ?
તુજ સાટે જય પામતો, તે ન પામું નિર્વાણરે.
આધાર જાણ્યો એહનો, હવે ઊગરવું બળ આપરે.
મહાદેવને રણ કરૂં આજે, પ્રબળ થાય પ્રતાપરે.
ઘેર જો જાઉં જીવતો, તો ન જોઉં સ્ત્રીમુખરે.'
વાલ્મીક કહે, ઋષિ, સાંભળો. ભૂપતિ ભીતર દુઃખરે.
ગદા કર પછે ફેરવી દાનવપતિ ભૂપાળરે.
શીઘ્રે નાગ ચલાવીઓ ત્યાં સમીપે પશુપાળરે.
શબ્દ એહવો બોલતો રણ વિષે, 'મારો મારરે.
ક્રોધ મુજ બહુ ઉપન્યો; તું ટકે, ત્રિપુરારરે ?'
ધરા કંપી, શેષ સળકયો, ખળભળ્યા સુરજનરે.
વૃષભ થયા આરૂઢ શંકર ક્રોધપૂરિત મનરે.
વદન લૂખે અસુર દીઠો સમીપે ગિરિજાનાથરે.
'શઠે વૃન્દા છળી શ્રીપતિ,' વિચાર્યું મન સાથરે.
'હાવે એની કોણ ગણના ?' ધરૂં ત્ર્યંબક પાણરે.
અસ્ત્ર એનાં કરૂં કટકા, હણું મૂઢ અજાણરે.'
એમ જાણી રણ વિષે પછે ગાજીઆ મહાદેવરે.
અસુર ઉપર બાણ મુકયું મંત્ર સાધીને એવરે.
એક, શત ને સહસ્રધા, લક્ષધા પર્યંતરે,
બિંદુ જેમ ઘન વૃષ્ટિનાં; ગણતાં નાવે અંતરે.
અસુર કેરા સૈન્યનો રણમાં કર્યો સંહારરે.
સુભટ સઘળા ખળભળ્યા ને કોપ્યો સિન્ધુકુમારરે.
ધનુષ્ય લીધું હાથ માંહે, કર્યાં સર સંધાનરે.

'જાળવે, અસુરા; સકળ સુરશું હણું તારા પ્રાણરે'
મંત્રપૂરિત બાણ મેહેલ્યાં, તેનો નાવે પારરે.
સહસ્ર, લક્ષ, કોટિ, અર્બુદ—અસંખ્ય મેહેલ્યાં સારરે.
એક એક સુરના અંગ માંહે બાણ શત શત હોયરે.
શાહુડીનાં શીસોળીઆંવત કર્યાં સુરવપુ સોયરે.
દાનવપતિના મારથી સુરદેવ પામ્યા ત્રાસરે
માન મુકી પળ્યા દોહો દિશ, થયા અંગ નિરાશરે.
ખળભળ્યું સુરસૈન્ય સઘળું, વર્ત્યો હાહાકારરે,
સુભટ સઘળા ગયા નાશી; કોપીઆ ત્રિપુરારે.
પછે અગ્નિકેરૂં બાણ સાંધે વિશેષે શિરંગરે.
અસુરદળમાં મૂકીયું તે ધરી મન બહુ રંગરે.
પ્રબળ અગ્નિ પ્રગટ્યો વન, દહ્યા દાનવ જાતરે.
હસ્તિ, હય, રથ, પાલખી બહુ બળે નાના ભાતરે.
ઉત્પાત દેખી અસુરપતિએ સાંધીયું ઘનબાણરે.
વૃષ્ટિ દ્વાદશ મેઘનીએ ઓલવ્યો અગ્નિ પ્રમાણરે.
પુંઠળશું શિલાસ્ત્ર મૂક્યું જાલંધર ભૂપાળરે
સુર સૈન્યમાં પડે આવી વિકટ ગિરિ તત્કાળરે.
ઘનવૃષ્ટિ પેરે દેવ ઉપર પડે વૃષ્ટિ પાષાણરે.
સૈન્ય જે પશુનાથનું, ચૂર્ણ કરે કચ્ચર ઘાણરે.
શિલાસ્ત્ર ઉપર વજ્રાસ્ત્ર ત્યાં તો મેહેલીયું મહાદેવરે.
દશ દિશે બાણ અસુરનું કર્યું નિષ્ફળ એવરે.
રણવિષે શંકર બાણ મૂકે, કરે ભૂપતિ ભંગરે.
સકળ શર દાનવ તણાં તે વિદારે શિવઅંગરે.

વલણ

વિદારે શિવઅંગરે. પ્રબળ રણમાં જૂધ હવું.
વાલ્મીક કેહે, ઋષિ, સાંભળો મુજ મુખ કથમ કરી વર્ણવું !

---

૬ કોટી લક્ષ. ૨૨–૨૫ શિરમંગ.

## કડવું ૩૬
રાગ કાલેરો.

કેહે વાલ્મીક, સુણો ઋષિપુંગવ તમને કહું મહિમાય.
મહા પ્રલય સંગ્રામ કરે રણુ શિવ જાલંધરરાય.
અનેક દલ માર્યું દાનવનું ક્રોધ કરી શિવ પોતે.
તેહ વિધે હણ્યા સુર દૈત્યે સન્મુખ શંકર જોતે.
રૂદ્ર યુદ્ધ વીત્યું રણમાંહે, શોણિતસરિતા ચાલી;
કો તાણ્યા પૂરે, કળ્યા કાદવ, સુભટ શકે નહિ હાલી.
'ત્રાહિ, ત્રાહિ,' કરે સુર દાનવ દેખી મહા ઉત્પાત.
શંકરસુભટ હણે રણુ ભૂપતિ, દાનવદલ પશુનાથ.
ક્રોધ થયો પશુપતિને સકળ અસ્ત્ર જવ ભાગ્યાં,
'શું સમર્થપણું ગયું માહારૂં, દાનવને શર નવ વાગ્યાં ?'
સાત બાણુ સંગાથે ઈશ્વિર ક્રોધાતુર થઈ મેહેલે.
યોજન ત્રણુ લગે ગજ પાછો ભૂપસંગ શિવ ઠેલે.
ફરી આવ્યો ગજ ખેડી દાનવ, શંકર સન્મુખ બોલે.
'જટિલ, જાળવે ઘાત જ માહારી,' એમ કહી શર તોળે.
પ્રબળ પવનાસ્ત્ર સાંધ્યું ભૂપતિ, મુક્યું અતિ ઉલ્લાસ;
વૃષભસહિત ઉડાડયા શંકર યોજન દશ આકાશ.
મહાબળમાં આવ્યા અવનિતલ યુદ્ધ કરવા નૃપ સાથ.
સ્પર્શ કરે આવી પૃથ્વીને; તવ ઉડાડયા પશુનાથ.
જ્યમ આવે, ત્યમ ફરી ઉડાડે; દેખી સુરનર ત્રાસે.
બ્રહ્મા, ઈન્દ્ર, સકળ સુરે જાણ્યું, હવે શિવ નાસે.
અસુરપતિનો પ્રહાર અતિશે; કરવો કોણુ ઉપાએ ?'
અકજ થઇ આવ્યા શિવ ભૂમિ સકળ દેવદલ માંહે.
બ્રહ્મા, શક્ર, વરુણુ, વૈશ્વાનર, અર્ક, સોમ સહુ ધાએ.
'માર, માર,' મુખ એહેવું કહેતાં અસુર ઉપર ઉજાએ.

---

૨૪ અપત કરી આવા.

વજ્ર, ગદા, મારે કો મૂશળ, પરિઘ, પાશ, ત્રિશળ;
સકલ દેવ મારે દાનવને અસ્ત્ર અનેક અમૂલ
સહુ દેવસાથે ભડે સુરપતિ, કેની બીત ન આણે.
કોણ માત્ર અલ્પ એ જીવડા ? મશક માત્ર મન જાણે !
તેણે સમે કુકુઆટ શિવ કરતા આવ્યા અવનિ જ્યારે,
સકળ દેવ આવી દે ધારણ ગિરિજાપતિને ત્યારે.
'હણો અસુર, અમો છું કેડે,' હામ હામ સુર બોલે.
ગર્વવાયક સુણી સુરનાં હસી ભૂપ શિર ડોલે.
'ભલુ, સુભટો. ઊગારો ભગુઓ,' એમ કહી શર તાડે.
બ્રહ્મા, ઈન્દ્ર, વરુણ, વૈશ્વાનર શંકરસહિત ઉડાડે.
અસ્ત્રબળે સુર કર્યાં આકળા; બળ કરી હેઠા આવે.
પ્રબળ પવનશર મેહેલે ભૂપ, પાછા ગગન ભમાવે.
વાહનસહિત ભમે સુર ઊંચા, નભ દીસે કૌતુક સરખો.
પ્રાણ વિના ભમે સુર અંત્રિક્ષ દેખી ભૂપતિ હરખ્યો.
ક્રોધ થયો શંકરને અંતર, 'અસુર કરે ઉત્પાત.'
પીનાક પ્રહાર કરે ઉંચા થઈ દાનવને ગિરિનાથ.
પ્રબળ પિનાક સદાશિવ કેરૂં તે કયમ મિથ્યા થાય ?
બેધું અંગ, થઇ નૃપ મૂર્છા, શિથિલ ગાત્ર થયાં રાય.
પવનાસ્ત્ર પડ્યું તવ કરથું, સુરનર અવનિ આવ્યા.
કેહે વાલ્મીક, પહેલાં સુર ભૂપે ત્રેસઠ વાર ભમાવ્યા.
વળી મૂર્છા, થયો નૃપ બેઠો, શંકર સન્મુખ બોલે.
'સૂતો સિંહ જગાડ્યો, જંબુક,' એમ કહી શર તોળે.
સર્પમુખુ શર સાંધ્યું ભૂપતિ હણવા સુરનર અંગ.
સકળ દેવ ઉપર નૃપ મૂકે; તવ બોલ્યા શિરગંગ,
'મૂકી યુદ્ધ રહો, સુર, અળગા એ ભૂપતિ......

×, × × × ×

---

૧૪ સુર અંતર.

(રાગ ધનાશ્રી)

[થઈ ગર્જના બાણુની ગાઢી, નાઠો નંદી ત્યાં શંભુને પાડી.
થયો સુરસેનામાં રે શોક, ત્રાહે વરતાયો ત્રણ લોક.
થયા પાર્વતીવલ્લભ પાળા, વળગ્યા મલ્લ યુધ્ધે મદવાળા.
મારે ધનુષ્ય પરસ્પરે ધાઈ, તાણે કેશ કપટ કરી રહાઈ.
ગદા, ગુરજ, ત્રિશૂળ પડે ત્યાંય. રેતી પેસે રોગાઈ મુખમાંય.
પાટુ ગડદા પછાડે રે અંગ, થયા ગિરિજાપતિ ગતિભંગ.
પાડે પાર્વતીના પતિ ચીસ, સામાસામી અથાડેરે શીષ.
વળ્યો સ્વેદ, ચડે પગ ખાલી; જાણે શૈલે સરિતારે ચાલી.
તોડી ત્રિપુરારિની દાઢી, કૂટયા અવનિની ઉપર પાઢી.
અવિનાશીને ઉધડા લીધા; મારી કોણીએ કચ્ચર કીધા.
ઊઠી દાનવ ત્યાં કડદડીઓ, કુદી ગિરિવર ગજપર ચઢીઓ.
સાહી વૃષભ ચડયા શિવરાય, કડાઝુડ કટક બેહુ થાય.]

× × × ×

ચલવી માગ, ધસી નૃપ મેહેલે વૃષભને શિર ઘાય.
નાંખી શિવને નાઠો પોઠી, વપુ ભેદ્યું ભૂપ ગદાય.
રણ પાળા કીધા શશિશેખર; મનમાંહે દુઃખ વારૂ,
મુકી બાણ માર્યું દાનવને, 'હાવે નહિ ઊગારૂં.'
એક બાણ મૂક્યું તવ ઈશે આણી મન અનુરાગ
આડોથો કર્યો ગજ કટકા, અંગ કર્યું ચાર ભાગ.
પડયો હસ્તિ, પિયાદો થયો નૃપ, શીઘ્ર થઈ રથ બેઠો.
તે રથ ભાગ્યો શ્રી મહાદેવે, તવ ચિંતામાં પેઠો.
પાળો શિવ ઉપર નૃપ ધાયો, તવ શર શંભુ નાંખે.
ગદા તણા કર્યા શિવે કડકા. 'મારૂં રણ તુજ', ભાખે.

---

૧ થી ૧૩. મૂળમાં પાનું ૧૧૩ મું ખુટે છે. તેથી કૌંસમાં મૂકેલી પંક્તિઓ રેવાશંકરકૃત જાળંધર આખ્યાનમાંથી મૂકી છે. અધ્યાય ૩૮, કડી ૩૦ થી ૩૫.

ભાગી ગદા, ભાલું લેઇ ધાયો; તે શિવે રણુ ભાંજ્યું.
ખેટક ખડગ કર્યાં સર્વ ચૂરણુ, તવ અચનિતલ ગાજ્યું.
જે જે રથ બેસે દાનવપતિ, તે વાહન શિવ ચૂરે.
અનુક્રમે એકાદશ રણુમાં ભાંગ્યા રથ ભૂપુરે.
યુદ્ધ કરતાં દાનવદલ ભાંગ્યું, રણુ વાધ્યા ત્રિપુરાર.
થરથર ધ્રૂજ્યો તવ જાળંધર; નહિ કશો આધાર.
કેહે શંકર, 'સાંભળ, જાલંધર, આગળથી કહું એહ—
ઇષ્ટ દેવ હોએ જે તાહરો, સંભારો, (નૃપ, તેહ)...

× × × ×

[કેહે જાળંધરને મહાદેવ, 'સમર ઇષ્ટ તાહારો તતખેવ.
હવે નહિ થાય ભામિની ભેળો, લીધો કાળ પુરૂષે તુજ કેડો.'
કાઢ્યું અર્ધચન્દ્ર કહી બાણુ લેવા પશુપતિએ ત્યાં પ્રાણુ.
પાડી ચોદશ હસ્તિએ ચીસ. જીવે કયમ જ્યાં રૂઠયા જગદીશ?
અર્ધચન્દ્ર આવ્યું, મૂકયું ઈશ, છેદ્યું જાળંધરનું શીશ.

વિશ્રામ

શીશ સિંધુ સુત તણું ઊડયું ત્યાં આકાશરે
ધડ ધરણી ઉપર રહ્યું, પડયો ત્રિલોકે ત્રાસરે.
કુંડળ મુગટ વિરાજતે તેજ પ્રભાકર ભાસરે.
રેવા, શીશ આવી પડયું વૃન્દા વિષ્ણુ પાસરે.

અધ્યાય ૩૯

રાગ મારૂ.

વદે વાલ્મીક રે, ભારદ્વાજ શ્રવણે ધરે,
સૂત શૌનક રે પ્રત્યે વચન ત્યાં ઊચરે.
વૃન્દા વિષ્ણુ ને રે એકાંત સ્થળ જ્યાં જડયું,
પોઢયાં પર્યંક રે, ત્યાં મસ્તક જઇને પડયું.

---

૯ થી ૨૩. મૂળમાં ૧૧૫મું પાનું ખૂટે છે, તેથી રેવાશંકરના અધ્યાય ૩૮ માંથી કડી ૪૪ થી ૪૮ અને ૩૯માંથી ૨ કડી લીધી છે.

જોઈ યુવતીને રે તનમાં ત્રાસ પૂરણ પડ્યો.
કર્ણ કુંડળ રે મુગટ લલો મણિએ જડયો.
સતીએ તવ રે સ્વામીનું મસ્તક જાણીયું.
'કયાં કુટિલ થઈ રે? અણચિંત્યું આ દુઃખ આણીયું.
કિયા કર્મનાં રે કાળાં માહારાં પ્રગટ થયાં?
મુકી મુજને રે, કંથજી, માહારા કયાં ગયા?
કોણ કપટીએ રે ભ્રષ્ટ કરી મુને ભોગવી?
પાપ પ્રગટીઆં રે; કર્મે કલંકવતી હવી.]
× × × ×
અભાગણી હું મહા દુઃખ પામી, કાંઈ નવ પ્રીછી એવ.
હવે, મુને ભલી બીખાવી, ચતુર શિરોમણિ નાથ!
આમ ન જાણ્યું, માહારા પિયુડા, દૈવે કર્યો ઉત્પાત.'
સેજ થકા ઊતર્યા હરિ હેઠા, થરથર ધ્રૂજે દેહ.
'શાપી ભસ્મ કરે રખે વૃન્દા,' નાથ વિચારે એહ.
હાથે શીશ ગ્રહી નિજ પતિનું, ઓળખી અંગ પછાડે.
ઘાલે રેણુ શીશ, કેશ ત્રોડે, મસ્તક કૂટી ફાડે.
ઊભી થઈ પડે સ્ત્રી અવનિ, હાથે હૈડું કૂટે.
'અભાગણી સત્ય ચૂકી સહેજે, હણીઓ નાથ અખૂટે.'
વલવલતી વિલાપ કરતી સ્વામીનું મુખ નિહાળે.
'નાથ, પૂર્વ ગુણ તાહારા સઘળા મુજને સાલે.
એકવાર બોલો મુજ સાથે, મનમાં અબળા જાણી.
હાસ્ય કરો, દ્યો હૈયાધારણ, ધારી મન પટરાણી.'
એમ કહી ઊભી થઈ અબળા ક્રોધ ધરી બહુ મન.
દીન થકા ઉભા રહ્યા છે; બોલી નાર વચન,
'અરે પાપી, દુષ્ટ, દુર્ભાગી, કોણ રૂપ છે તાહારૂં?
કૂડ કરી, માયા મોહ મુકી, ખોયું સત્ય તે માહારૂં.

૧-૮. રેવાશંકર—અધ્યાય ૩૯, કડી ૩ થી ૬.

સુર, અસુર, પન્નગ, યક્ષ, ગાંધર્વ, પિશાચ, પર્વતવેષ;
ભૂત, પ્રેત, કેહે મુજ સાચું; કર્યો સતીશું દ્વેષ ?

× × × ×

(રાગ મારૂ).

[ ઓ અભાગીઆ રે, છળ કરી કયાં મુને છેતરી ?
દેઈ શાપને રે ભસ્મ કરૂં તુજને ખરી.
સતીના શાપથી રે કમળનયન કંપી ગયા
દશો દીન છે રે; ઓશીઆળા ઇશ્વર થયા.
ગુનેહગાર તે રે ત્રિકમનું તન ત્રાસીયું.
કોટિ કંદર્પ રે લાવણ્ય રૂપ પ્રકાશીયું.
મેઘસ્યામ ને રે અંબુજવર્ણી આંખડી.
ચતુર્ભુજને રે અંગુલિ પદ્મની પાંખડી.
મકરાકૃત રે કર્ણમાં કુંડળ ઝળહળે.
મોર મુગટ ને રે તાપ ત્રિવિધિ દર્શને ટળે.
શંખ, ચક્ર ને રે પદ્મ, ગદા કર શોભતાં,
પીતાંબર કટિ રે દેખી મુનિ મન લોભતાં.
કંઠે કૌસ્તુભ રે, વૈજયંતી માળા ધરી,
ભૃગુલાંછન રે: સોળ ચિન્હ શોભિત હરિ.
જોઈ વિષ્ણુને રે વૃન્દા વદી છૂટી લટે,
'કરવી ભ્રષ્ટ ના રે ગિરિવરધર તમને ઘટે.
સતી સંતના રે રક્ષણ કાજ તમે, હરિ;
પરનારની રે શી સમજણે સેવા કરી ?
કોટિ બ્રહ્માંડમાં રે પળમાં પ્રકાશ, હરિ, કરો,
તો દાનવતણો રે આપ આગળ શો આશરો ?
અન્ય ઉપાયથી રે વધવો હતો દાનવપતિ;

૩ થી ૨૪. આ પંક્તિઓ રેવાશંકરમાંથી લીધી છે. અભાવ ૩૯, ૮ઠી ૩૪ થી ૪૪. મૂળમાં ૧૧૭ થી ૧૨૦ એમ ૪ પાનાં ખૂટે છે.

સિર કલંકજ રે ધરીયું ને ભ્રષ્ટ કરી સતી.
પૂરણ કામ, ક્યાં રે પેટમાં પાળી મારીએ ?
લીલા વિસ્તારી રે, ઘર ધાર્યું ગિરિધારીએ !
ભૂંડા, ભ્રષ્ટ થઈ રે વિશ્વની આજી બગાડશો;
જીવ જોઈ કરે રે, વાંક ત્યાં કોનો કાઢશો ?
તાત વિશ્વના રે, લોપ્યો આ વેદનો કાયદો.
આ અધર્મમાં રે શો મળ્યો તમને ફાયદો ?
વિશ્વકર્તાનો રે વિશ્વાસ તે રાખ્યો નડયો.
છળે છેતરી રે, જીવન, જન્મ છૂટી પડયો.
તપસી રૂપે રે ભ્રષ્ટ કરી હું ભામિની;
માટે લેઈ જશે રે કો તપસી તારી કામિની.
મતિ જડ થઇ રે, માટે શાપ આ લાગજે—
સરિતા વિષે રે શૈલનું રૂપ તારૂં થજે.'
શ્રીપતિ કહે રે, 'શલ્યા મુને કીધો, સતી,
માટે તું થજે રે વૃન્દાવનમાં વનસ્પતિ.
હું પાષાણ પર રે પામર વસ્ત્ર પખાળશે,
ત્યારે તુજને રે ચતુરાઓ ચૂલે બાળશે.'
સુણી ત્યાં સતી રે પાય નમી પરબ્રહ્મને.
'રાખો શર્ણમાં રે વિચારી કર્મ અધર્મને.
થાશો શૈલ, પણ રે વિશ્વ પ્રભુ કરી પૂજશે.
કરી કામિની રે, કયમ તમથી અળગી થશે ?
સુખ સેજમાં રે ભોગવીયું ભર્થાર થઈ;
હવે મુજને રે, કંથ કરો અળગી કંહી ?'
રમાનાથ ત્યાં રે સુન્દરીને સ્વાધીન થયા.
'તાહારે વશ હું રે,' શ્રીમુખે એ અક્ષર કહ્યા.
'તાહારા વિના હું રે, ભામિની, ભોજન ના કરૂં.

---

૧ થી ૨૬—રેવાશંકર—અધ્યાય ૩૯, કડી ૪૫ થી ૫૮.

તું વિના નહિ રે ભૂષણ વસન વપુ ધરૂં.
તુલસી તું થજે રે પટરાણી માહારી પ્રેમદા.
મોક્ષદાયિની રે તું સતી સૃષ્ટિમાં સર્વદા.
તાહારૂં પત્ર જ રે મૂકીને દાન જે આપશે,
તેનું ફળ, સતીરે, કોટિ ગણું કોડે થશે.
સેવા આચરી રે પત્ર તાહરૂં શિર થાપશે,
તે માનવી રે પ્રાણથી વલ્લભ મુને લાગશે.
છપ્પન ભોગમાં રે તુજ વિના જમનું નહિ માહરે.
શ્રીથી વલ્લભ રે હું શરણે સતી તાહરે.
કનક પાત્ર ને રે વસ્ત્ર, આભૂષણ, ગાય છે,
અશ્વ, ઉર્વી તે રે તુજથી કોટિ ગણું થાય છે.
અર્પે વિપ્રને રે તુળસીનું પત્ર ઉપર ધરી,
તેને આપું હું રે વ્યાજ સહિત પાછો ભરી.
પૂજે વિપ્ર ને રે, તાપ ટાળું તે તણા.
સુણે મહાત્મ્ય આ રે, તે વલ્લભ મુજને ઘણા.
હાર હેતથી રે દ્વિજનાં કંઠમાં થાપતા,
તેને કનકના રે અર્પીને સંકટ કાપતા.
પરમારથે રે હાથ ન વાળો જેહને,
નથી આપતો રે, તરણી, હું કંઈ તેહને.
તાહારા શાપને રે, માનિની, હું મસ્તક ધરૂં.
ગત પાવન રે વિપ્ર વિષે વાસો કરૂં.'
સુણી ત્યાં સતીરે સ્વામીનું શિર લેઇને પળી.
વન્હિ પ્રગટીઓ રે, વપુ થકી વનિતા બળી.
તેની છારમાં રે લક્ષ્મીવર લોટી ગયા.
તર્ત તે પળે રે, છોડ ત્યાં તુલસીના થયા.

વિશ્રામ.

થયો છોડ તુલસી તણો, વિષ્ણુ વલ્લભ જેહરે.

---

૧-૨૬-રેવાશંકર અધ્યાય ૩૯, કડી ૫૯.થી ૭૨

ત્રિભુવન પાવન તે કથા વિસ્તારી કહી તેહરે.
ગલ્લકી પુત્ર ગોવિંદજી શાલિગ્રામ સ્વરૂપરે.
રેવા, સતીના શાપને શિર ધારે ભવભૂપરે.

## અધ્યાય ૪૦

રાગ આશાવરી

વાલ્મીક વળતા એણિપેરે બોલ્યા, સાંભળને ઋષિરાય.
વૃન્દા વૃક્ષ થઇ તુળસીનું; ત્યાં થકી વિષ્ણુ પૂજાય.
સુરસેનામાં શ્રીપતિ આવ્યા; શંભુને કહે સમાચાર;
સુણતાં હરખ સહુને રે વ્યાપ્યો, વર્ત્યો જયજયકાર.
આ રીતે સતીને સમજાવી, કપટ કર્યું આ રીતે,
શાપ પરસ્પર ત્યાં દીધા, પછી વર આપ્યો એક ચિત્તે.]

× × × × ×

વીતક વાત કહી સુરનરને, જે સતી વૃન્દાનજી.
'તુલસી પત્ર ચઢે મુજ મસ્તક,' એમ કહે ભગવાનજી.
વાત સુણી સહુ દેવ વદે ત્યાં, 'ધન્ય વૃન્દા અવતારજી !
ત્રિભુવનનાથતણે શિર બેઠી, દીર્ઘ ભાગ્ય અતિસારજી.'
હરિ, હર, સુર આનંદ પામ્યા, વર્ત્યો જયજયકારજી.
ક્ત્યાલગથકી ભૃગુ કાઢ્યો દાનવગુરૂ તેણિવારજી.
ખટ માસ રહ્યો તે પાસે, અંગ વળી બહુ છારીજી.
સિત નામ પરસ્યું તે સ્થાનક શંકર દેવ મુરારિજી.
સ્તુતિ કરી વિષ્ણુ શિવકેરી, ભૃગુ ગયા સ્વસ્થાનજી.
વૈકુંઠપુરી પધાર્યા કેશવ સ્વામી શ્રીભગવાનજી.
ગિરિ કૈલાસ ગયા શશિશેખર. વરણુ ગયા પાતાળજી.
અમરાપુર પહોત્યા સુર સઘળા હર્ષ ધરીતે કાળજી.

---

૧ થી ૧૧–રેવાશંકર–અધ્યાય ૩૯, કડી ૭૨–૭૩, અ. ૪ ક. ૧–૩. ૧૯ નામ પ્રહુ.

બ્રહ્મસદન પહોત્યા ચતુરાનન હર્ષભર્યા નિર્ધારજી.
જાલંધર માર્યો—એમ સુણતાં હર્ષ થયો સંસારજી.
કેહે વાલ્મીક ભારદ્વાજ ઋષિને, તમ ભાગ્યો મન સંદેહજી.
એ કારણ માટે દશરકંધે ધરીઓ તાપસ દેહજી.
શાલગ્રામ થયા શ્રીહરિજી, વૃન્દા તુલસી વૃક્ષજી.
પૂર્વસંબંધથકી શિર રાખે ત્રિભુવનપતિ પ્રત્યક્ષજી.
વિષ્ણુસ્વરૂપ કેવળ રઘુનંદન, સીતા કમળારૂપજી.
સતી શાપ માટે વનમાંહે પડયો વિયોગ વિશેષજી.
કોણ માત્ર રાવણ અજ્ઞાની, કરે સતીનું હરણજી ?
અવળી દષ્ટે જો જુએ તો થાય અપૂરે મરણજી.
પૂર્વશાપ સનકાદિક કેરો જય વિજય અભિધાનજી.
વૈરભાવ વેગે ઉદ્ધરવા મતિ આપી ભગવાનજી.
સતીશાપ કેશવને અંગે, ઋષિશાપ પ્રતિહારજી.
વિષ્ણુ અંગ રાઘવ અવતરીઆ, રાવણ રાક્ષસ સારજી.
દ્વિગુણ શાપ થયા, તે કારણ રાવણ સીતા હરણજી
વૈરભાવ ઉદ્ધરવા વેગે માગી લીધું મરણજી.
પૂર્વે પ્રશ્ન કર્યું તમ મુજને, ભાગ્યો-તે સંદેહજી.
વિષ્ણુ શાપ સતીનો મોહોટો, વિસ્તારી કહ્યો તેહજી.
વાલ્મીકકેરી કથા સાંભળી ભારદ્વાજ સુખ પામેજી;.
ઊભા થઈ કર્યા કર સંપુટ, વાલ્મીકને શિર નામેજી.
'સ્વામીજી, સંદેહ સહુ ટળીઓ તમ કૃપાથી આજજી.
પરમ પવિત્ર કથા સંભળાવી, રાખી અમારી લાજજી.
ત્યાર પછે શું થયું રાઘવને તે કોહો, મુનિદેવજી.
સતી સીધ પામ્યા કયમ રઘુપતિ, અગ્રકથા કહો એવજી.'
વચન સુણી એહેવાં ઋષિકેરાં કેહે વાલ્મીક સત્ય વાણીજી,
એ કથા આગળ સંભળાવીશ, આક્રમ સારંગપાણીજી.

---

૪ દશરકંધે ધરાીઓ. ૨૬ આક્રમ સાગર પાણીજી.

જાલંધર માર્યો મહાદેવે, વિષ્ણુ છળી સતી નારજી.
શાપ થયો કેશવને મસ્તકઃ સર્વ કહ્યો વિસ્તારજી.
એ કથા અહીં થઈ પરિપૂરણ જાલંધર આખ્યાનજી.
કેહે, સાંભળો, સંદેહ પુછે, તેને રેવાસ્નાનજી.
ગંગા, યમુના ને સરસ્વતી, ગોદાવરી, કેદારજી,
ક્ષિપ્રા, સિન્ધુ, કાવેરી ને સરયુ, પુષ્કર સારજી,
હરદ્વાર, પ્રાચી, પુરૂષોત્તમ, ગણ્ડકિ સાલિગ્રામજી,
વેદિકા, વેત્રવતી, તાપીઃ સકળ દેવનાં ધામજી.
અડસઠ તીરથ અવનિ ઉપર, વેદ પુરાણે સોયજી;
કથા સુણે જાલંધર કેરી, સ્નાન પુણ્યફળ હોયજી.
નારી નર જે ગાય, સાંભળે, ભવનાં બંધન છૂટેજી.
કોટિ કલ્પ અઘ ઓઘ હોય તે શ્રવણ પામ્યે ત્રુટેજી.

× × × × ×

---

## ૨. ભાલણકૃત.

### કડવું ૧

રાગ કેદારો.

સીતાપતિ ચરણકમળને પ્રેમે કરૂં પ્રણામ.
બુદ્ધિમાને આખ્યાન બોલું, ગોવિંદના ગુણગ્રામ.
શ્રીગુરૂ, સરસ્વતી, પાર્વતીસુત ચરણે નામું શીશ.
કહે ભાલણ, ઉત્તમ મતિ આપો, ગાઉં ગુણ જગદીશ.
સુત કહે છે શૌનક પ્રત્યે પદ્મપુરાણે સાર;
ભાષાએ પદબંધ કરીને કથા કહું વિસ્તાર:
રાય યુધિષ્ઠિર દ્યૂત રમીને હાર્યું સર્વ નિજ રાજ્ય;
વનવાસે તે વેગે ચાલ્યા કરતા ઉત્તમ કાજ.
કામ્યક વનમાંહે વસેછે કુંતાકેરા તન.
વ્યાસ વચનથી તપ કરવાને ચાલ્યો ત્યાં અર્જુન.
વીર વિરહે અર્જુનને શોક ધરે છે મન,
એટલે હરિગુણ ગાતા આવ્યા સહેજે નારદ મુન્ય.
ઉઠી રાયે આસન આપ્યું: પૂજા વિવિધ પ્રકાર,
'સ્વામીજી, તમો પાવન કીધો; ધન્ય મારો અવતાર.'
કુશળક્ષેમ નારદજી પૂછે; ભૂપતિ વાણી ભાખે,
'સ્વામીજી, સુખ અમને કયાંથી નરનારાયણ પાખે !
અર્જુન તપ કરવા ગયો વનમાં, મુક્તિપુરી યદુરાય.
રાજ્ય તજી વનમાંહે વસીઆ દુઃખ સહ્યું નવ જાય.
રાજસૂય મખ કીધો ઉત્તમ, પામ્યા સુખ મનતોષ;
અણચિંતવ્યું દુઃખ ન્યે આવ્યું. તો કેને દીજે દોષ !

---

૨ ક માં રાગનું નામ નથી. ૩ ક પ્રથમ કરી પ્રણામ. ૫ ક. સુતને. ૮ ક પ્રગટે ૯ ક હાર્યા સર્વ. ૧૨ ક વચન થકી ૧૩ વીર સંઘાત ફેરે. ૧૮. ક. માં આ પંક્તિ નથી.

શા માટે, સ્વામી, દુઃખ એવડું પડીયું છે અમ દેહ?
ત્રણ કાળનું જ્ઞાન છે તમને, સત્યારથ કહો એહ.

---

### કડવું ૨

રાગ સામેરી

નારદ કહે છે મર્મ, 'સાંભળ, રાજા ધર્મ.
કર્મને વશ થઈ સહુએ રહેરે.

ઢાળ

કર્મ તણે વશ સહુએ વર્તે; સાંભળ, કહું પ્રકાશ.
કોટિ વરસ જો ઉપર વીતે, નોહે કર્મનો નાશ.
વણુ ભોગવ્યે કો કર્મ ન છૂટે ઉત્તમ મધ્યમ દેહ.
કર્મે રવિ ભ્રમણ કરે છે, રાહુ ગળે વળી તેહ.
કર્મે રાહુતણું શિર છેદ્યું સ્વામીશ્રી અવિનાશ.
જાલંધરે તે હરિને રાખ્યા ઉદધિ માંહે વાસ.
તે જાલંધર માર્યો શંભુએ મહાબળીઓ જે વીર.
કર્મતણી ગત્ય એવી મોટી, ભોગવીએ તે, ધીર.
બ્રહ્માદિક સહુ સુરનર મોટા, રાણા રાય અનેક;
કર્મતણે વશ સહુએ વર્તેઃ જુઓ મન વિવેક.
દેહધારી હુઆ જે પૃથ્વી, સુખદુઃખ તેને સરજ્યાં;
છોડતાં કોએ નવ છૂટે, કોણે ન જાએ વર્જ્યાં.'
તે માટે તમે ધીરજ આણો, નારદે કહ્યાં વચન.
સંદેહ વળતો આણીને મન પૂછે કુંતાતન,
'સ્વામીજી, તે કોણ જાલંધર હુઓ અતિ બળવંત?
કોણ થકી ઉત્પત્તિ એહની, જેણે જીત્યા ભગવંત?

---

૪ क માં રાગનું નામ નથી. ૮ क વશ થઈ ख વશ થકી. ૧૫ क તે વીર ग થાએ ધીર. ૧૬ क-ख સુરીનર. આ પંક્તિ પહેલાં ग માં નીચેની વધારે છેઃ—કર્મ રાજા હરીચંદ.સરખુ ચાંડાળ ધરિ અંણું નીર. ૨૧.क અતશી બળવંત ૨૨ क કોણ સ્થાનક થકી..

માતપિતા, કહો, કોણ તેનાં ? કોણે દીધું વરદાન ?
મહાદેવજીએ કેહિપેરે માર્યો ?-સર્વ કહો નિદાન.'
કહે નારદ, 'સાંભળો ભૂપતિ, ઉત્તમ કહું આખ્યાન;
જેહ સાંભળતાં પાતક જાએ, તૂઠે શ્રીભગવાન.
એક સમે ઇન્દ્રાણીપતિને શિવ ભજવા ઉલ્હાસ.
ગણ ગાંધર્વ સંઘાતે લઈને ચાલ્યો ગિરિ કૈલાસ.
શંભુ સભા પૂરીને બેઠા; ગિરિજા નાંખે વાય.
નન્દી ભૃંગી છત્ર ધરે ને ધનપતિ સેવે પાય.
ગણપતિ, સ્વામી કાર્તિક કુંઅર પાસે સુંદર જોડ.
સેવકજન તે સ્તુતિ કરે છે આગળ ઊભા કોડ.
સુરપતિ આવી શીશ નામ્યું, માંડ્યો નાટારંભ.
કરી શૃંગાર અપ્સરા નાચે-મુખ રહી ત્યાં રંભ.
કિન્નરસ્વરે ગાન કરે છે, તાલભેદ બહુ તાન.
વિણા, મૃદંગ, ખંજરી વાજે; સુરપતિ કરે ગાન.'

---

કડવું ૩
રાગ સામેરી

શંકર મન આનંદ ધરે; વાસવપ્રત્યે એમ ઊચરે.
'માગ, હો ! વરદાન આપું તુજને, સુરપતિરે.
ઢાળ
સુરપતિ, મનવાંછિત વર આપું.' શિવનાં સુણી વચન
મદપીડિત મઘવા એમ બોલે, 'માગું', જગજીવન–
ભુજબળ મુજને અતિશે પીડે; ઇચ્છા મન સંગ્રામ.
જોધ જમલો કોઈ નવ દીસે સમોવડ સરખો, સ્વામ.'
કહે શિવ, 'પૂર્ણ મનોરથ થાશે, જેવી થઇ મન હામ.'

---

૪ ખ પાતક છૂટે. ખ તૂસે. ૬ ક ગુણ ૭ ખ ઢોળે વાર
૮ ખ ધન્યપતી સેવે કાએ ૧૦ ખ ઉભા કર જોડ. ૧૨ ખ મુખે. ૧
ક કધંકરી. ખ કીનરી. ૧૪ ખ ઉપરે સરરપતી માંન ૧૬ ક :
રાગનું નામ નથી. ૧૯ ક માં 'ઢાળ' નથી. ૨૩ જોધ જવરલો.

એણિપેરે તે મર્મજ બોલ્યા રીસે તેણે ઠામ.
સુરપતિ શીશ નામીને વળીઓ, રૂદ્ર ઉપન્યો ક્રોધ;
નીલવટથી તત્ક્ષણ શંભુને ક્રૂર ઉપન્યો જોધ.
રકત નેત્ર, અતિ કૃષ્ણ વર્ણ ને મુખ મોટું વિકરાળ;
પ્રૌઢ શરીર ને મહા ભયંકર—જાણીએ કૃતાંત કાળ!
શંભુજી પ્રત્યે એમ બોલ્યો, 'હું ઉપાયો શે કાજ?'
રાક્ષસ પ્રત્યે એણિપેરે બોલ્યા સ્વામી શ્રી મહારાજ,
'અહીંથી વેગે જારે, ભાઈ. સિંધુ સાગર જ્યાં સંગ.
એહ રૂપ ત્યજીને રહેજે. બાળક કોમળ અંગ.
સમુદ્રસુત ત્યાં તું કહેવાઈશ; થાઇશ બળવંત શૂર.
યુદ્ધ કરીને ઇન્દ્રને જીતે, રહેજે સાયરનીર.'
વચન સુણીને શંભુજીનાં ચાલ્યો તે તત્કાળ.
સિન્ધુનદી સાગરને સંગમ થઇ રહ્યો ત્યાં બાળ.
રૂદન તે કરવાને લાગ્યો; વાધ્યું સાગર વારિ.
સમય વિના ગાજે અતિ સિંધુ! વર્ત્યો હાહાકાર!
દેવ સર્વ ભયભીત થયા ને કારણ કો નવ જાણે.
શે માટે મહોદધિ વાધ્યો? ચિંતા મનમાં આણે.
ઇન્દ્રાદિક સર્વ દેવ મળીને આવ્યા બ્રહ્મા પાસ.
અતિશય સ્તુતિ કરવાને લાગ્યા; મનમાંહે બહુ ત્રાસ.
બ્રહ્મા વળતા એણિપેરે બોલ્યા, 'શું આવ્યા છો દેવ?
ભયતભીત શા માટે દીસો છો? કહોને અવશ્યમેવ.'

---

૧ क રીસ ભરાણા સ્વામ ૯ ख રૂપ મેલીને ધરજે. ૧૦ क કહેવાને, થાજે. ૧૧ क ख–સાગરપૂર ૧૨ ख સુણીને શંકરજીનુ વચો તે નીરધાર. ૧૩ ख. બાળક થઓ તેણીવાર. ૧૭ क. મહોદધિજલ. ख ઉદધિ.

## કડવું ૪

રાગ દેશી

સુરપતિ વાણી ઊચરે, પિતામહ શ્રવણે ધરે;
'પેર કરો ચિંતા સહુની ટાળવા રે.

ઢાળ

ચિંતા ટાળવાની પેર કીજે, સાંભળો, ધાતા, વાત.
સમુદ્રજળ તો અતિશે વાધ્યાં; ગાજે છે, ઉત્પાત.
કારણ તેનું નથી જણાતું. થાશે શું કલ્પાન્ત?
ક્ષય કરવા સહુને હીંડે છે સ્વામી શ્રી ભગવંત?
તેણે તાપે સ્વર્ગ સહુ ધ્રૂજે; આવ્યા તમારે શર્ણ.
બીજે કંહીએ ઠામ નથી રે; દૂર ગોવિંદના ચર્ણ.'
બ્રહ્મા વળતા એણિપેરે બોલ્યા, 'નથી કલ્પનો કાળ.
સહસ્ર ચોકડી પૂરણ થાશે, તવારે હોય વિશાળ.
આવો જઈએ ઉદધિ પાસે, પૂછી લીજે મર્મ.
કારણ ત્યાં જેવું હોય તેવું કીજે પરાક્રમ.'
હંસવાહન ચઢી કમળાસન, સાથે સુરપરિવાર
વેગે કરીને ઉદધિતીરે આવ્યા તેણિવાર.
સમુદ્ર સામો ચાલી આવ્યો દેહધારી થઇ ત્યાંહ.
બ્રહ્માની અતિ સ્વાગત કીધી; 'કયમ પધાર્યા આંહ?'
રત્ન અનેક લઇ સમર્પ્યાં, 'કીધો હું પાવન.
શે વિશેષે કૃપા કીધી, સંભાર્યો નિજ જન?'
વળતા બ્રહ્મા એણિપેરે બોલ્યા, 'સાંભળ, અર્ણવ, ભેદ.
શા માટે અતિશે ગાજે છે? તેણે સુર પામે ખેદ.'

---

૨ ક માં રાગનું નામ નથી. ૪ કમાં 'ઢાળ' નથી લખ્યો. ૫ ક. કૃત વાત. ૬ ખ ગાજે અતી ઉતપાત. ૭ ક. નથી જાણતા. ૮ ખ સર્વેનો ૯ ખ ધ્રુજ અનીશે. ૧૧-૧૨ આ બેપંક્તિઓ ખ માં નથી. ૧૫ ક. કમલાપતી. ખ કમલાસંન. ૨૦ ક-નિજમન.

વળતો ઉદધિ એણિપેરે બોલ્યો, 'સાંભળો, દીનદયાળ.
હું તો એવડું નથી ગાજતો. રૂદન કરે છે બાળ.
પુત્ર મારાને રૂદને કરીને, પડછંદો આકાશ;
તેણે શબ્દે ત્રણે લોકમાં ઉપન્યો અતિ ત્રાસ.'

---

કડવું ૫

રાગ ધનાશ્રી.

ઉદધિ કુંઅર કોમળ અંગજી આણી બ્રહ્માને મેલ્યો ઉછંગજી.

ઢાળ.

ઉછંગ આણી મેલીઓ ને મુખ નીહાળે નાથ.
બાળકે લઈને આળ કરતાં કૂર્ચ સાહ્યું હાથ.
મૂકાવ્યો મૂકે નહિ; અતિ રક્ત થયાં લોચન.
સાગરે જઈને હાથ છોડાવ્યો; 'એમ ન કીજે, તન.'
ધાતા વળતા બોલીઆ, 'એણે ગ્રહી કૂર્ચ જાળ,
જાળંધર તો નામ એનું; બળવંત હોશે બાળ.
જીતી કો એને નહિ શકે'—એ દીધો આશિર્વાદ.
બ્રહ્મા નિજ સ્થાનક વળ્યા, સુર વળ્યા અતિ ઉલ્હાદ.
નારદ કહે છે, સુણો, યુધિષ્ઠિર, તે દિનદિન મોટો થાય.
કીડા અર્ણવમાંહે કરે, ઉલટ અંગ ન માય.
અરો પરો કાળે રમે, ત્યારે કાંપે ગ્રાહ માંહે નીર.
પ્રાણી માત્ર ધ્રૂજે ઘણું તેનું જોઈ શરીર.
પંખાને પરભવતો હીંડે, સર્વ જીવ નાસી જાય.

---

૩. ख-માં આ પંકિતના પહેલાં 'વલણ' લખ્યું છે. ૪. ख-તેણે કરીને અમર સહુને ઉપનો છે ત્રાસ. ૬ क-માં રાગનું નામ નથી. ૯. ख-નીહાળ્યુ. ૧૦ ख-આળ કીધી. મુખે ઘાલો હાથ: ૧૫ ख-મે દીધો. ૧૯ क-કાંપે ગામે નીર. ૨૧ ख-ग-પંખીની પેરે ભમતો.

વડવાનળ મન કોપીઓ, થઈ રહ્યો ક્ષીણ 'કાય.
જાણીએ વનનો કેસરી! કોનો ભય નહિ લગાર.
પિતાને ઉછંગ બેઠો સુત તો એક વાર.
'પિતાજી, મુને રહેવા કારણ કરી આપો સ્થાન.'
મહોદધિ આનંદ પામીઓ, જાણ્યું સંપૂર્ણ નિદાન.
પુત્રના ઉપદેશથી ઉપાડો કીધો બેટ
શત જોજન વિસ્તીર્ણ, જેને ત્રણસે પાખલ નેટ.
મઘદાનવ ત્યાં તેડીઓ ને મહોદધિ કહે છે વાત,
'પુત્રને વસવાને કારણ એક નગર રચો વિખ્યાત.
રત્ન જોએ તે મહા આંહાંથી, રચો સુંદર ગામ;
છત્રીસ જોજન વિસ્તીર્ણ તે, જલંધરપુર નામ.

---

કડવું ૬.

રાગ દેશી ઢેર

માંડી રચના શુભ પ્રકારજી; કનક રત્ન નગર તે સારજી.

ઢાળ.

વિવિધ પ્રકારે રચના કીધી—હાટ શાળા વિશાળ;
ચતુષ્પંથ સોહામણા ને સભા બહુ, ભૂપાળ;
હર્મ્ય ઊંચાં માળીઆં, રત્નમય ચિત્રામ;
સ્થંભ વૈડૂર્ય મણિતણા ને સુંદર મનોહર ધામ;
ઉંબર મરકત મણિતણા ને રજતમય કપાટ;

---

૨ ख-ભય નાવ્યું. ૩ क બાળજી. ૬ શુક્રના ઉપદેશથી. ૭ ख પાખણ. આ પંક્તિ ग માં નથી. ૯ ख નમ પસો. ૧૦ ख તે માગી લીઆને. क. રત્ન ૧૧ क વીસતાર કીધો. ૧૪ क માં રાગનું નામ નથી. ૧૫ ख અતી માંડણી શુભ. કનકરત્નમે શુભ પ્રકારજી. ૧૮ क ચતુપથ. ख ચાર વર્ણ. ख સભા બેઠી. ग સભા સોળ ૨૦ क મરકટ. ख અર્ક क રત્નમે ख રજતતણા.

પદ્મરાગ ને સ્ફટિક મણિનાં રચ્યાં છે બહુ હાટ;
ધ્વજ પતાકા ફરહરે, તોરણ દ્વારોદ્વાર;
શેરી અતિ સોહામણી, મંદિર કેરી હાર;
ઉદ્યાન વાડી અતિઘણી, વાપી સરોવર રમ્ય;
રચના કીધી અભિનવી, તે દેવને અગમ્ય.
મંદિર સુંદર કોટિ છાસઠ, રચના નાના પ્રકાર.
મર્યાદા શી બોલીએ, જે રચના તેણે હાર.'
સિંહાસન સુંદર રચ્યું કનકમય વિશાળ.
શુક્રને તેડી રાજ્ય આપ્યું, થાપીઓ ભૂપાળ.
શણગારીને બેસારીઓ ને વર્ત્યો જય જયકાર.
નાચે અપ્સરા, ગાયે ગાંધર્વ, વાજાં વાજે સાર.
આવી ગંગાએ સુત વધાવ્યો મુક્તાફળ ભરી થાળ.
ત્યાં સેવા કરવા દૈત્ય આવ્યા, જે રહ્યા હુતા પાતાળ.
શુંભ, નિશુંભ ને કાલનેમિ, નમુચિ ને અંધક વીર;
અવરે આવ્યા અતિ ઘણા, તે મહા બળીઆ ધીર.
અનેક મણિ તવ પુત્રને આપીઆં ઉદધિ અમૂલ્ય;
રાજ્ય રીધ વાધી ઘણી, સેવક સર્વ અનુકૂલ.
ક્રૌંચગણને પુત્રી સુંદર, વૃન્દા જેનું નામ,
ભયભીત થઇને જાલંધરને દીધું કન્યાદાન.
સતીશિરોમણિ સાધ્વી, તેનું ન ચળે મન;
વૃન્દા જો ત્યાં છળ પડે તો પામે રાય પતન.

---

૫ क કીધી અત્યભલી. ૬ ख મિત્ર શુક્ર કોટી क રચનાના વેપાર. ग અવરનાવેપાર. ૧૦ क–ख સીંહાસન બેસારીઓ. ૧૨ ख આવી સાગર સુત. ૧૪ ख. અસુર અધિક જે વીર. ૧૮ ख. જે અભીધાંત. ૧૯ क. ભયભીત થકો. ૨૦ ख. તેનું કેમ ન ચુકે મન. ૨૧ ख. જારે છલ પડે.

### કડવું ૭.

રાગ સામેરી

એક સમે ત્યાં સભામોઝારજી બેઠો રાજા સર્વે પરિવારજી.

ઢાળ

પરિવાર સહિત તે રાજા બેઠો; આનંદ મન અપાર;
સેવા કરવા આવીઓ રે, રાહુ તેણે ઠાર.
સમુદ્રસુતે સામું જોયું; ધડ નહિ ને દીસે શીશ.
શુક્રને તેડી પૂછીયું એણિ પેરે ત્યાં ઈશ,
'સ્વામી, શિર એનું કોણે છેદ્યું? કિહાં હવો સંગ્રામ?
કિયો દેવ શત્રુ એનો? કેહું તેનો ઠામ.'
ભૃગુજી વળતા ઊચરે, 'સાંભળ સાચી વાત.
એક સમે સહુ દેવ મળીને મથીઓ તારો તાત.
મંદરાચલનો કર્યો રવૈયો, નેતરે વાસુકિ નાગ.
દૈત્ય સઘળા વાહીઆ તે પહેલો ન પરઠયો ભાગ.
ચૌદ રત્ન જે નીસર્યાં તેમાં અમૃતકુંભ અનુપ:
દૈત્યને મોહ પમાડવાને હરિએ ધર્યું મોહિની રૂપ.
સુરા આપ્યો અસુરને, વિકળ કીધા એન;
સુધા પીવા કારણે બેસારીઆ સર્વ દેવ.
ત્યારે ભેદ રાહુ પ્રીછીઓ મન આણી મુખ્ય;
કપટરૂપે આવીને બેઠો ચન્દ્રસૂર્યને મધ્ય.
પાતા પાતા આવીઆ ભગવંત તેણે સ્થાન;
રાહે મુખ પીકાસીકું, આપીયું શ્રી ભગવાન.

---

૧ ક. માં રાગનું નામ નથી. ૬ ક. ધડહીન તેહ શરીર. ૯ ક. જો દેવકો એહનો શત્રુ હોએ તો. ૧૩ ક માં 'ન' નથી. ૧૬ ખ–ગ. અસુર સર્વને સુરા પાયો. ૧૮. ખ. પીમાંથી મુખ્ય. ૨૧ ખ રાક્ષસે મુખ. ક નામીઉ શ્રી ભગવાન.

રવિશશીએ હરિ સામું જોયું, કીધી તત્ક્ષણ સાન;
એટલે સિંહિકાસુતનું થયું ગોવિંદજીને ગ્નાન.
ચક્ર સમરીને મેલીઉં, છેદીયું શીશ તેણિવાર.'
ભૃગુનાં વચન સાંભળીને કોપીઓ અપાર.
'સ્વામીજી, કહો રત્ન સઘળાં રહ્યાં છે કીએ ઠાર.'
પુરોહિતને પુછીયું એણિપેરે કરી વિચાર.
શુક્ર કહે, 'સાંભળો. પ્રગટયાં લક્ષ્મી જેહ,
માળા કરમાંહે ધરીને વરીઆં નારાયણ તેહ.
પછે કૌસ્તુભ મણિ પ્રગટયો, તે ગ્રહ્યો જગદાધાર.
પારિજાતક વૃક્ષ પ્રૌઢું ઇન્દ્ર કેરે દ્વાર.
સુરા પાયું અસુરને, ધન્વન્તરી તો જોય,
સ્વર્ગમાંહે રહે છે વૈદ્ય મોટો સોય.
ચન્દ્રમા છે વ્યોમ માંહે. કામધેનુ, ગજરાજ,
રંભાદિક દેવાંગના તે ઇન્દ્રઘેર છે આજ.
સપ્તમુખો અશ્વ છે સૂર્ય પાસે. અમૃત સુરપતિ ધામ.
શંખ ને શારંગ ધનુષ તે ધર્યાં ગોવિંદ સ્યામ.
કાળકુટ વિષ પ્રગટીયું તે ગ્રહ્યું શ્રી ત્રિપુરાર.
એ રત્નનાં સ્થાનક કહ્યાં; સાંભળો, ભૂપાળ.
ઘણાં ઘેર છે ઇન્દ્રને મંગાવો તતખેવ;
પ્રીતેશું આપે નહિ તો સ્વર્ગ છંડાવો દેવ.'
દૂત વેગે તેડીઓ, દુર્વારણ તેનું નામ.
'ભાઈ, સ્વર્ગ જા ઉતાવળો ને કરી આવે કામ.

---

૩ क છેદ્યું તેનું શીષ. ૪ क કોપીઓ તાં ઈશ, ग ક્રોધ ચઢો અપાર. ૫ क કીએ ગમ. ૬ क પુરોહિતને લાગ્યો પુછવા એણીપેરે તે રાજંન. ૮ ग કમલા કરમાંહે. વરી. ख પરમ સુંદર રૂપ જેનું કૃષ્ણ પરણ્યા તેહ. ૧૦ क વૃક્ષ પ્રગટું. ૧૪ ग તે ઇન્દ્રકેરે કાજ. ૧૫ क સપ્તમુખો હય તે સુંદર. ૧૯ क વેગે મળ્યો ખેવ. ૨૦ ग સ્વર્ગ જાવું ખેવ.

અપરાધપાખે પિતા મ્હારો કાં વીંધ્યા'ઓ સાધ ?
વળી રત્ન જે રાખી રહ્યા, એ બે મોટા અપરાધ.
તે વેગે કરીને મોકલો, નહિતર કરો સંગ્રામ;
ઠામ છંડાવું તો સહી; જોજો મારું કામ.'

---

## કડવું ૮

### રાગ ધન્યાશ્રી

વચન સુણીને ભૂપતિનાં રે રથ બેશીને જાય.
સુરસદન તે આવીઓ રે, ઉલટ અંગ ન માય.

### ઢાળ

ઉલટ અંગ માએ નહિ, આવી ઉભો દ્વાર.
પૂછીને ગયો જાણ કરવા રાયને પ્રતિહાર.
ઈન્દ્ર આસને બેઠા છે, તિહાં આવી કર્યો પ્રણામ,
'એક મારી વીનતી સાંભળીએજી, સ્વામ.
એક દૈત્ય દ્વારે આવ્યો છે, તે સાગરસુતનો દૂત:
આજ્ઞા હોય તો આવવા દેઉં; દીસે છે અદ્ભૂત !'
મઘવાએ મંદિરમાંહે તેડ્યો. પૂછી વાત વિચાર,
'કહેરે ક્યાંથી આવીઓ ? કેનો છે પરિચાર ?'
દૂત વળતો બોલીઓ, 'મહીમંડળમોઝાર
જાલંધર રાજા ભલો, ઉદધિતણો કુમાર.
તેણે હું આંહાં મોકલ્યો, એવી કહી છે વાત—
અપરાધ પાખે શા ભણી તમે વીંધીઓ મારો તાત ?
વળી રત્ન રાખી રહ્યા છે; તે મોકલી દેજો એવ;
નહિ તો રહેવા ઠામ કરજો, તમે સઘળા દેવ.'
વચન દૂતનાં સાંભળીને સુરપતિ બોલ્યો વાણ,

---

૧ क વીંધેલ. ૪ क ભાઈ જોજો. ૧૭ क, કેનો તું છે ચાર.
૧૮ क એલી મંડળ મુઝાર. ૨૪ ख વચન બેદનાં.

'તે માટે શું સિંધુ મંથીઓ ? સાંભળ, મૂઢ અજાણ.
આગે પર્વત ચાલતાં ઉત્પતીને આકાશ;
મારગમાંહે જઈ પડતા, દેશનો થતો નાશ.
તે માટે મેં વજ્ર મેલી કીધો તેને પ્રહાર.
પાંખ છેદન કરી ત્યારે એક નાશી ગયો તે વાર.
હિમાચલનો પુત્ર પ્રૌઢો, મૈનાક જેનું નામ
શરણ આવ્યો સમુદ્રને; આપ્યો તેને ઠામ.
અવર મારા શત્રુ ઘણા દૈત્ય જે મહાદુષ્ટ,
શરણ એણે રાખીઆ છે; દેવને દે કષ્ટ.
તે માટે મેં દંડ દીધો, રીધ લીધી સર્વ;
નિર્ધન કીજે મૂઢને, ઉતરે એનો ગર્વ.
આટલા દિન જાણ્યું નહિ તેનો સુત પાપિષ્ટ;
આણે સ્થાનક આવશે તો આવ્યું તેનું અરિષ્ટ.'

---

કડવું ૯

રાગ ધનાશ્રી

વચન સુરપતિનાં સુણીને દૂત વળ્યો તત્કાળ.
વેગે ચાલીને આવીઓ રે, સભામાં બેઠો ભૂપાળ.

ઢાળ

ભૂપાળ બેઠો સભામાંહે; વાત કહી સર્વ શોધ.
વચન દૂતનાં સાંભળીને જાલંધરને થયો ક્રોધ.
રક્તલોચન ક્રૂરમુખ તેડીઓ મંત્રી બેવ,

---

૧ ख સાંભળ સુભટ જાણ. ૨ ख પર્વત સઘળા ચાલતા. ૪ ख વજ્ર લઇને ૬. क મીનાચલ. ख મેનકા એહેવે નામ. ૮ क-ख-ग. શત્રુ બીજા. ૯ ख. અમ સર્વને કષ્ટ. ૧૧ क કીજે સર્વને. ૧૨ ग મહાદુષ્ટ ૧૩ क ઉપજશે તેહેને કષ્ટ ग મરસિ પાપીષ્ટ ૧૫ क માં રાગનું નામ નથી. ૨૧ ख તેડીઆ મિત્ર.

'સેના સઘળી સજ કરોરે વેગે અવશ્યમેવ'.
ચતુરંગિણી સેના મળી, ગડગડતાં નિશાણ.
અસુર બહુ ત્યાં સાંચરે, 'જય જય' બોલે વાણ.
અશ્વ, ગજ, રથ, ઊંટ ઘણા; ત્યાં પાળાનો નહિ પાર.
ધજા ફરકે, શેષ સળકે, હસ્તિ કરે ચિત્કાર.
અસુર બોલે, પર્વત ડોલે, તોલે નહિ તે કોય.
શંખ વાજે, ગગન ગાજે, કોલાહલ ત્યાં હોય.
રવિ છાયો રેણુ ઉડયે; ભાસ' નહિ દિનરાત.
ઇન્દ્રે મન વીમાસણ માંડી તે સાંભળીને વાત,
'જાલંધર દલ મેલી આવ્યો; થાશે શું આ વાર?'
અમર તેત્રીસ કોટિ મળીઆ, સજ થયા તેણે દાર.
દૈત્ય ચાલી આવીઆ ને હુઓ અતિ સંગ્રામ.
ઇન્દ્ર ભાગ્યો, દેવ નાઠા, છાંડીઆ રણઠામ.
જાલંધરે તો સ્વર્ગ લીધું, શુંભ થાપ્યો રાજ્ય.
દેવ સર્વે નાશી ગયા ભયભીત અતિઘન લાજ.
આદ્ય પુરુષ ભણી આવીઆ, જ્યાં બેઠા છે વૈકુંઠરાય.
કમળા પાસે પ્રેમશું પ્રભુજીને કરે છે વાય.
દેવ આવતા જાણીઆ, હરિ કહે લક્ષ્મીને વાત,
'અમર નાઠા આવે છે તે પીડીઆ તારે ભ્રાત.
મુજને તેડશે યુદ્ધ કરવા; જાવું છે નિર્ધાર.'
રમા વળતાં બોલીઆં, 'સાંભળજો, ભર્તાર.
વરદાન એટલું માગુ છું તમ કને, શ્યામ શરીર—

---

૪ ક. અશ્વગજરથ ઉર વહે. ખ અશ્વ રથ ઉટ ગજ વેસર. ગ વેસેરનો નહિ પાર. ૬—૭ આ બે પંક્તિમાંથી ક માં માત્ર પહેલું ચરણ જ છે. ૧૦ ક. જાલંધર મેલી આવ્યો જે, થયો તેણી-વાર. ખ આવ્યો માંડયો મન વિચાર. ૧૧ ક. થયા નતકાળ. ૧૬ ખ. જ્યાં વૈકુંઠ છે રાય. ૧૯ ખ. નાઠા આવશે.

યુદ્ધ કરતાં દયા કરજો; મ હણુશો. મુજ વીર.'
લક્ષ્મીએ વર માગીઓ, એટલો કીધો સંબંધ.
ઊચર્યા 'લક્ષ્મી, અતિ ભલુ, નહિ મારૂં તારોં બંધ'

---

### કડવું ૧૦

રાગ આશાવરી

આવી અમર સ્તુતિ કરેરે, શ્રી હરિ આવ્યા બાર.
પ્રણામ પ્રેમેશું કરે રે, વિનવ્યા સમાચાર.

ઢાળ

સમાચાર સઘળા કહ્યો, 'દૈત્ય થયો અતિ મૂઢ.
સ્વર્ગ અમો છંડાવીઆ, સ્વામી ગરૂડારૂઢ,'
બ્રહ્મા હર ત્યાં તેડીઆ ને આપાપણે વાહન
ગરૂડ વૃષભ ને હંસ ચઢીઆ શોભતા અતિઘન.
અસુર દલ તે અતિ ઘણું, સામસામા થયા બેહ;
યોધ્ધે યોદ્ધા વરી લીધા માંહોમાંહે તેહ.
કાલનેમિ જે મહા બળીઓ ધનુષ્ય લીધું હાથ.
તે સમોવડ યુદ્ધ કરે સમરથ વૈકુંઠનાથ.
રાહુ સંઘાતે રવિ શશી કરે મહા સંગ્રામ.
બૃહસ્પતિ ને શુક્ર બેહુએ વઢે તેણે ઠામ.

---

૨ क—ख—ग—અપાર લક્ષ્મી. ૨—૩ પંક્તિઓ મૂળ પ્રતોમાં ઉલટી છે. ૫ कમાં રાગનું નામ નથી, ૭ ख. વીનતી સમાચાર. ૧૦ આ પંક્તિ क-खમાં નથી. ૧૧ આ પંક્તિ गમાં નથી, પણ તેને બદલે નીચેની છેઃ—ગોવીંદજીએ ગરૂડ સમરૂં થયા તાં અસવાર. ૧૨ ग વાહનસાર. ख શોભતા ધન્ય ધન્ય. ૧૩ ग થયા જંન. ૧૪.ग લીધું. જેહ. ૧૬. એ પંક્તિ પછી gમાં નીચેની વધારે છેઃ—સહુ સાહામુ રહી જુધ કરે સંગ્રામ સાથ. क સ્વામીશ્રી વૈકુંઠનાથ. ૧૭ ख. રાહુ રવી શશી જોડે.

વિશ્વદેવા યુદ્ધ કરે જંભક અતિશે ચૂર.
વક્રચિત્ત ને વરુણ બેહુ વઢે છે અતિ ક્રૂર.
પૌલોમી ને પવન બેહુ, શુંભ ને ત્રિપુરાર,
નમુચિ ને ઇન્દ્ર વઢે; માંહોમાંહે કરે પ્રહાર.
કાલનેમિ હરિ મારીઓ, નમુચિ ઇન્દ્રે ત્યાંહ.
શુક્રે લઈ જીવાડીઆ મંત્રે કરી રણમાંહ
અમર જે યુદ્ધ માંહે પડયા. સુરપતિને કહે દેવ,
'સ્વામીજી, આ જીવાડો જે પડયા રણમાં ખેવ.'
ગુરૂ કહે, 'નહિ મંત્ર માહારે.' દ્રોણગિરિને શૃંગ
ઓષધિ લઈ આવીઆ, જીવાડીઆ ત્યાં અંગ.
જાલંધરે દેવ દીઠા, પામ્યા હુતા મૃત્ય;
અનુચર મોકલી જોવરાવીયું કારણ તેનું સત્ય.
દ્રોણગિરિ લઈ બોળાઓ તત્ક્ષણ ઉદધિ મધ્ય.
ગુરૂ લેવા ગયા ત્યારે ઉપજે નહિ કાંઈ શુધ્ય.
પાછા વળી આવીઆ સુરપતિ કેરે પાસ.
પર્વત બોળ્યો સાંભળી ઉપન્યો દેવને ત્રાસ.
ઇન્દ્રનાઠા, વરુણ નાઠા, નાઠા બ્રહ્મા ઈશ.
વાયુ, વહ્નિ, કુબેર નાઠા, પાડતા અતિ ચીસ.

---

## કડવું ૧૧

રાગ આશાવરી

દેવ સર્વ નાશી ગયા, રણ રહ્યા વૈકુંઠરાય;
જાલંધર મૂંઝે ઘણું ગરૂડપંખને વાય.

ઢાળ

પંખીવાયે દૈત્ય મૂંઝે. ધનુષ્ય લઈને હાથ
જાલંધર ચાલી આવીઓ સન્મુખ વૈકુંઠનાથ.

---

૯. ग ગિરિ જઈ. ૧૦ ख આવીએ જીવાડીએ. ૧૩. ख. દ્રોણગિરિ બોળાવીઓ. ग ઉધધી મધિ. ૧૪. ग ત્યારે દીસે નહિ કાંઈ તાંહે. ૨૦. क માં રાગનું નામ નથી.

હરિ પ્રહાર કરે નહિ કમળાનો જાણી ભ્રાત.
દૈત્યે આવી ગદાનો ગરૂડને કીધો ઘાત.
પંખીરાજ પૃથ્વી પડ્યો. જાલંધર રણછોડ
ગદા ગ્રહીને બેહુ જણા યુદ્ધ કરે છે જોડ.
ગદા મેહેલી બેહુ યુધ્ધે વઢે રણમોઝાર;
દૈત્યે હરિના હૃદયામાંહે કીધો મુષ્ટિ પ્રહાર.
રળીઆત થઈને હશી બોલ્યા એણિપેરે ભગવાન,
'પ્રસન્ન થયો; માગ્ય, તુજને આપું હું વરદાન.'
ઉદધિ સુત એમ ઉચરે, 'હું માગું એ અવિનાશ—
મારા નગ્રમાં સહિત લક્ષ્મી કરો આવી વાસ;
વળી યુદ્ધ મ કરશો મુજ સમોવડ.' આપીઆ વર બેહ.
જાલંધર પુર જઈ વસીઆ પરબ્રહ્મ આણી નેહ.
નારાયણસર ત્યાં થયું તીર્થ અતિ પાવન;
સ્નાનમાત્ર મહા પાતક છૂટે સહી સર્વે જન.
દેવ દોહોદશે ગયા; દૈત્ય બેઠો ઈન્દ્રાસન.
રત્ન સઘળાં પામીઓ ઉદધિ કેરો તન.
પાતાળે લેઈ નિશુંભ થાપ્યો, બળી આણ્યો મહીમોઝાર.
દૈત્યે લેઇ આપીઆ જુજુઆ અધિકાર.
ધર્મ મારગ રાય પાળે; વર્તે તેની આણ.
નગરમાહે વશ્ય કરી વાસીઆ સારંગપાણ.

---

૨. ક. દૈત્યે આવી હરિને કીધી. ૧૭ ગ પોળે લેઇ. બળ આણ્યું. ૧૮. ગ તે લેઈ આપીઆ આપાપણા અધિકાર. ૨૦. આ પંક્તિ પછી નીચેની કડી ત્રણે હાથ પ્રતોમાં છે, પણ પુનરૂક્ત હોવાથી ક્ષેપક જણાય છેઃ—નારદ કહે છે યુધિષ્ઠિરને મેં કહ્યું તું ભૂપ. જાલંધરના નગ્રમાંહ વસ્યા એકમ સ્વરૂપ.

### કડવું ૧૨

રાગ ગોડી

કથા સાંભળી ભૂપતિ વદે, 'સ્વામી, ઉલટ માહારે હદે.
પછે દેવ ગયા કોને શર્ણ ? પાપી તે કયમ પામ્યો મર્ણ?'
વળીતા નારદ બોલ્યા વાણ, સાંભળ, રાજા ચતુર સુજાણ.
કાળ કેટલો સુર રડવડયા, આવી ગિરિ કૈલાસજ ચઢયા.
ઇન્દ્રે આવી કર્યો પ્રણામ, 'ક્ષમા કરો હવે, માહારા સ્વામ.
મદભર જે કીધો અપરાધ, દયા કરી હવે ટાળો વ્યાધ.
છોરૂ કછોરૂ હોએ, નાથ, માતપિતા નવ મેહેલે હાથ.'
વાસવકેરાં સુણી વચન મહાદેવે વિમાસ્યું મન.
બ્રહ્મા હરિનું સ્મરણજ કર્યું, અંતર્ગત શું ધ્યાનજ ધર્યું.
આવ્યા બ્રહ્મા શ્રી ગોપાળ શંભુને પાસે તત્કાળ.
બ્રહ્માને પૂછે પશુપાલ, 'કાં એનો તમે નાણ્યો કાળ ?'
'મેં એને આપ્યું વરદાન, તેને કયમ મારૂં નિદાન ?'
હરિને કહે, 'તમે શે ન હણ્યો ? ભય લક્ષ્મીનો મન ગણ્યો ?'
એણિપેરે બોલ્યા શ્રી દેવેશ, 'ઘરમાંહે કો ઘાલે કલેશ ?'
શંભુને પૂછે સહુ સાથ, 'મારો નહિ તમે શે, નાથ ?'
શિવ કહે, 'જુઓને મર્મ; સરજ્યો મારવાનો નહિ ધર્મ.'
તેજ બ્રહ્મા હરિહર તણું, ઇન્દ્રાદિકનું મેહેલ્યું ઘણું.
થયું એકઠું ચાલી જ્વાળ, દશે દિશ વ્યાપી તત્કાળ.
તે દેખી પામ્યા આનંદ, અતિશે નાચે શ્રી ગોવિંદ.
સ્વેદ ઉપન્યો જે શરીર, ચક્ર બાંધીઉં તે લેઈ નીર.
તે કર લીધું ઉમયાનાથ; લેઈ મહેલ્યું બ્રહ્માને હાથ.
ધાતાનું ફૂર્ચ પરજળ્યું, તેજે કમળાસન તો બળ્યું.

---

૬ ગ. દિવસ કેટલા. ૮ ગ મદભરિયેં. ટાળુ હવિ અસુરના બાધ ૧૩ ગ નવ્ય આણ્યો કાલ. ૧૫ ગ નવ્ય હણ્યો. ગણ્યો. ૨૨ ઘ. સ્વેદેહનું ઉપજ્યુ જેહ શરીર ચક્ર મેલી તે બાંધુ નીર. ગ. વેદ ઉપન્યા જે શરીર.

હસીઆ હરિ સુરસંઘાત; ધાતાએ વિમાસી વાત.
પાછું શંભુ કેરે પાણ, બ્રહ્માએ આપ્યું નિર્વાણ.
ત્યારે સહુ મળી, ઊચરે, 'એણે ચક્રે પાપી મરે.'
એવો પરઠ કરી સર્વ દેવ નિજ થાનક પોત્યા ખેવ.
નારદ કહે છે મન ઉલ્લાસ, 'હુંએ ત્યારે હુતો પાસ.
દેવ સર્વ ગયા જેટલે, જાલંધરપુર ગયો તેટલે.'
સિંધુસુતે મુને દીધું માન, 'કયાંથી આવ્યા આણે સ્થાન?'
મેં કહ્યું, 'સાંભળ પ્રકાશ. હું હુતો ભાઈ, ગિરિકૈલાસ.
ત્યાં મળ્યાતા સઘળા દેવ, શંભુજીની કરવા સેવ.
ત્યાં પણ પરઠયું શિવરાય; તુંને મારવા કર્યો ઉપાય.
હું કહેવા આવ્યો છું અહીં; સાવધાન તું રહેજ' સહી.
વચન સાંભળી મારૂં યથા જાલંધર બોલ્યો, 'સર્વથા
ભય કોનો નથી લગાર; મુજ તોલે કો નહિ સંસાર.
ત્રણ લોકમાં બીહું નહિ, સત્યારથ તો જાણો સહી.
કાંઈ એક મુજને કહો ઉપાય, જ્યમ શંભુશું ઝગડો થાય.
રત્ન કંઈ એને ઘેર હોય, વેગે કરી મંગાવું સોય.
મંગાવ્યાં મોકલશે નહિ, આફણીએ યુદ્ધ થાશે સહી.
ત્રણ ભુવન છત્યાં મેં, સ્વામ; હવે શિવને છંડાવું ઠામ.'
એવી વાણી મેં સાંભળી પુનરપિ ઉત્તર દીધો વળી,
'સાંભળ સાચું, ઉદધિ તન; શંકરગૃહે કંઈ નથી રતન.
ભસ્મ અડાડે, રહે શ્મશાન, દિગ્વાસ, વૃષભાસન જાણ;
કોટે રૂંઢતણી તો માળ; બેરખે બાંધ્યા બહુ વ્યાલ;

---

૪ ख. કરી હેવેશ. ख પોત્યા સર્વ દેવ. ૬ क-ख. સર્વમલા. ૯ ग. ત્યાંહા કર પરઠ કર્યો સર્વરાય. ૧૨ क–ख સાંભળ. ૧૩ ग. લગાર ત્રણ્ય લોકમાંહાં સંસાર. ૧૪ ग. કો ભ્રાતા હું બીહું નહિ. સહી. ૧૭ ख. જો મોકલી દેશે નહિ તેહ. એહ.

ભિક્ષ ભોજન; સાથે ભુત; એહ સગાઈ છે અદ્ભુત.
વચન એક કહું અવિધાર, રત્ન અનોપમ છે ઘેર નાર.
પાર્વતી સુંદર કામિની, ચૌદલોકભૂષણ ભામિની.
નવ દીઠી, નથી સાંભળી; કોણે તે નવ જાએ કળી!
વળી વળી શું કહીએ કથી? દેવ દાનવમાં કો નથી!
તે મંગાવો વેગે કરી, નિશ્ચે નહિ આપે સુંદરી;
તેનું મિષ લેઈ યુદ્ધ જ કરો, શંકર કેરો ગર્વજ હરો.'
હું એવું કહીને વળ્યો, વેગે તે સ્થાનકથી પળ્યો.
જાલંધરને ચઢીઓ ક્રોધ, વેગે રાહુ તેડાવ્યો યોધ.
'વેગે જા, ભાઈ, ગિરિ કૈલાસ; વચન વિવેકે કહેજે પ્રકાશ.
પાર્વતી લાવે શુભ નાર', એમ કહી મોકલ્યો તેણિ વાર.
સિંહિકાસુત ચાલ્યો દડવડી; જાતાં એક ન લાગી ઘડી.
વેગે ગયો કૈલાસ મુઝાર, મંદિર તેડયો શ્રીત્રિપુરાર.
પાર્વતી શિવ બેઠાં પ્રેમ, સારિ પાસે રમેછે ક્ષેમ.
તેડી રાહુને પૂછી વાત, 'કહે રે ક્યાંથી આવ્યો, ભ્રાત?'
રાહુ ભણે, 'જાલંધર રાય ત્રણ લોકમાં અતિ મહિમાય.
તેણે હું મોકલીઓ અહીં; તમ પ્રત્યે વાણી એમ કહી,
'જાંગી ઘેરે પદ્મિની કહી, મુજ મનમાં વિમાસણ વહી!
તેને જોઈએ સર્વ સંજોગ, તારે સાધવો સઘળો યોગ.
તેને ભોજન ષટ રસ સાર, તારે નગર ભિક્ષાનો આહાર.
તેને સોહે પુષ્પ વિમાન, તારે નિદ્રા કરવી શ્મશાન.

---

૧ ખ. સાથે ભૂપ. એહ સગાઈ શિવસ્વરૂપ. ૬ ક. હરિ નાપે ૭ ખ. શંકર કેરી ગિરજા હરો. ૧૦ ક. શુભ ભાન. એ તો વેગે ચાલ્યો રાજન. ૧૪. ક. બેઠાં બેવ, ગ. ચારે પાસે. ક. રમે અત્રગમેવ. ૧૯ ગ. સંજોગ. ૨૦ ખ. તારે બગરિ તણો આહાર. ગ. ભોગર તણો. ૨૧ ગ. એની સજાએ શું અનુમાન. ગ. તે શુભ સેજ સૂતું મંન.

પાર્વતીને ચંદનલેપ, તારે ભસ્મ તણો આક્ષેપ.
તેને મુકતાફળની માળ, તારે કંઠ રૂંઢનો હાર.
ઉમયાને ઉત્તમ પટકૂળ, તારે તો હસ્તિની ખાળ.
તેને મોકલ મુજ આવાસ, ધરટી જોગણ રાખીને પાસ'.
કઠિન વચન મન માંહે વશ્યાં, પિયુ સામું જોઈ ઉમયા હસ્યાં.
શૈલસુતા સ્વામી શું વદે, 'વહાલા, ગ્નાન ધરોને હદે.
એવા સેવક શે કીજે, સ્વામ, જે અમ ઉપર ઘાલે હામ ?'
વચને શિવને વશીઓ ક્રોધ; પ્રગટયો એક ભ્રૂમધ્યથી યોધ.
તેણે રાહુ અહ્યો, નરેશ. લેઈ નાંખ્યો બર્બર દેશ.
મુઉ જીવતુ તે તવ ઘાત, તેણે કહાવે બર્બર જાત.
ઉડી આવ્યો રાયને પાસ; કહી વાર્તા સર્વ પ્રકાશ.
ખીજ્યો રાજા તે સાંભળી; પૂછે વાત તે વળી વળી,
'શંભુ, કાં પલટાણી મત્ય ! પાપી, તારું આવ્યું મૃત્ય.
તો હું સાગર સુત બળ સાર, જો હું લેઉ શંકરની નાર.
ત્યાં લગે ગર્વ છે નાથ, જ્યાં માહારા નથી દીઠા હાથ'.
વચન કહી દળ મોકલ્યું ઘણું, સંખ્યા રહિત, ન જાએ ગણ્યું.
સેના દીઠે નવ આવે પાર, મહીમંડળ વર્ત્યો હાહાકાર.
લેઈ સેન રાજા જાએ જાંહાં, શિવને જાણ થયું તે ત્યાંહાં.
વેગે છાંડી ગિરિ કૈલાસ માનસરોવરે પૂર્યો વાસ.
સૂનો દેખી શિવનો વાસ ભૃગુ પ્રત્યે પૂછી વાત.
શુક્ર કહે, 'સાંભળ, રાજાન; માન સરોવર ઉત્તમ સ્થાન.

---

૨ ख. મુગતા ફળનો આર. ग. તારે રૂંઢ તણી કંઠમાળ. ख. તારે રૈંઢમાળા શણગાર, ૩. ख. તારે ગજનું ચર્મદ ઢાળ. ग. ગજ તણી ખોલ્ય. ૪. क. ગરઢીઓ ગણ આપુ તુજ પાસ. ख. જોગણો રાખુ પાસ. ૯. क બર્બુદ ૧૦. क મુવો જીવ્યો તે તવઘાત. ख. મુવો જીવતો તત્ત્વ ઘાત. ૧૬. આ પંક્તિ મૂળમાં ૧૭ મી છે. ૨૦. ख. ग. માં આ પંક્તિ નથી.

જઈ રહ્યા છે ત્યાં ત્રિપુરાર; સેના ચલાવો તેણે દ્વાર.'
જાલંધર જાતાં અડવડ્યો; મસ્તકનો મુગટ ત્યાં પડ્યો.
આવ્યા શંભુ સેના ભણી, બહુ વાહન છે તે તણી.
સ્વામી કાર્તિક પહેલો ચડ્યો, આગળ સેનાપતિ સુત વડો.
ભૂષકે ચડ્યા સાથે ગણનાથ, ઘંટા ફરશી ધરીઆં હાથ.
ધનદ ભંડારી, મહા વીર; માંહોમાંહે મળ્યા છે ધીર.
શંભુ ગ્રહી રહ્યા ત્રિશળ, છેદન કરવા રાક્ષસ મૂળ.
સૈન્યે સૈન્ય સમોવડ ભડે, એક એકના યોદ્ધા પડે.
માંહોમાંહે મેહેલે પ્રહાર, રૂધિરતણી અંગ ચાલે ધાર.
બ્રહ્માદિક સર્વ અંતરિક્ષ જોય, મનમાંહે અતિ વિસ્મિત હોય.
જાલંધરે મન કીધો વિચાર, 'નહિ જીત્યા જાએં ત્રિપુરાર.
તો હું એહ પ્રતિજ્ઞા કરૂં—ગૌરી દર્શન વિણ નવ રહું.'

---

કડવું ૧૩

રાગ દુહરી ગોડી

પોતાનો તો વેષ ધરાવ્યો શુંભને તત્કાળજી.
માયાએ કરીને ધરીયું શિવ સ્વરૂપ ભૂપાળજી
દુર્વારણને તો નન્દી કીધો, લીધો હરનો વેષજી.
બાણ વાગ્યાં, ગાત્ર ભાગ્યાં, રૂધિર વહે નિર્દેશજી.
વૃષભ ત્રૂટ્યો, અંગ વછૂટ્યો; તેને પણ છે પ્રહારજી.
બે મસ્તક હાથે સાહ્યાં પુત્રતણે આકારજી.

---

૧ ક. ચાલી. ૩ ખ. વૃષભ વાહન ૪ ખ ગ. મોરા ચડ્યો. ખ. સેનાપતિ તે પળ્યો. ગ. સેનાપતિ શું વડો' ૭ આ પંક્તિ ૮મી પંક્તિ પછી ખમાં છે. અને એ પંક્તિ કમાં નથી. ૯ આ પંક્તિ કમાં નથી. અને એના પછી ખમાં નીચેની એક વધારે છેઃ—શુંભ-નિશુંભ તે બળીઆ વડે. ઠામ ઠામેથી જોદ્ધા પડે. ૧૪ ક. દોહોરી. ૧૬ક. પાપીએ ધરીઉ. ૧૮ક. ખ. વાગ્યાં તીવ્રને લાગ્યા. ૧૯ ક. તેને તન. ૨૦ ક. સાથિ પુત્ર તણા આરજી: ખ. પુત્ર તણે અધિકાર

નયણે આસું પાડતો ફાંસુ, ચાલી ગયો કૈલાસજી.
દુઃખડું ધરતો, માયા કરતો ગયો હરતણે આવાસજી.
ઉમયા જાણી, દુઃખ મન આણી, જોવા ગયાં તતખેવજી.
અસુરતણી માયાએ મોહ્યાં; જાણ્યું એ મહાદેવજી.
મસ્તક એહુ કુંવરનાં દેખી મૂર્છા ખાઇને પડીયાંજી.
સાન વળી, ઉઠી થયાં બેઠાં; આરત્ય સાથે રડીઆંજી.
પિયુ જાણી પૂછવા લાગ્યાં કુંવર કેરી ગત્યજી.
માયા કરી મહા પાપી બોલ્યો, 'સાંભળ, કામિની, સત્યજી.
દાનવ બળીઆ આવીને મળીઆ; હુઓ અતિ સંગ્રામજી.
પુત્ર વઢીઆ, રણ માંહે પડીઆ, કહીં ન લાધ્યો ઠામજી.
મુને પ્રહાર પણ પૂરણ વાગ્યા, ભાગ્યા સઘળા દેવજી.
પુત્ર તણે શોકે હું જીવું, અતિ કઠણ મારો દેહજી.
રણ છાંડી, રામા, હું આવ્યો; હૈડે મારે દાઝજી
પ્રાણ આપરે, પદ્મિની, મુજને; તું કરે મારી સાઝજી.
તે દાઝ તો ટળે મુજને, જો દ્યો આલિંગનજી;
પુત્રતણે શોકે બળ છે, માનિની, મારૂં મનજી.'
શૈલસુતાએ મન વિમાસ્યું, 'એ ઘટે વિપરીતજી.
આણી વેલાં આલિંગન કશું? કુંઅરની ગઈ પ્રીતજી?
શિવને પ્રહાર પડે તે મિથ્યા, એ તો અશરણશર્ણજી.
હરસાંનિધ્યે કેમે હોએ કુંઅર કેરૂં મર્ણજી?'
રખે અસુરની માયા હોએ, એવું મન વિચારીજી;
વળતું હાસ્ય કરીને બોલ્યાં બુદ્ધિ વિમાસી નારીજી,
'મલીન અંગ તો છે અતિ મારૂં; કરી આવું સ્નાનજી.'

---

૬ ख. આતુર થઈને રડીઆં. ૧૨ ख. શું જીવું. ग. કઠીણ હૈયાંનો ક્રૂરજી. ૧૪ ख. કરે મારી દાઝ. કરતાં મારી દાઝજી. ૧૮ क 'કુંઅરની ગત્ય' વીપરીત્યજી. ૨૦ क. ख. હરિ. ख. કેમે ન હોએ. ૨૨ क. શુધ્ય કરીને નારીજી.

સાચું જાણી, આશા બાંધી, ઉતરીઓ અજ્ઞાનજી.
ગંગા પાસે ગઈ તે કામિની રચવાને પરપંચજી.
પરઠ કરીને કૃત્યા કેરૂં રૂપ ઉપાયું સંચજી.
પાર્વતીપેં અતિશે સુંદર, કરતી ભાવ કટાક્ષજી.
અંગ મોડતી આગળ આવી, જ્યમ મને દે ત્યાં સાક્ષજી.
ભમરીરૂપ ધરીને જોવા આદ્યશક્તિ ગયાં સાથજી.
પાપીએ આવી દીઠી પ્રમદા; સાહ્યો તેનો હાથજી.
આલિંગન લેતાં પાપીને થયો વીર્યનો સ્રાવજી.
કૃત્યા ત્યારે વાણી બોલી, જોઈ મનનો ભાવજી.
'પાપી તું જ્યમ રૂદ્ર નહિ, ત્યમ હું નહિ રૂદ્રાણીજી.
જાલંધર તો અતિશે લાજ્યો, સાંભળી તેની વાણીજી.

---

## કડવું ૧૪

### રાગ ધ્વમાન

મન દાઝે તે પાપી કેરૂં; પાછો વળ્યો તેણિવારજી.
બીજી માયા રચીને આવ્યો, જ્યાં રણમાંહે ત્રિપુરારજી.
કરી કારમી એક પાર્વતી, કરમાંહે તે ઝાલીજી.
રૂદન કરતી લેઈને રામા, શિવ સામો ગયો ચાલીજી.
'મહાદેવજી, મુને મુકાવો, પીડે છે પાપિષ્ટજી.
કુંઅર ક્યાં ગયારે મારા, અતિશે વાહાલા ઇષ્ટજી ?
પિયુજી, મેહેલી ગયા એકલડી; પાપી આવ્યો ઘેરજી.
કૂડ કરી મુને લેઇ આવ્યો; મન રાખું શી પેરજી ?
પ્રાણવલ્લભ, મેં ક્યમ રહેવાએ રાક્ષસ કેરે હાથજી !

---

૧ સ. ઇચ્છા બાંધી. ૩ ક, ઉપાયું સારજી. ૪ ગ. કરતી આવી મરકલડાઅજી. ૫ ગ. આવી જેવું મન તેનું સાઅજી. ૬ ક. જોવા શીઘ્ર જાંહાં સાથજી. ૮ ક. આલીંગન દેતાં. ૯ ક. જોયો મનનો ભાવજી.

કૃપા કરી મુને મુકાવો વેગે, માહારા નાથજી.'
મહાદેવજીએ આયુધ નાંખ્યાં; 'યુદ્ધ કરૂં શે કામજી ?
પાર્વતી જો એણે લીધી, તો શું કરૂં સંગ્રામજી ?
શ્યામા વિના સંસાર તે સૂનો,' રૂદન કરે શિવ ખેવજી.
જાલંધર એણિપેરે બોલ્યો, 'સાંભળો, મહાદેવજી.
સ્ત્રીને કાજે શું રૂએ છે કાયરની પેરે, મૂઢજી ?
આ ઉતારી, લેરે કામિની, કામી વૃષભારૂઢજી.'
એવું કહીને નારી નાંખી; શિવે આયુધ ધર્યાં પાણજી.
ત્રિશૂળ ઉપરે પડી ત્યારે ગયા તેના પ્રાણજી.
આક્રંદ માંડયું અતિ ઘણું સ્વામી અશરણશર્ણજી.
'નારી પાખે હું શું જીવું ? કયમે નહિ મુને મર્ણજી.'
મૂર્છા ખાઈ પડયા ત્યાં પૃથ્વી. આવ્યા ઇંદ્રાદિક સર્વ સાથજી.
વીનતી વિવેક કરી ઉઠાડયા તત્ક્ષણ ચંડીનાથજી.
બ્રહ્મા કહે, 'એ માયા આસુરી; સ્વામી, થાઓ સાવધાનજી.
જગતમાતા કયમ સાહ્યાં જાએ ? હૈએ આણો શાનજી.'
કપટ જાણીને ક્રોધજ ચઢીઓ. ચાપ ચઢાવ્યું ચાંપીજી.
'એમ કીધું તો મારે હાથે મરશે તેહ પાપીજી.'

---

કડવું ૧૫
રાગ સામેરી

વૃષભ ચઢીને હર સાંચરે. અતિ મંડાણો સંગ્રામ રે.
ત્રિશૂળ પ્રહારે પાડીઆ રે બહુ યોધ તેણે ઠામ રે.
હોકાર ગાજે, વૃષભ રાજે, વાજે અતિ રણતુર રે.

---

૧. क. ख. કરી પ્રાક્રમ મુને. ૫ क દેવાધિદેવજી. ૭. ख. આત્મા તારી લેરે. ૧૩. ख. વશે વાયુ કરી ઉઠાડા. क. તાં તે નાથજી. ૧૫ क. વાહ્યાં જાએ. ૧૬. क. વેગે સાધૂ ચાપજી. ૨૨ क. હોકાર વાજે વૃષભ ગાજે રાજે.

મહાદેવ મારે, કોઈ ન વારે, ત્રાસ પામે અસુર રે.
બાણ વરસે, વીર તરસે, રૂધિર કર્દમ થાય રે.
ચામુંડા ચાલે, જોધ ઝાલે, વિડારીને ખાય રે.
જાલંધરે જાણી, બુધ્ય આણી, નવો કર્યો પ્રપંચ રે;
મહાદેવને મોહ પમાડવા માંડીઓ તવ સંચ રે:—
સપ્ત સ્વરે ગાંન નાટક માંડીયું તેણિ વાર રે.
સાંભળી મોહ પામીઆ તેણે સમે ત્રિપુરાર રે.
તાનમાંહે મગ્ન કીધા; નહિ દેહની સાન રે.
પાછે પગે છંડાવીયું પર્વતથી તે સ્થાન રે.
પૂંઠે જળ અર્ણવતણું, નાચતા ગયા મહાદેવ રે
ઉદકમાંહે પડયા ત્યારે બ્રહ્મા આવ્યા એવ રે.
પાણ સાહી કાઢીઆ, શિવ આણીઆ નિજ દેશ રે.
સાવધાન વળતા થઈ રહ્યા બ્રહ્માતણે ઉપદેશ રે.
એટલે આવી અસુરે મેલ્યાં બાણ, પંજર કીધ રે.
મધ્ય શંકર ઘાલીઆ તવ છેદ કરીને લીધ રે.
યુદ્ધ પુનરપિ માંડીયું; બાણ વાજે ઘાત રે.
અસુર ઠામ ઠામથી કરે છે ઉત્પાત રે.
રૂદ્રે રીસે મારીઆ રણમાંહે જેહ રે,
શુક્રાચાર્યે જીવાડીઆ તેને તો તતખેવ રે.
જીવતા થયા નીરખીઆ, મુઆ હુતા યોધ રે;
શુક્ર ઉપરે શંભુજીને ચઢીઓ અતિ ક્રોધ રે.
જટા ત્રોડી ઉપાઈ કૃત્યા ભયંકર એક નાર રે.
શુક્રને ગ્રહેવા ધશી ત્યારે થયો હાહાકાર રે.

---

૧. क. ख. પામે સુરરે. ૨. क. તીર તરસે. ग. વીર નાસે. क. કર્દમ છાપરે. ख. રૂધિર કર્મા થાય રે. ૮. ख. તાન માને. ૧૧ ग. ઉદધિ માંહે. ૧૮. ख. રણમાંહી જેહનો કાળ રે. ૧૯. ख. રણમાંહે તે તત્કાળ રે. ૨૩ क. કરે હાહાકાર રે. ख કરે મારામાર રે.

તાડ જંઘાએ ગ્રહી ભૃગુ રાખ્યા-ભર્ગમાં ગૂઢ રે.
રાક્ષસ ભક્ષ કીધા ઘણા, જે મહા બળીઆ પ્રૌઢ રે.
યુદ્ધ દારૂણ ત્યાં થયું; દેવ અંતરિક્ષ જોય રે.
એહ કથા એટલેથી રહી; સાંભળ, રાજા, સોય રે.
જ્યારે જાલંધરે કપટ કીધું ઉમયા છળવા કાજ રે,
નારદ કહે, હું હુતો પાસે ત્યારે તો, મહારાજ રે.
વળતો હું ગયો વેગેકરી હરિ ભણી તેણિ વાર રે.
પાર્વતી દૈત્યે ચૂકવ્યાં તે કહ્યો સમાચાર રે.
રીસ ભરી હરિ નીસર્યા, ગયા ગૌરી પાસ રે.
પાર્વતી એમ બોલીઆં, 'ક્યાં હતા, અવિનાશ રે?
દૈત્યે મુજશું કપટ કીધું, ન જાણો શે સ્વામ રે?'
વળતા હરિજી બોલીઆ, 'હવે, જુઓ મારાં કામ રે.
વાટ એણે દેખાડી છે. વૃંદા છે આવાસ રે;
જઇને છળ પાડું તેને, દૈત્યનો થાએ નાશ રે.'

---

## કડવું ૬૬

રાગ દેશાખ

એવું વચન કહી શ્રીહરિ જાલંધરપુર આવ્યા ફરી.
મંદિર બેઠી ભામિની, વિરહ જગાવ્યો અતિ કામિની.
ચંદન, ચંદ્ર, કુસુમ તન દહે, મલયાચલ પવન નવ સહે.
તાલાવેલી કરે અપાર; જાણે, કહીં દેખું ભરથાર!
'ધિક્! ધિક્ રે નારી તેહ, પિયુ વિના તો જીવે જેહ,'

---

૨ ख. મુંઢરે. ૭ क. મા આ પંક્તિ નથી. ૯ ख. ને ગયા હરિ કૈલાસ રે ૧૭ क. ख. જાલંધરપુર માયા કરી. ૧૯ ख. ચંદન કેસર કુસુમ મંન દહે. ૨૧ ख. ધીખ ધીખરે નારીનો દેહ પિયુ વિના ક્ષનુ ન જીવે જેહ.

સમરદૂતિકા તેહી પાસ; નયણે જળ, મેહલે નિઃશ્વાસ.
'બાઇ, તમે માહારૂં તન, પિયુને ચાલ્યે થયા બહુ દન.
વાગે મદનતણાં મુજ બાણ, તેણે મૂંજે માહારા પ્રાણ.
નાથ વિના જે રજની જાય, તે શું લેખામાંહી ગણાય?'
ચઢી માળીએ જુએ વાટ, 'હજી ન આવે પિયુ શા માટ?
વહાલાને શું પ્રીતજ નહિ, તેણે હું વીસારી સહી?
અંગ ગમે નહિ મુજ શણગાર, કુસુમસેજ લાગે અંગાર.
એક ઘડી યુગ સરખી થાય, જે મુજ વાહાલા વિણુ તો જાય.
કહો સખી કેમ જાએ યામિની?' એમ દુઃખે દિવસ નિગમે કામિની.
કાલાવાલા કરતાં સજ્જા ચઢી, ઢૂંદાને ત્યાં નિદ્રા પડી.
બ્રાહ્મ મુહૂર્તે લાધ્યું સ્વપ્ન; વિમાસે છે નારી મન;—
પાડે ચઢીઓ નગ્ન સ્વરૂપ, તેલે નાહ્યો દીઠો ભૂપ,
કોટે જાસુ કેરી માળ, દક્ષિણ દેશ ચાલ્યો તત્કાળ.
દેખિ વૃષ્ટિ વૈશ્વાનર તણી, પિયુ ચાલે છે યમપુર ભણી.
ઉદધિમાંહે બૂડે ગામ, શ્યામા ન દેખે રહેવા ઠામ.
આકુળ વ્યાકુળ થાએ જિહાં, એટલે કામિની જાગી તિહાં.
જુએ ત્યાં તો થયું પ્રભાત. સખી પ્રત્યે કહી સર્વ વાત.
તેડયા વિપ્ર, પૂછે વિચાર, 'સ્વપ્નાધ્યાયે જુઓ તે સાર.
કરો સ્નાન, કીજે હવન; વિષમ દીસે એહ સ્વપન.'
વાડવ કહે, 'બાઇ સાંભળ આપ. કીજે પુણ્ય. તો જાએ પાપ.
પુણ્યે ગ્રહ પાધરા થાય; પુણ્યે વિઘ્ન તે સઘળાં જાય.'
વિપ્રે વેદનું કીધું વિધાન; આપ્યાં બહુ વાડવને દાન

---

૬ ख. માયા નહી. ૯ આ પંક્તિના બે ભાગ મૂળમાં ઉલટા છે. ૧૦ क. ग. કાલાવાલા કરતાં ઘડી ૧૧ क. બ્રાહ્મી મુરતે ख. વિપરીત મુરતે. ૧૨ ख. મહિષે. ૧૩ ख. કોટે રૂદ્ર નમી. ग. જાસુસતણી. ૧૮ ग. સ્વપ્ન કેઈ કારણસાર. ૨૨ ख. કીધું ધ્યાન. ग. વિપ્ર વચને કીધા વિધાન.

કરી અભિષેક ને વળીઆ મુન્ય, તાલાવેલી થાએ તન.
સમરદૂતિકા તેડી સુંદરી, રથ બેઠી બાહર નીસરી.
ઉપવનમાંહે તે સંચરે; વેડે કુસુમ ને ક્રીડા કરે.
દુઃખ વીસારવા કાજ રમે, કામિનીને કાંઇએ નવ ગમે.
રથ બેઠી આઘાં જાય જ્યાંહ, એટલે મારગ ભૂલ્યાં ત્યાંહ.
જુએ તો મહા વન વિકરાળ! વૃક્ષ તણી વાધી છે જાળ.
રાક્ષસ બે દીઠા મહા ક્રૂર; અહેવાને તે ધશીઆ ભૂર.
રથ મેહેલીને નાઠી નાર, ત્યાં માયા માંડી જગદાધાર;
તાપસ રૂપ થયા જગતાત, વિદ્યાર્થી સાથે વિખ્યાત.
પર્ણકૂટિએ કરી આસન, જપ કરે મેલી લોચન.
નાઠી નારી આવી જેટલે, તાપસ તે દીઠો તેટલે.
'ત્રાહ! ત્રાહિ! રાખો, મુન્ય;' નેત્ર ઉઘાડયાં જગજીવન.
બળી ભસ્મ થયા તે બેહ–માયા હરિ દેખાડી એહ.
જઇ કામનીએ કીધો પ્રણામ, 'મહાનુભાવ દીસો છો, સ્યામ.
પાપી જે અમ પૂંઠે પળ્યા, તેહ તમારી દષ્ટે બળ્યા.
ત્રણ કાળનું તમને જ્ઞાન, મારો પિયુ મોટો રાજાન.
તે યુદ્ધ કરવા ગયો શિવને સાથ; કહોજી, કંહીએ આવશે નાથ.
તાપસ નવ બોલે નહિ જોય, ઉઠી કામિની, વળીઆં સોય.
નગરભણી જેટલે જાય, વળી પૂંઠે એક રાક્ષસ ધાય.
આઘેરાં નાઠાં અડવડી, જુએ તો આગળ તે મઢી.
ભયભીત તેણે સ્થાનક પળી, જુએ તો તે તાપસ વળી.
આવી કામિની તેને ચર્ણ, દાનવ દષ્ટે પામ્યો મર્ણ.
આશ્ચર્ય પામી મૃગલોચની, મહાનુભાવ કો દીસે મુનિ!

---

૩ क. વીણે કુસુમ. ૯ क. વિદ્યા રચી ત્યાંહાં. ख. વિદ્યારથી ત્યાંહાં. ૧૦ ग. વાળ્યું આસંન. ૧૧ क. તાપસજી દીઠા. ૨૨ ग. તેને શર્ણ. ૨૩ ख. કો દીસો.

આવ્યો મૃગ એક ચરતો તર્ણ, તાપસે ત્યાં ધોયા ચર્ણ.
કાદવમાં લોટયો કુરંગ, તત્ક્ષણ થયો સુવર્ણમય અંગ.
આવી મૃગલી, મૃગ તે ધસ્યો; નારીને મન સંદેહ વસ્યો.
મૃગલી કહે, 'નોહે ભરથાર'. નાઠી મૃગલી વનમોઝાર.
મૃગે ચિંતા માંડી બહુ, 'નહિ ઓળખે સ્વજન સહુ.
તો તો ધિક્ મારો અવતાર, જો નહિ કરે કો અંગીકાર.
હવે, જીવીને શું કરૂં ? તે માટે જ્યમત્યમ મરૂં.'
પર્વતશૃંગ ચઢી અડવડયો; ગયા પ્રાણ, મહી ઉપર પડયો.
આવી મૃગલી ઓળખ્યો કંથ. 'તાપસ માટે એનો અંત,
તો તાપસને દેઉં શાપ; તે તો જાણે મારો પ્રતાપ–
હેમ મૃગે હું મોહી જેમ, તારી સ્ત્રીને થાજો તેમ.
સુવર્ણમૃગ થઈને કોય તારી સ્ત્રીને હરજો સોય.'
કહે નારદ, સાંભળો, ભૂપ; તેણે મારિચે કીધું મૃગરૂપ.
તેહ શાપનું કારણ સહી–એણી પેરે રૂક્ષ વાણી કહી.

---

## કડવું ૧૭

### રાગ–દેશી ફેર.

માયા દેખી મોહી નારી મંન. 'મહાનુભાવ કો દીસે મુન્ય,
પૂર્ણ પુણ્યે જે દર્શન પામીઆં રે.

#### ઢાળ

પૂર્ણ પુણ્યે જે દર્શન પામી.' કર જોઠી કીધા પ્રણામ,
'કારણ રૂપ કો દીસો છો; સાંભળો, મારા શ્યામ.

---

૪ क–ख. મારો તો એ નહિ ભરથાર. ૫ ख. ચીમાસણ માંડી. ૧૨. ख. છલજો. कમાં આ પંક્તિ નથી. ૧૪ ख. ઋષિએ વાણી. ૧૮. क. પુણ્ય પોતે જ. ख. કુર પ્રણામ. ૨૧. क. કારણ મોટા. તમો મારા સ્યામ.

દુષ્ટે પાપી મર્ણું પામ્યા, કનક મૃગ થયો રેણુ;
પરીક્ષા જાણી સહી તમારી સત્યાર્થ અમો તેણ.
જાલંધર ભરથાર મારો ગયો છે કરવા યુદ્ધ,
કહોજી, કંહીંએ આવશે તેની મુજને શુદ્ધ ?'
નેત્ર તો ઉઘાડે નહિ, મુખ ન બોલે વાણ;
કાલાવાલા કરે કામિની જોડીને બે પાણ.
ત્યારે ગોવિંદજીએ સમર્યા જયવિજય બે દાસ;
વાનર રૂપે આવીઆ કરજોડીને તે પાસ.
ધર્ઘટ ને ઘંટાઘન તે બંહુકેરાં નામ.
શુદ્ધ લેવા મોકલ્યા, 'જોઈ આવો સંગ્રામ.'
એક મુહૂર્તમાં જઇને આવ્યા–માયા કરી જગદીશ;
જાલંધરને કર ગ્રહી લાવ્યા; એક ધડ, એક શીશ.
ધડશીશ આગળ મેલીઆં, વાનર કહે છે વચન,
'મહાદેવજીએ મારીઓ; અમે લેઈ આવ્યા તન.'
નારીએ નયણે નીરખીયું પિયુજીનું મરતક દેહ;
મૂર્છા ખાઇને તો પડી અવની ઉપર તેહ.
કમંડળથી જળ લેઈ તાપસે છાંટી નાર,
ઉઠીને બેઠી થઈ; દુઃખ મન આણે અપાર.

---

૨ કમાં 'સત્યાર્થ' શબ્દ નથી. ખ. અમો તેહ. ૩. ક ગયો છે તે યોધ. ૮. ખ. બેહુ જણ હરિ પાસ. ૯. ખ. ઘંટાઘોર ને ઘનાઘન. ૧૦. ક–ખ. શુદ્ધ જોવા. ૧૩. ગ. આગળ મેહેલીઆં ને મુખ કહે.

## કડવું ૧૮

રાગ ધન્યાશ્રી.

કરમાંહે તે મસ્તક લેઈને ઓળખીઓ ભરથાર જી.
ગાઢે રોવા લાગી કામિની, 'ધિક્ મારો અવતાર જી.
સુખની વેલાં દુઃખ તો આવ્યું, પાપ તણો નહિ પાર જી.
પિયુ પડયા, મુને મર્ણ ન આવ્યું, તો શેની સાધ્વી નાર જી?
પિયુડા મારા એમ કાં પોઢયા? ઉત્તર દ્યો એક વાર જી.
અબળા ઉપર રીસ શી એવડી, તેનો કહો વિસ્તાર જી. પિયુડા૦
ધ્રુવ પદ.
મુખ કમળ કાં કરમાણું, જે તેજ તણો અંબાર જી?
કોમળ અંગે કયમ સહ્યા ત્રિશળ તણા, પિયુ, પ્રહાર જી? પિયુડા૦
મારે કોય તે છે નહિ તમ વિના આધાર જી.
આણ તમારા ચર્ણકમળની, જો જીવું લગાર જી. પિયુડા૦
જો બોલો નહિ, મારા વાહાલા, તો પેસું વન્હિમોઝાર જી.
વાહાલા, પહેલું કૂડું કીધું, જે દૂભવ્યા ત્રિપુરાર જી. પિયુડા૦
પછે બીજે વરાંસો પડીઓ—પાર્વતી શું વિકાર જી.
માતપિતાને સ્થાન તમારે તે શું શો વ્યભિચાર જી? પિયુડા૦
જેવું સરજ્યું હોઆ તેવું થાઓ તો નિર્ધાર જી.

---

૪. ख. ગાઢે સાદે રોવા લાગી ધીખ ધીખ મુજ અવતાર જી. ૫. ग. આવ્યું પ્રાણ ન જાઓ પાપી જી. એ પંક્તિ પછી क–ख માં આ પંક્તિ વધારે છેઃ—એક નાથજી તમ વિના મારે સૂનો સકળ સંસાર જી. ૬. क–ख. તમે પડયા. क. ક્યાંહાની સાધવી. ख. શાની સાચી. ग. પિયુડા મુજને મર્ણું ન આવ્યું તો શેની સાધવી નારી જી. ૮. ख. કહો વિચાર જી. ૯ कમાં 'ધ્રુવપદ' નથી લખ્યું. ૧૨ कમાં આ પંક્તિ નથી. ૧૩ गમાં આ પંક્તિ નથી. ૧૫ क–ख. જે દુવ્યા. ૧૬. ग. પારવતી શું વિભીચારજી. ૧૭. ग. શો વિચાર જી. ૧૮. ख જેવું સરજૂં હોઆ તેવી બુદ્ધિ ઉપજે તેણીવાર જી.

શું કરૂં મારે હૈડે મેહેલ્યો વિરહ તણો અંગાર જી ? પિયુડા૦
હું તો સ્વપ્ન માંહે નથી ચૂકી મન માંહે લગાર જી;
તો શા માટે, વહાલા, તમને રણ માંહે થઈ હાર જી ? પિયુડા૦
શુક્રાચાર્ય ક્યાં ગયા, જે જીવાડે આ વાર જી ?
દીન દામણી હું થઈ છું, તમો કરો મારી સાર જી. પિયુડા૦
ક્ષણ એકમાં અકાજ થયા રે તમ વિણ મુજ શણગાર જી.
હવે, તાપસજી, તમે કરોને વેગે મારી વાહાર જી. પિયુડા૦
મારે લેખે આજ થયો છે સકળ વિશ્વસંહાર જી.
તમો તો મહાપુરૂષ દીસોછો મનમાંહે ઉદાર જી. પિયુડા૦
બેહુ જણાના પ્રાણ ઉગારો, એટલો કરો ઉપકાર જી'.:
ગદ્ગદ કંઠે દીન અતિ ભાખે, નયણે આંસુધાર જી. પિયુડા૦
તાપસ કહે છે, 'રહે રે રોતી. સાંભળ, કહું ઉપાય જી.
મહાદેવે કોપે માર્યો તે ક્યમ જીવતો થાય જી ? પિયુડા૦
તું ઉપર મને દયા આવે છે, વિરહ સહ્યો નવ જાય જી.
હવે તમે મંદિરે જાઓ લેઈને એ કાય જી. પિયુડા૦
શૈયા ઢાળી, ઉલટ અંગે હૃદેશું સેજો એહજી.'
શ્યામા ત્યારે અતિ સુખ પામી.જાણ્યું,જીવતો થાશે એહજી.પિયુડા૦
વચન સુણીને નારી હરખે તત્ક્ષણ ઉઠી બેહજી;
ઉપાડી વેગે લેઈ આવ્યાં મંદિરમાંહે દેહજી. પિયુડા૦

---

૧. ख. મેહેલ્યો વધ્ય રૂપ અંગાર જી. ૩. कમાં આ પંક્તિ નથી. ૬. ख. અકળાજ થયા રે. ૭ क–ख. વેગે અમારી સાર જી. ૯. ख. મનમાંહે ઉદાસજી. ૧૬. क. સજ્યા ઢાળી મહા મનોહર ઉલટ અંગ ન માયજી. ख. સજ્યા ઢાળી હૃદેશું લેજો ઉલટ અંગ ન માય જી. ग. શૈયા ઢાળી હૈયા શું ભીડી ઉલટ અંગ ન માય જી. ૧૭. આ પંક્તિ મૂળ ત્રણે પ્રતોમાં ચાર પંક્તિઓ પછી મૂકેલી છે.

મહા મનોહર શૈયા ઢાળી, પુષ્પ પાથરીઆં તેહજી.
હર્દે લઈને શયન કીધું, આણી અંતર નેહજી. પિયુડા૦
સુખે સુતાં નિદ્રા આવી વૃંદાને તેણે ઠામજી
કાંઈક જાગે, કાંઈક સ્વપ્ન જાણે; સંગે દેખે નિજ સ્વામજી, પિયુડા૦
ક્ષણએક માંહે તાપસ દેખે, મહા મનોહર સ્વામીજી.
ક્ષણ એકમાંહે ગોવિંદ દેખે ક્રીડા કરતા કામીજી. પિયુડા૦
વૃન્દાએ જાણ્યું, 'હું તો ચૂકી, ચળાયું મારૂં મનજી.
હરિ ધુતારાએ શું કીધું તાપસ થઈને મુન્યજી ? પિયુડા૦
આવીને તો હું છળ પાડી, જ્યમ બલિ છલ્યો વામનજી.
નિર્લજ કપટી, કાં હું વાહી તેં તો જગ જીવનજી ? પિયુડા૦
તે માટે તુંને શાપ દેઉછું; સાંભળ, મારૂં વચનજી.'
વૃન્દાએ પછી શાપજ દીધો, તે સાંભળો, રાજનજી. પિયુડા૦

---

## કડવું ૧૯

**રાગ વેરાડી.**

ક્રોધ ભરી બોલી કામિની; હરિને શાપ દીધો ભામિની,
'તાપસ રૂપ થઈને, મહારાજ, જ્યમ હું છલ પાડી તેં આજ,
ત્યમ તારી સ્ત્રીને કો ભૂપ હરીજાજો થઈ તાપસ રૂપ.'
કહે નારદ, સુણો રાજા ધર્મ, જોજો શાપ તણો તો મર્મ;
તેણે કારણ લંકાનો પતિ સીતા હરવાને થયો યતિ.

---

૧ क. ઢાળી તળાઈ અત્ય સારજી. ૩ ग. સેજ સુતાં. ૫ क–ख. ક્રીડા કરતો કાળજી. ૬ क–ख. મહામનોહર સ્વામીજી. આ પંક્તિ પછી મૂળ પ્રતોમાં નીચેની વધારે જણાય છે. સાવધાન થઈને વીમાસે વાત પડી વિરામજી. ૯–૧૦ આ પંક્તિઓ क માં ઉલટ ક્રમમાં છે. ૧૦ ख. નીલજ લંપટી જે તે મુહને વાહી. ૧૨ આ આ પંક્તિ क–ग માં નથી. ૧૫ આ પંક્તિ ख માં નથી.

સતી સાધ્વી કેરો શાપ સત્યારથ તે થાએ આપ.
વળી ક્રોધે કહે સુંદરી, 'સાંભળ, શાપ દઉં, શ્રીહરિ.
પ્રાણરહિત મસ્તક યથા હૃદે ધરાવ્યું મુજ સર્વથા;
તે માટે, તું સારંગપાણ, પૂજાજે થઇને પાષાણ.'
નારદ કહે, યુધિષ્ઠિર, કામ તેણે પૂજાએ શાલિગ્રામ.
વૃન્દાપ્રત્યે કહે હરિ, ભૂપ, 'જોરે હું પાષાણ સ્વરૂપ,
જો તારા મનમાંહે રીસ, તો વૃક્ષરૂપ તું મારે શીશ'
એવું કહીને શ્રીભગવાન તત્ક્ષણ થયા અંતર્ધાન.
વૃન્દા મન વિમાસે ઘણું, 'શીલવ્રત ભાગ્યું મુજતણું.
તેણે પાપે કરી નિર્ધાર મરણ પામશે મુજ ભરથાર.
તો હું છાંડું દેહ; ધિક ધિક જીવિતવ્ય એહ.
તે જીવ્યાપેં વારૂ મરણ; હવે હું જાઉં પાવકશરણ.'
ત્યાંથી વેગે સંચરી, યમુના તીરે તે પરવરી.
મધુવનમાં જઇને સાર ચિતા કીધી તેણે ઠાર.
હુતાશન મૂકે જેટલે, નારાયણ આવ્યા તેટલે.
'રહે, કામિની માગ્ય વરદાન', એણિ પેરે બોલ્યા શ્રીભગવાન.
ત્યારે વૃન્દા બોલી વાણ, 'શું વર માગું', સારંગપાણ ?
પરનારી લંપટ તું હજે, પરદારાને પ્રીતે ભજે.
પોળીઆ બે કરી વાનરતન જ્યમ મારૂં ચળાવ્યું મંન,
તે પોળીઆ રાક્ષસ અવતાર હરીજાશે તારી નાર.
એવા દુઃખમાં વાનર બેહ સાથી થાશે તારે તેહ.

---

૧ क થયો બાપ. ख થાએ બાપ. ૭ ख. તો વૃક્ષ થઈ ચઢજે. ૯ क. ख. ભાગ્યું આમતણું. ૧૨ क ग. જાઉં કોને શર્ણ. એ પંકિત પછી ख માં નીચેની વધારે છેઃ—એક મને વીમાશણ ઘણી શુધ નથી મુજ સ્વામીતણી. ૧૫ क. ख. હુતાશન મેલ્યો. ૧૬ ग. આપું વરદાન.

વિદ્યાર્થી કીધો જે શેષ, લઘુભ્રાત તે થાશે વેષ.'
એવાં કામિની કહી વચન દેહ બાળ્યો હુતાશન.
તેણે વિરહે દેવમોરાર તાપસ થઈ રહ્યા તેણે ઠાર.
ચિતાભસ્મતું લેપન કરે, વૃન્દાકેરૂં ધ્યાનજ ધરે.
સ્થિર થઈ રહ્યા તેણે ઠામ, જ્યાં છે વૃન્દાનું સ્મશાન.
તપ કરે બેઠા એકાંત, મનમાંહે નહિ ત્યાં શાન્ત.
હરિને વિરહ લાગ્યોં અતિઘણો કામિનીકેરા રૂપજતણો.
નારીએ દેહ તજ્યો જેણે ઠામ, તે કહીએ વૃન્દાવન નામ;
અતિશે તીરથ પાવન સહી. એ કથા એટલેથી રહી.

---

## કડવું ૨૦

રાગ આશાવરી.

નારદ વાણી ઊચરે, યુધિષ્ઠિર શ્રવણે ધરે,
તે યુદ્ધે કારણ જે થયું રે.

ઢાળ.

યુધ્ધે જે કારણ થયું તે સાંભળો વિસ્તાર.
વિષ્ણુ તાપસ રૂપ થઈને ચૂકવી વૃન્દા નાર.
સતીએ જ્યારે શીશ લીધું શૈયાએ હૃદયમોઝાર.
મહાદેવજીએ ત્રિશૂળ લેઇને દુષ્ટને કીધો પ્રહાર.
અંતરિક્ષ આવ્યા દેવતા, સ્તુતિ કરે વારોવાર,
'દીન જાણી દયા કીધી, સ્વામી શ્રી ત્રિપુરાર.

---

૧ ग. કીધો નીજ સાથ તે જાણે વિખ્યાત. ૩ ख. વિરહે દીનદયાળ. રહ્યા તતકાળ ૪ क. સ્મર્ણ ૭ ધરે. ૧૨ ख. નારદ-વાણી એમ ભણે. શ્રવણે સુણે. ૧૩ क. તે તણું કારણ. ૧૫ क તે તણું કારણ જે. ૧૭ क. લીધૂં હેજે હૈડા બાર.

સુદર્શન સંભારીએ, જેણે છે એનું મૃત્ય;
અવર આયુધતણું એને નહિ લાગે કૃત્ય.'
ચક્ર લેઈ પશુપતિએ મેહેલ્યું મન આણી રીસ;
પવન વેગે જઇ છેદ્યું જાલંધરનું શીશ.
નારદ કહે છે, ધર્મસુત, કારણ હુતાં જેહ,
નાશ સઘળાં પામીઆં રે, અંત આવ્યો તેહ;—
સાધ્વી તે સત્ય ચૂકી, વિષ્ણુ થયા વિપરીત,
શુક્ર ગ્રસ્યા રાક્ષસીએ, યુદ્ધ શિવશું કીધ.
પડ્યો પૃથ્વી જેટલે, થયો તે ગતપ્રાણ.
અમર સર્વ આનંદ પામ્યા; 'જય, જય', બોલે વાણ.
કુસુમવૃષ્ટિ કરે શિવ ઉપર, સ્તુતિ કરે વારોવાર.
દેવ સહુકો પામીઆ આપાપણા અધિકાર.
દૈત્ય સઘળે પડ્યો દીઠો જ્યારે નિજ સ્વામ,
ત્રાસ પામી ચહોદિશ નાઠા તજીને સંગ્રામ,
ગિરિ ગુફામાં કેટલા; એમ સેના નાસી જાય.
પાતાળે ગયા કેટલા જે મહાબળીઆ, રાય.
કેટલાએક ગયા ઉદધિમાં; પડ્યો ત્યાં અતિ ત્રાસ.
અમર સહુએ પામીઆ મનમાંહે ઉલ્લાસ.
વાજીંત્ર વાજે દેવનાં, વર્તે જય જયકાર.
અપ્સરા નાચે, ગાંધર્વ ગાએ, ઉત્સવ હોએ અપાર.

---

૧ મૂળ પ્રતોમાં સુદર્શન સંભારીયું—એમ છે. ૮ ख. શિવશું રીત. ૧૧ ख. કરે સર્વદેવ ૧૨ ख. નિર્ભય કરીને થાપીઆ અમર સર્વને એવ. ૧૩ ख. જાલંધર નીજ સ્વામી ૧૫–૧૬ આ પંક્તિઓ ग માં નથી. ૧૮ ख. મનમાંહે શોક કરીને સવાલે મેલી આશ. क. હોઅ અતી ઉછાહ. ૧૭–૧૮ આ પંક્તિઓ ग માં નથી.

નદી નિર્મળ વહેવા લાગી, શુભ વાયુ વાય.
પાવક તો અતિ પરજળે, આકાશ નિર્મળ થાય.

---

કડવું ૨૧

રાગ રામગ્રી

આનન્દ્યા સર્વ દેવજી, શંભુજીની કરે સેવજી;
દેવ સર્વ માગે પાયે પડીરે.

ઢાળ

માગે સર્વ પાયે પડી, 'કૃપા કરો, મહારાજ.
શુક્ર રાખ્યા રાક્ષસીએ તે દોહલા થાય છે આજ.
કૃપા કરી કઢાવીએ.' તવ શંભુ થયા રળીઆત.
કૃત્યાને તેડી કાઢીઆ જ્યાં ભૃગુ રહ્યાતા વિખ્યાત.
દેવ સર્વ, મહાદેવ, બ્રહ્મા નીસર્યા તત્કાળ.
જાલંધર પુરે આવીઆ; નવ દીઠા દીનદયાળ.
નારાયણસર ઉતર્યા જાણી પાવન ઠામ.
તીર્થ તેણે કીધું મજ્જન, પામીઆ વિશ્રામ.
રત્ન સઘળાં આણીઆં, આપાપણાં લીધ.
વૃક્ષ, ગજ, ગૌ, અપ્સરા, અમૃત–ઇન્દ્રને દીધ.
નગર અર્ણવ બોળીયું, રહ્યું સરોવર વારઃ
ભોમ રહી જે ચાખશે, તે ઉદ્ધરશે નિર્ધાર.
દેવ સર્વે વળવા લાગ્યા આપાપણે આવાસ,
રૂદ્રપ્રત્યે ઇન્દ્ર બોલ્યો, 'સાંભળો, શ્રી અવિનાશ.
દેવકાજ વિષ્ણુ ગયા છે. ચૂકવી તેની નાર.
વૈરાગ્ય ધરીને રહ્યા છે શ્મસાન તેણે ઠાર.

---

૨ ग. પાવક અતિતાં ઉજળું. ૭ क માં રાગનું નામ નથી. ૬–૮ क. ખેવ માગે ग. સેવેને માગે. ૯ क દોહલા થાશે. ૧૦ નું ઉત્તરાર્ધ અને ૧૧ નું પૂર્વાર્ધ क માં નથી. ૧૧ ख. કૃત્યાને કરી. ૧૯ क. તે ઉત્તસસે. ૨૧ ख. પાર્વતી એમ બોલી. ૨૩ ख. વેરાંગી થઇને.

ઉપાય કાંઈ એવો કરો, હરિજીનો જાએ શોક.
વિષ્ણુ વિના જો ઘેર જઈએ તો જીવિતવ્ય આપણું ફોક.'
ઈશ કહે છે, 'વીનવો જોગ માયા આજ.
ભગવતી જો કૃપા કરે, તો સરે તમારાં કાજ.'
દેવ સર્વે સ્તુતિ કરે, 'આઈ, કરે તું સંભાળ.
જગત માતા ઈશ્વરી, તમો કરો પ્રતિપાળ.
તમો સરજો, તમો પાળો, તમો કરો સંહાર.
આદ્ય, મધ્ય ને અંતે તું છે. ઉપાયો સંસાર.'
સ્તુતિ દેવની સાંભળી દેવી આવ્યાં આકાશ.
દેવની દૃષ્ટે પડ્યું અત્યંત તેજ પ્રકાશ.
તેજમાંહેથો શબ્દ પ્રગટ્યો, 'સાંભળો, સુરસાથ.
હું છું ત્રિગુણાત્મિકા; ત્રણ બીજ આપું હાથ.'

---

## કડવું ૨૨

રાગ મારૂ.

દેવી વાણી ઉચરે, અમર શ્રવણ ધરે,
'પેર કહું હરિજીને સંતોષવાને.

ઢાળ.

સંતોષવા શ્રી હરિને એમ કહું છું પ્રકાર—
એ બીજ ત્રણે વાવજો વિષ્ણુ છે તેણે ઠાર.
કાર્ય તમારૂં સિદ્ધ થાશે.' સાંભળી સઘળા દેવ

---

૩ ख. ઈન્દ્ર કહે છે. ૪ क. ભવાની જો. ૬. ख. તમે કરો તે સંભાળ. ग. અમો છું તમારાં બાળ. ૧૧ ख. સાંભળો સુરનાથ. ૧૨ क-ख. આપાં હાથ. ૧૪ क માં રાગનું નામ નથી. ૧૬ क-ख. પેર કરીને. ૨૦ ग. કાજતાં તમારૂં સીઝાસે સાંભળો.

બીજ લઇને આવીઆ મધુવનમાંહે એવ.
વૃન્દા સ્થાનક જેણે બંધી છે વાવીઆં લઈ તેહ.
ઉદય અંકુર પામીઆં સહુ દેખતાં અતિ જેહ.
સાવિત્રીથી પ્રગટ થઇ, તેનું ધાત્રી અભિધાન.
લક્ષ્મીથી તો માલતી અદ્‌ભુત તેણે સ્થાન.
પાર્વતીથી ઉપની તુલસી જેનું નામ,
વિષ્ણુને આગળ ધરી; સંતોષ્યા હરિ સ્વામ.
'દેવ સહુકો સાંભળો,' ભગવંત કહે વચન,
'મુને તો વાહાલું ઘણું છે એહ વૃન્દાવન.
સદા હું અહીંઆં રહું વાસે, તજું નહિ ક્ષણ માત્ર.
જે પ્રાણી અહીં આવશે, તેનાં પાવન થાશે ગાત્ર.
વૃન્દાએ જે રાખીયું અતુલ શીલ અપાર,
તે માટે તો નામ એનું તુલશી હશે સાર.
જે વન તુલશી વાવશે, તેને વૈકુંઠવાસ.
સદા હું રહું સહી તુળસી વનને પાસ.
વૃન્દાની છાયાએ બેસી શ્રાદ્ધ સારે જેહ,
પૂર્વજ તેના મુક્તિ પામે; તેમાં નહિ સંદેહ.
મર્ણુ કાળે મહા પાપી પામે તુલસી પાન,
વૈકુંઠ તે આવે સહી ચઢી દિવ્ય વિમાન.
મંદિર હોએ જેહને તુલસીવન વિશાળ,
યમ જોઇ નવ શકે તેના ઘરશું લગાર.

---

૪ ख. ધાતા તેથી જે ઉપજી ૫ ख. લક્ષ્મીનાથની માલતી. ૬ ग ગૌરીથી ઉપની. ૯ ख. વલ્લભ ઘણું છે. ग. મુજને તે વાહાલુ છે એ વૃન્દા કેરૂં વન. ૧૨. खमां આ પંક્તિ નથી. ૧૩. क. વૃન્દાએ જેણે રાખી અંકુર ૨૧. ख. તેહેને તો નહી હોએ જમનો ભય તત્કાળ.

કોટિ પૂજા પુષ્પની, એક તુલસી પત્ર;
સમતોલ તો આવે નહિ: સહી જાણજે અત્ર.
તુલસી કેરૂં પત્ર લેઈને અલ્પ આપે દાન,
કોટિ ઘણું તે ફળ પામે અશ્વમેધ સમાન.
તુલસી લેઈ હરિને સમર્પે સરે સઘળાં કર્મ.'
નારદજી યુધિષ્ઠિરને કહે છે, સાંભળ, રાજા મર્મ.
આખ્યાન જે કો સાંભળે નર ને વળી નાર,
વૈકુંઠ સર્વ આવશે નિશ્ચે તે નિર્ધાર.
જે નર ગાએ, સાંભળે, તેની પહોચે આશ.
બેહુ કર જોડી વીનવે ભાલણ પ્રભુ રઘુનાથ.

---

૧૬. ख. કોટપૂજા અન્ય પત્રની. ૧૭થી ૨૨ પંક્તિઓ ख-गમાં નથી પણ તેને બદલે બીજી ઘણી વધારે છે, જે માટે જુઓ પરિશિષ્ટ.

## ૩. શિવદાસકૃત.

### કડવું ૧

રાગ ગોડી.

પ્રથમે પ્રણમું આદ્ય અનંત; કૃપા કરો, શ્રીકમલાકંથ.
જશ આપો, ગણપતિ ગુણરાય; પ્રેમ ધરીને લાગું પાય.
પ્રથમે આરંભ કરતાં કામ, ગણપતિ, તાઈ સમરે નામ.
શુભ અર્થે તુને સમરે જ્યાં, સકળ કારજ સીધ પામે ત્યાં.
તે માટે મેં સમર્યો આજ; કૃપા કરો મુજને, ગણરાજ.
બ્રહ્માની તનયા સરસ્વતી, મુજ મુખ વાસ કરો એક રતી.
ચૌદ લોકમાં તારી ખ્યાત; અક્ષર સુધ આપો, મુજ માત.
શ્રીગુરૂચરણકમળ મન ધરી કથા કહું; જશ આપો હરિ.
શ્રી મહાભારત પરમ રસાળ, તેમાં શ્રી હરિવંશ વિશાળ.
તેમાં અનંત ગુણ ગોવિંદજીતણા, બહુ 'પ્રાક્રમ જેણે કીધાં ઘણાં.
એ કથા ભવસાગરનાવ સાંભળજો ચિત્ત આણી ભાવ—
નરકાસુરકેરૂં આખ્યાન, જે રણ માર્યો શ્રી ભગવાન.
પ્રશ્ન એક જન્મેજય કરે: વૈશંપાયન શ્રવણે ધરે,
'સ્વામી તમો મુંને કરૂણા કરી શ્રી મહાભારત કહ્યું વિસ્તરી.
તેમાં અનેક સુણિ હરિકથા, બાળચરિત્ર કર્યાં જે યથા—
કાલયવન, કંસ માર્યા હરિ, વાસી દ્વારિકા વેગે કરી,
જરાસંધ જીત્યો શિશુપાળ, રૂક્મિણીહરણ કર્યું ગોપાળ,
આઠ નાર હરિ પરણ્યા જેહ; પ્રાક્રમ સર્વ સુણ્યાં મેં તેહ.
એ કથા મેં શ્રવણે સુણી; વળી એક પૂછું તમભણી,

---

૬–૭–૮. ગમાં આ ત્રણ પંક્તિઓ નથી. ૯ ख. અધરતી. ग. ભગવતી. ૧૦ ग તારી સાખ. અક્ષર ભૂલિ ત્યાંહાં તું રાખ. ૧૨–૧૩ અને ૧૪–૧૫ એ પંક્તિઓનો ક્રમ क માં ઉલટ છે. ૨૦ થી ૨૨ પંક્તિઓ ग માં નથી.

કેમ નરકાસુર માર્યો હરિ? સોળ સહસ્ર કેમ કન્યા વરી?
નરકાસુર પાપી નિજ ઘેર સોળસહસ લાવ્યો શી પેર?
કોનો સુત એ બળીઓ બહુ? કહો, સ્વામી, મુને કારણ સહુ.
એવું સુણી બોલ્યા ઋષિભાણ, ભલુ પ્રશ્ન પૂછ્યું, રાજાન.
કૃષ્ણકથા સાંભળતાં એહ, મનવાંછિત ફળ પામે તેહ.
ગાતાં સુખ હરિ આપે આપ, ત્રણ પુરુષ થાએ નિષ્પાપ;
શ્રોતા, વક્તા, પૃચ્છક સોય, ત્રણને હરિપદ ગતિ હોય.
તે હું કૃષ્ણકથા કહું આજ; ચિત્ત ધરી સાંભળ, મહારાજ.
પદ્મપુરાણે કથા એ સાર, સાંભળો સહુ આણી ભાવ.
વૃન્દાપતિ જાલંધર જેહ, રુદ્રતેજથી પ્રગટયો તેહ.
જે પૂર્વે જાલંધર રાય, તે નરકાસુર પ્રગટયો કાય.
તે કથાનો કહું ઉપાય, વૈશંપાયન કહે, સુણ રાય.
કહે શિવદાસ આનંદે કરી, કૃપા કરો મુજને, શ્રીહરિ.

---

## કડવું ૨

રાગ ધન્યાશ્રી

વૈશંપાયન બોલીઆરે, સુણ, જન્મેજય રાય.
તેં પ્રશ્ન જે મુજને પુછીયું રે, તેનો કહું રે ઉપાય.
એ કથા શ્રીહરિવંશની રે, પદ્મપુરાણે જાણ.
ઉત્પત્તિ નરકાસુરતણી રે કહું, મન આનંદ આણ.

---

૧. ૨ પંક્તિઓ ग માં નથી, ૨. क. ख. પાપીને ઘેર. ૩, આ પંક્તિના પહેલાં ग માં નીચેની બે વધારે છેઃ—

વૃંદા ચરીત્ર જાલંધર જેહ રુદ્ર તેજથી પ્રગટો તેહ
તે શ્રીકૃષ્ણકથા કહું છું આજ ચંત્ત ધરી સાંભલ્યું મહારાજ.

૯. क–ख માં આ પંક્તિ નથી. ૧૦–૧૧ क–ख માં આ પંક્તિઓનો ક્રમ ઉલટ છે. गમાં ૧૧મી પંક્તિ નથી. ૧૦. ख–ग વૃન્દા ચરિત્ર-જાલંધર ૧૨. ग. તે કૃષ્ણકથા કહું આજ ચંતધરી સાંભળો મહારાજ. ૧૩. ग કહું કથા જરા આપો હરિ.

ઢાળ

આનંદશું, રાજા, સુણો. વિસ્તારી કહું તુંને આજ.
ઉત્પત્તિ નરકાસુર તણી, જે હણ્યો શ્રી મહારાજ.
તે પૂર્વે જાલંધર હતો મહારૂદ્રકેરૂં તેજ;
ગંગાસાગર ઉપન્યો બળવંત દાનવ એજ.
ત્યારે જન્મેજય વાણી વદે, 'કહો, વૈશંપાયન, વાત.
કેમ ગંગાસાગર ઉપન્યો બલવંત દાનવજાત ?
કેમ તેજ મૂકયું શંકરે ? કેમ પુરૂષ પ્રગટયો એહ ?
ઉત્પત્તિ જાલંધરતણી વિસ્તારી કહો મુંને તેહ.'
સુણ, રાય. સુરપતિ ગયો એકવાર ગિરિ કૈલાસ;
દર્શન કરવા રૂદ્રનું મન અમરપતિ ઉલ્લાસ.
તે નગરની શોભા ઘણી; ફળફુલ નાના ભાત,
બાવના ચંદન વાસ બહેકે, સુગંધ પારિજાત.
બહુ ગંગાજલ પાવન સરોવર, કમલ વિકાસમાન.
સુગંધ વાએ પવન શીતળ, શિખર શોભામાન.
પુરવિશે બહુને મુક્તામણિનાં તોરણ લહેકે જાણ.
ધજાપતાકા ફરફરે : શું કહું તેહ વખાણ ?
સુખવંત ત્યાં મહાદેવના ગણ વસે લોક અનંત;
ત્યાં ભય કશો કેને નહિ, કરે રાજ્ય ભગવંત.
ઇન્દ્ર ત્યાં આવ્યો સહી સુર સર્વ સાથે એવ.
તેણે સમે વિકાળ રૂપે હતા શ્રી મહાદેવ.
મુખ પીત, લોચન જાજ્વલે, શિરજટામાં જળપૂર.
મહા પ્રૌઢ પર્વત જશી કાયા, શ્યામતન, મન ક્રૂર.
એવું રૂપ રૂદ્રે ધર્યું લીલા; કો ન જાણે મર્મ.
તે તેજ ઇન્દ્રે ન જાણ્યું, ચિત્તવિશે પામ્યો ભર્મ.

૧ ગમાં 'ઢાળ' નથી. ૬ ગ. રાયિ જનમેજિયિ એમ ઉચરિ સુણુ વૈસંપાયેન વાત. ૭ ક. દાનવનાથ. ગ દીનાનાથ. ૨૫ ક. તે રૂપ. ગમાં આ પંક્તિ નથી.

'તું કોણ છે રે ભયંકર ? કહે, કવણ તારૂં નામ ?'
અભિમાન આણી ઈન્દ્ર બોલ્યો રુદ્રશું તેણે ઠામ.
રીસવશ બોલ્યા નહિ, ચિત્તવિશે રાખ્યું ધ્યાન;
અભિમાન મન જેને નથી, સર્વ ઊંચનીચ સમાન.
તે મર્મ ઇન્દ્રે ન જાણ્યો, ક્રોધે ચઢ્યો મતિમંદ;
એક વજ્ર માર્યું રુદ્રને અભિમાનથી મદઅંધ.
તે દુષ્ટને મનમાંહે જાણી કોપીઆ ભગવાન.
મહા ક્રોધથી કૃત્યા પ્રગટી અગ્નિતેજ સમાન.
તે કાળ સરખું રૂપ દેખી ઇન્દ્ર લાગ્યો પાય,
'અજ્ઞાનથી મેં ન જાણ્યું; મુંને ક્ષમા કર, શિવરાય.
અગ્નિજ્વાળા તેજ તારૂં પ્રગટ થયું છે આજ;
ત્રૈલોક્ય બળશે એહથી; તું રાખ, શ્રી મહારાજ.'
મહારુદ્ર કહે, 'મેં ક્રોધથી કૃત્યા પ્રગટી જેહ,
એને જે રાખી શકે એવો નથી કો તેહ.
તે માટે એ તેજ મારૂં લેઇ કરી, સુર રાય,
જઇ સમુદ્રમાં મેહેલો તમે, જેમ એ નિવારણ થાય.
અમરપતિ તે સાંભળીને લેઇ ગયો તતખેવ;
જઇ ગંગાસાગર વિશે મેહેલ્યું તેજબળ મહાદેવ.
તત્કાળ ગંગાસંગમે નર પ્રગટ થયો પ્રચંડ.
તેણે ગર્જના ગાઢે કરી, તવ ખળભળ્યું બ્રહ્માંડ.
અમરનર કંપ્યા ઘણું રવિ, ચંદ્ર, દશ દિક્‌પાળ.
બ્રહ્મસદન બ્રહ્મા તજી જોવા મળ્યા તત્કાળ.

---

૧ ख ત્યારે ઇશ કેહિ તું કોણ છિ અનિ કવણ. ૪ આ પંક્તિ પછી ग માં નીચેની વધારે છેઃ—કેવલ તાહી વ્યહિ રૂદ્ર તેહેનિ સર્વ કો છિ સામંન. ૧૧–૧૨ આ પંક્તિઓ ग માં નથી. ૧૨ ख તું ક્ષમા કર શીવરાય.

તે પુરુષ ત્યાં દષ્ટે પડયો, મહા રુદ્ર સરખો દેહ.
સમુદ્ર કહે, 'મુને કૃપા કીજે; પુત્ર મારો એહ.'
તે બાળ સુંદર દેખતાં ઉછંગ લીધો એવ.
તેણે રમતઆળે બ્રહ્માનું લેઈ કૂર્ચ ગ્રહ્યું તતખેવ.
તે બાળ કરથી ન મૂકે, વ્યાકુળ થયા બ્રહ્માય.
બે નેત્રથી ધારા છૂટે, કૂર્ચને પીડા થાય.
એવું બાલપ્રાક્રમ દીઠું, અગ્નિકેરી જ્વાળ;
બ્રહ્માએ તવ નામ પાડયું જાલંધર મહીપાળ.
'સુણ, સમુદ્ર. એ બળીઓ હશે, સત્ય માનજે અવશ્યમેવ.
ત્રૈલોક્ય વશ કરશે સહી, પણ મારશે મહાદેવ.'
એવો વર આપી બ્રહ્મા ગયા; નિર્ભય થયો તે જાણ.
પછે જાલંધર મોટો થયો, ત્રૈલોક્ય વરતી આણ.
કાલનેમિ દૈત્યને કન્યા હતી એક સાર,
તેનો જાલંધરશું કર્યો વિવાહ સતી વૃન્દા નાર.
મહા રુપ સુંદર મનોહર. પતિવ્રત પાળે તેહ,
જેના પુણ્યથી ભરથારનો નિર્ભય થયો દેહ.
તેણે અમર, નર, મુનિ, નાગ જીત્યાઃ વશ કર્યું સર્વે કોય.
આણ જાલંધરતણી ત્રૈલોક્ય વર્તી સોય.
પછે અમરહિતે નારદે તેને કહ્યો એક ઉપાય,
'મહાદેવ ઘેર એક નાર છે, તુજ સંગ શોભે, રાય.'
જાલંધર એવું સાંભળી થયો કપટરૂપે ત્યાંહ,
પણ પાર્વતી છળ નવ પડયાં, જેને સદાશિવ ચિત્તમાંહ.
પછે રુદ્રશું તેણે યુદ્ધ કર્યું કૈલાસમાં તેણી વાર.
સંગ્રામ કરતાં દુષ્ટ સાથે રુદ્ર પામ્યા હાર.

---

૪ ग. કૂંછ. ग ગુંછ. ग ઉર. ૬ ग પૂંછની પીડાએ
૨૩-૨૬ આ ચાર પંક્તિઓ ग માં નથી.

ઉથલો

રુદ્ર પામ્યા હાર; રાજા જાલંધર બળીઓ બહુ.
વળી ઇન્દ્રશું તેણે યુદ્ધ કર્યું, તે કથા માંડી કહું.

---

કડવું ૩

રાગ આંદોલ ગોડી

સ્વામી, એ જાલંધર રાજન રે અભિમાનથી કોને ચિત્ત નવ ગણે રે.
સભામાં બેઠો રાય, દાનવ બહુ સંગ રે, અંગ આનંદ અતિ ઘણો રે.

ઢાળ

આનન્દભર બેઠો સહી બળવંત સમુદ્રકુમાર.
બેહુ ગમ ઉભી ચમર ઢાળે અંગના અતિ સાર.
અર્ધાંગે વૃન્દા સુન્દરી મહા રૂપવંત વિશાળ;
જેમ દામિની તેમ દેહ ઝળકે, સાધ્વી વ્રતપાળ.
તે સભામાં પ્રધાન આદિ અસુર કરતા સેવ.
સહુ વાર્તા કરે પૂર્વની, જે દમ્યો સાગરદેવ.
ત્યારે કાળનેમ દૈત્ય કહે, 'પ્રભુ, અમર ધરતા ગર્વ;
રત્ન લીધાં આપણાં સાગર મથીને સર્વ.
વળી વસુધા લીધી કપટથી, રાહુનો કર્યો શિરચ્છેદ.
સહુ અમર અમૃત લેઈ ગયા તે કર્યો વિષ્ણુએ ભેદ.
આજ સબળ બળીઆ ઇન્દ્રને કરે વિષ્ણુ સહાય;
સંગ્રામ કરતાં દૈત્ય ભાગે, અમર જીતી જાય.'
જાલંધર એવું સાંભળી કોપે ચઢયો મહારાય.
'મારા પિતાને દુઃખ સબળ દીધું મથી પર્વતકાય,

---

૧. ખ માં 'વલણ' છે. ગમાં ઉથલો કે વલણ નથી. ૨–૩. ગ. રણ જાલંધર બળીઓ બહુ રૂદ્રશું જમ જુધ કર્યું તે કથા માંડીને કેહો. ૫ ખ. છંદોલ. ગ. અંદોલ. ૧૨. ખ. જેમ પદ્યની ૧૫–૧૬ તથા ૧૭–૧૮ એ પંક્તિઓના ક્રમ ગ માં ઉલટ છે.

તે વિષ્ણુ અમરસમેત મારૂં, યુદ્ધ કરી રણ આજ.
રીધ રત્ન લેઉં સર્વ મારાં', વદે દાનવ રાજ.
કાલનેમિ દૈત્યને આપી પછે આજ્ઞાય,
'જાઓ વહેલા સૈન્ય સાથે ઇન્દ્રના પુરમાંહ્ય.'
ઊંટ ખર કવચે ભર્યાં; દળ સકળ લીધું સંગ.
રાય જાલંધર પોતે ચઢ્યો ઇન્દ્રનો કરવા ભંગ.
વાજીંત્ર વાજે અતિ ઘણાં, બહુ ગડગડે નિશાન.
જઈ શંખ પૂર્યો સ્વર્ગમાં; થયું અમરપુર ભંગાણ.
પછે યુદ્ધ લાગ્યું દેવશું, બહુ દૈત્ય બળીયા કાય.
રણુ જાલંધરના મારથી સહુ અમર નાઠા જાય.
રાય જાલંધર આદિ દાનવ સબળ ધરતા ગર્વ.
એક સહસ્ર વર્ષ પર્યંત લડતાં દેવ લાગ્યા સર્વ.
તેનો તાત મચ્યાવતી લીધું અમર સાથે વેર.
જઈ સ્વર્ગમાં પોતે વશ્યો, રીધ સર્વ લાવ્યો ઘેર.
ત્યાં ઇન્દ્રબ્રહ્મા વિષ્ણુ આદિ સર્વ નાઠા એવ;
કૈલાસ જઈ પછે વીનવ્યા ઉમયાપતિ મહાદેવ.
ત્યાં સ્તુતિ કરી કરૂણાનિધે સહુ અમર રાખી પાસ,
'તમ વિના કોણ જાલંધરને હણે, શ્રી અવિનાશ?
બહુ અસુર રોહો દિશ પરવર્યા, તેણે સકળ લીધાં ધામ.
તે યુદ્ધ તો સબળું કરે છે રહી હિમાચલ ગિરિ ઠામ.

---

૫. ख. બહુ ઉંટ ખર નિ કવચ ભાર્યા. ग. બહુ ઉંટ કવચ ખચ્ચર ભરિઆં. ૧૦. क. રાય જાલંધરના. ૧૩. क. મારો તાત. ૧૪. આ પંક્તિ પછી कમાં નીચેની વધારે છેઃ—રત્નમણી કુંડળ અદીતીતણાં હુતાં જેહ. અહીરાવત સમેત વેગે સર્વ લીધાં તેહ. ૧૬. क. કૈલાસપતી પછે વીનવ્યા. ૧૭. ग. ત્યાહાંરિ રગન લોચંન કરીં કરૂણાનીધ. ख. કરૂણાનીધ હિરી અમર રાખો લાજ. ૧૮. ख. રણે સ્વામી આજ. ग. તમ વના મુદનિ કૂણ રાખિ આજ શ્રી મહારાજ.

અમો સહસ્ર વર્ષ સંગ્રામ કીધો; અસુર મહા બળવંત.
રણ જાલંધરથી અમો ભાગ્યા, પડ્યા દેવ અનંત.
એના શુક્રને વિદ્યા ઘણી, શબ પડ્યું ઉઠાડે ઘણું.
અસુરને ગુરૂ જીવાડે, હોએ દેવતાને મર્ણ.
ત્રૈલોક્ય તેણે વશ કીધું, દુઃખ સબળ પામ્યા આજ.
એ જાલંધર જે પેર મરે તે વિધિ રચો, મહારાજ.'
મહારૂદ્ર વળતું બોલીઆ, 'તમે કાં ન જાણો ભ્રાત ?
એની નાર વૃન્દા પતિવ્રતા ઘેર સાધ્વી શુભ જાત.
તેના પુણ્યથી એ નવ મરે, એવો પતિવ્રતાનો ધર્મ.
ઉપાય આપણે કીજીએ, ચાલો વળો, પરબ્રહ્મ.
પણ નથી વાહન મારે, યુદ્ધ શી પેર થાય ?
ત્યારે વિષ્ણુબ્રહ્મા વિમાસે, રથ પ્રગટ્યો ક્ષણ માંહ્ય.
પંચાસ કોટિ ધરા તણો રથ રચ્યો શ્રી મહાદેવ.
અશ્વ ચારે વેદ કરી રથ જોતર્યો તતખેવ.
રથ રાશ વાસુકિ નાગ બાંધ્યો, સારથિ બ્રહ્માય.
સેનાપતિ મહાદેવ કીધા, ચઢ્યા સુરની સહાય.
કર ત્રિશૂળ ગ્રહી મહાદેવ બેઠા, ધનુષ પણ વિશાળ.
શિર પાંચ મુખ, પંચાશ ભુજ, એવું રૂપ મહાવિકાળ.
ભૂષણ અંગ ભુજંગ બાંધ્યા, રૂંઢમાળા સંગ;
બેહુ ગમાં લેહકે જટા મોટી, મધ્ય શોભે ગંગ.
અનંત ગણ પુઠે ચઢ્યા મહાદેવના યુદ્ધ કાજ.
ત્યારે અમરને આશા થઈ, સહી રૂદ્ર જીતે આજ.
તેત્રીસ કોટિ અમર ચઢ્યા રણ, યુદ્ધ કરવા જાય;
મહારૂદ્રની પુંઠે ચડ્યા જીતવા દાનવ રાય.

---

૬. क-ग. હવે તમ વીના કોણ જાલંધરને હણે શ્રી મહારાજ. ૭. क-ग. ન જાણો નાથ. ૧૧–૧૪ ગમાં આ પંક્તિઓ નથી.

ઉથલો

જીતવા દાનવરાય રણમાં અમર સહુ ચાલ્યા સહી.
રામજન શિવદાસ કહે, પછે યુદ્ધ કેમ કીધું જઈ?

---

કડવું ૪

રાગ સામેરી

શ્રી શંકર બ્રહ્માહરિ ચાલ્યા રણ વેગે કરી,
મન ધરી જાલંધરને જીતવા રે.
સાથે દલ વંતર જક્ષ, ઇન્દ્ર અમર આદિ મુખ્ય,
જઇ શંખ પૂર્યો સાગરતટ રહી રે.

ઢાળ

શંખના નિર્ઘોષથી બ્રહ્માંડ ગાજ્યું કડકડી,
પાતાળપુર સહુ ખળભળ્યું, ત્રૈલોકયમાં પડછા પડી.
ત્યારે જાલંધરને જાણ થયું. તમે સાંભળો, મહારાજ—
વળી વિષ્ણુ બ્રહ્મા ઇન્દ્ર આવ્યા રૂદ્રને લેઇ આંજ.
એવું સાંભળી તત્કાળ ઉઠયો ધનુષ્ય ઝાલી હાથ.
પછે સાધ્વીની શીખ લેવા ભુવન આવ્યો નાથ.
'પ્રભુ અમર જીતી આવજો, વેગે કરી મહારાજ,'
આશીષ દીધી કંથને, 'પ્રભુ, જય હજો રણમાંહ્ય.'
એક પુષ્પમાળા કંઠથી આપી પછે તતખેવ.
'એ કરમાય ત્યારે જાણજો ભય ઉપન્યો અવશ્યમેવ.'
પ્રમદાની પ્રશંસા કરી રથ સાંચર્યો મહીપાળ.
રથ ચઢીને યુદ્ધ કરવા નીસર્યો તત્કાળ.

---

૩ ક્રમાં 'રામજન' નથી. ખ. પછે અમરને આશા થઈ. ગ. રાયજનમિજયિ સાંભળ્યું સહી. ૬. ખ. શ્રી શંકર બ્રહ્મા રથ ચઢી. ગ શ્રીશંકર બ્રહ્મા રીસિ ચાલ્યા. ૧૨. ગ. મૂર્છા પડી. ૧૮. ખ. રણ મહારાજ.

સમુદ્ર બહાર નીસરીને શંખ પૂર્યો એવ.
દેવદળ આવ્યું હતું ત્યાં જઇ રહ્યો અવશ્યમેવ.
વિષ્ણુ બ્રહ્મા પ્રત્યે રાજા હસી બોલ્યો વાણ,
'કઈ વાર મુજ ભય ગયા નાશી, હવે લેઈશ પ્રાણ.'
પરબ્રહ્મ કહે, 'રે દુર્મતિ, શું વચન બોલ્યો મુખ?
આટલા દિન છૂટી ગયો, પણ આજ પામીશ દુઃખ'
એવું સાંભળી કોપે ચઢ્યો બળવંત સમુદ્રકુમાર.
એકએક સુરપર બાણ દસદસ મુકીઆં તેણીવાર.
અમર અકળાયા ઘણું દોહો દિશ નાઠા જાય.
પછે રથ ચલાવી દુષ્ટ આવ્યો, જ્યાં હતા શિવરાય.
સંગ્રામ માંડ્યો રૂદ્રશું; મૂકે અનુપમ બાણ.
ત્યાં અસુરપતિના મારથી થયું અસુરદળ ભંગાણ.
એવું દેખતાં મહારૂદ્રને મન સબળ ચઢીઓ ક્રોધ;
કર ત્રિશૂળ ગ્રહીને રણ વિશે બહુ હણ્યા દાનવ જોધ.
પણ અસુર જે રણમાં પડે તેને જીવાડે અવિરાય;
શુક્રાચાર્ય ઉદક છાંટે, સર્વ બેઠા થાય.
મહારૂદ્ર કહે, 'રે દૈવ! મહા વિપરીત છે શું આજ?
મેં દૈત્ય માર્યા કેટલા, નથી નીઠતા, મહારાજ.'
પછે જ્ઞાનદષ્ટે વીમાસી એક કૃત્યા પ્રગટી ભાણ;
તે શુક્રને રણમાંથકી લેઇ હવી અંતર્ધાન.
પછે અસુર કો જીવે નહિ, રણ યુદ્ધ કરે મહારાજ.
દૈત્યદળ સઘળું પડે દેહપ્રાણ વિણ થઇ ત્યાજ્ય.
પણ જાલંધર બહુ યુદ્ધ કરે, રણ અમર પામે મર્ણ,
દોહો દિશ નાસે દેવતા, તે જુએ અશરણશર્ણ.

૬. क-ख. હું ઘણા દિન છૂટી ગયો. ૧૧ ख-ग. અન્યો-અન્ય બાણ.

ત્યાં ઇન્દ્ર રૂદ્ર ને વિષ્ણુ, બ્રહ્મા, વરૂણુ, યમ, દિક્પાળ,
જાલંધરથી સર્વ ભાગ્યા રણુ વિશે તત્કાળ.
બળ સબળ વાધે અસુરનું, જેમ ચઢે સાયરપૂર.
તેના મારથી નાસી ગયા પર્વતગુફામાં સુર.
રાય જાલંધર પૂંઠેથકી કરે શંખના નિર્ઘોખ.
હિમાચળ આવી ચઢયો. તેણે વશ કર્યું ત્રિલોક.
ગુફામાં સહુ દેવતા બેસી વીમાસે વાત,
ત્યારે રૂદ્રપ્રત્યે બોલીઆ જેની જગત લૌકિક ખ્યાત,
'કશી વિધ કરશો હવે ? દુઃખ સબળ પામ્યા આજ.
એ જાલંધર જે વિધ મરે, તે વિધ કરો, મહારાજ'
મહારૂદ્ર વળતું બોલીઆ, 'હું કહું સત્ય ઉપાય.
એની નાર વૃન્દા છળ પડે, તો રણુ માર્યો જાય.
તે પતિવ્રતાને પ્રાણુથેં વલ્લભ ઘણો છે એહ.
તેના પુણ્યથી ભરથારનો નિર્ભય કર્યો છે દેહ.
એ પાર્વતીકને પૂર્વે આવ્યો કપટ કરવા જાણ્;
ત્યાં યુદ્ધ મેં સબળ કર્યું, પણુ ન ચાલ્યું નિર્વાણુ.
જગદીશ વળતું બોલીઆ, 'તમે જાઓ રણુ; મહાદેવ.
પાતાળ જઈ એની નારને હું છળ કરું તતખેવ.
એણે પૂર્વે પાર્વતીકને છળ અર્થ કીધી પેર;
તો છળ કરું હું વૃન્દા સતી-હું આજ એને ઘેર.
એ સતીને સત્ય ચૂકવાનો દોષ નહિ મુજ આપ;
પ્રથમ જેણે કર્યું તેને તર્ત લાગ્યું પાપ.'

---

૧. ग. વરૂણુ દશ દીગપાળ. ૮. જે જગત લોકીકનાથ. ग માં આ પંક્તિ નથી. ૧૨. क મરે એ રણુ રાય. ख. તો મર્ણુ પામે રાય. ૧૩–૧૪. ग માં આ બે પંક્તિઓ નથી. ૧૮. क છળ કરું અવશ્યમેવ. ૧૯–૨૨. क માં આ ચાર પંક્તિઓ નથી. ग માં નીચે

એવું સાંભળીને રુદ્રબ્રહ્મા સાંચર્યા રણમાંહ્ય.
વળી દુષ્ટશું સંગ્રામ કીધો ગંધમાદન ત્યાંહ.
પરબ્રહ્મ ચાલ્યા ત્યાં થકી, રણમાંહે મૂક્યા ઈશ.
વૃન્દાસતી છળ પાડવાને સાંચર્યા જગદીશ.
રૂપ રાજાનું કરી હરિ પધાર્યા પુરપાસ.
જેણે વિધ આવે જાલંધર, તે વિધ કરી મહારાજ.

ઉથલો

તે વિધ ગયા અવિનાશ ઘરમાં, સતી રહી જ્યાં સુખભરી.
ઉપાય કોટિ કર્યા પ્રભુ, પણ સત્ય ન ચૂકી સુંદરી.

---

### કડવું ૫

રાગ વેરાડી

વિષ્ણુ રૂપ ધરી રાજાનું કર્યા કોટિ ઉપાય,
પણ સત્ય ન ચૂકે સાધવી, પતિવ્રતા જેની કાય.
મર્મ સર્વ જાણે તે નારી, 'મુજ પતિને મારવા,
રૂપ ધરીને દેવ આવશે મુજને છળ પાડવા.
સર્જે, પાળે અને સંહરે સકળ સૃષ્ટિનો સ્વામી,
તે કરશે તે કોણે નહિ ચાલે; ન ચૂકું સત્ય મોહ પામી.'
મનસા સિદ્ધ પતિને પરમેશ્વર જાણે વૃન્દા નારી,

---

પ્રમાણે છેઃ—જે પ્રથમ એણિ ઉપાય કીધો છલ્ય કર્યાનો જાણ, તો છળ કરી વૃન્દાસતી એહનિ મારવો નીવારણ. સતીનું સુખ મુકાવાનો દોષ નહિ મુહનિ આપ, એણિ દુષ્ટ કપટ કીધૂં સ્ત્રી છલાનો નહી પાપ. ૮. ગ રૂપ ધરૂ અવિનાશરે સતી જાણ ઉભી રહી. ૧૧. ગ માં રાગ ધાન્યાશ્રી લખ્યો છે અને દરેક પંક્તિના અંતે 'જી' વધારે છે. ૧૬–૧૭. આ બે પંક્તિઓ ગ માં નથી. ૧૮. આ અને તેની પછીની ત્રણ પંક્તિઓ ગ માં નથી, પણ તેને બદલે નીચેની બે છેઃ—એહવુ ચંત અબલાનૂં જાણી વિષ્ણુ વાત વીચારી જી, આજ ઉપાયિ કરૂં વળી બીજો સત્ય ચૂકે એ નારીજી.

એવું મન સ્થિર તેનું જાણી હરિએ વાત વિચારી.
'આજ ઉપાય કરું વળી બીજો, જેમ અબળા સત્ય ચૂકે;
માયા મારી પ્રગટ કરું, જેમ વૃન્દા સત્યને મૂકે.'
એવું મન વિચારી વિઠ્ઠલ રૂપ ધર્યું મહા જોગી.
બારગ વિશે જઇ બેઠા દિગંબર સર્વ સૃષ્ટિના ભોગી.
પાસે એક પિશાચ પ્રગટ્યો, દ્રુમલતાને વળગ્યો.
સમીપે મૃગ એક બે મોઢાનો અંગ વિચિત્રે અળગો.
અબળા ચિત્ત પ્રવેશ કરીને માયા મન ઉપાયું,
"ઘણા દિવસ થયાં પિયુ નહિ આવ્યો હું રણ જોવા જાઉં".
એવું વિચારી વૃન્દા નારી રથ બેઠી તેણીવાર.
આયુધ સકળ ધર્યાં રથ ઉપર, સંગ સખી બે ચાર.
રથ બેશી મનમાં વિમાસે, 'માર્યો હશે જો રાય,
તો હું ધનુષ ધરી સર્વ સુરને આજ હણું રણમાંય.'
એવું વિચારી મારગ જાએ નિશાસમે તે નારી.
મહાવનમાં આવી જ્યાં બેઠા જોગી દેવમુરારિ.
મૃગપિશાચ પડયા ત્યાં દષ્ટે વિકટ રૂપ વિકાળ.
અબળા દેખી ઉપર ધાયા ઉધરકી તતકાળ.
મહાપુરુષે હાક્યા તે પાપી, ભસ્મ થયા બેઉ જોતાં.
દેઈ પ્રદક્ષિણા ચરણે લાગી જાલંધરની સહોદા.
પૂછે ઋષિ, 'તમો ક્યાંથી આવ્યાં આ વનમધ્યે આજ?
ક્યાં જાશો? સાચું કહો અબળા,' પૂછે ઋષિ મહારાજ.
સતી વદે, 'સાંભળ રે, સ્વામી, હું જાલંધર નાર.
દેવ સાથે સંગ્રામ કરવા પિયુ ગયો નિર્ધાર.
ઘણા દિવસ થયાં શે નવ આવ્યો, જોવા જાઉં આજ.'
એવું સુણી સિર ધુણ્યું; સતીશું બોલ્યા શ્રી મહારાજ,

---

૪. ગ નગર બહાર આવીને વીઠલ. ૮ ગ. ચીત પરવશ કરીને. ૧૯ ક જાલંધરની શોહોતા. ક સ્તેતા. ગ. હોતા.

'તે ત્યાં કારણ વડું રે અબળા; દેવ હણ્યો રાજાન.'
તત્ક્ષણ એક રચી ત્યાં માયા કપટ રૂપ ભગવાન.
રૂપ રાય જાલંધર સરખું; છેદ્યું ધડ શીશ.
સેવક તે કલેવર લાવ્યા જ્યાં વૃન્દા જગદીશ.
વિપરીત દેખી વૃન્દા બોલી, 'કવણ તમો, રે ભાઈ?'
રાણી દેખી અનુચર તત્ક્ષણ ચરણે લાગ્યા ધાઈ.
'અરે બાઇ, તમો આ વન કયાંથી? દેવે હણ્યો તમ રાય.
તે શબ લેઇ અમો રણ ભાગ્યા, દહન કરેવા કાય.
દૈત્ય અનેક પડયા રણ બીજા, દેવે કર્યું કલ્પાંત.'
એવું વચન સાંભળતાં વૃન્દા થઇ તવ મૂર્છાવંત.

ઢયલો

થઇ તવ મૂર્છાવંત વૃન્દા; સબળ દુઃખ પામી સુંદરી.
શિવદાસ કેહે, શબ ઓળખ્યું, પણ વિષ્ણુમાયા નવ લહી.

---

## કડવું ૬

રાગ સોરઠી

પિયુ પડયો દેખીને વૃન્દા કરે મહા વિલાપ.
મસ્તક લેઇ પિયુનું ઉછંગે કરે રૂદન રહી આપ,
'માહારા સ્વામીરે, એમ ન કીજે આજ.
સાવધાન શે ન થાઓ દેવ શું યુદ્ધ કરવાને કાજ?' મારા૦
પગથી શીશ લગી સર્વ નીરખ્યું, દીઠાં સહુ એંધાણ.
તવ ચિત્તમાં જાણ્યું, 'પતિ મારો માર્યો નિર્વાણ. મારા૦
મુજ વાચા મિથ્યા નવ થાએ; સત્ય ન મૂકયું કાય,

---

૧ ग. કિહિ તતખેવ શીશ ધુણ્યું સતીશું બોલ્યા રૂખી મહારાજજી એ કારણ જીકું રે અબળા દેવ હણ્યો મહારાજજી. ૨–૩ ग માં આ પંક્તિઓ નથી. અને क–ख માં તે ઉલટ ક્રમે છે. ૨૦ ख–ग. મુખ નીરખુ.

તો કેમ પિયુડો વણુ પામે ?–વાત વિરમે થાય! મારા૦
વેદ વચન મિથ્યા મેં માન્યાં મહાપાપી, મહારાજ;
હું પતિવ્રતા પહેલો પતિ મારો પ્રાણ તજે કેમ આજ ? મારા૦
પતિવ્રતાનો પુરુષ ન વણસે, બોલે વેદ પુરાણ;
તે મુજ પહેલો કંથ પડ્યો, હવે કાઢું માહારા પ્રાણ. મારા૦
હવે વિલંબ થાએ; દેહ શીઘ્રે તજું મળવા પતિ સંગાથ.'
કેશપાશ બાંધ્યો કંઠે, તવ વારે વૈકુંઠનાથ. મારા૦
કહે જોગેશ્વર, 'સાંભળ, વૃન્દા એ ગતિ સહુને હોય.
દેવે સરજ્યાં તે તો મરશે; અમર નથી નર કોય.' મારા૦
ત્યારે સતી વદે, 'તું સત્ય રૂપ કો મહાનુભાવ કહેવાય.
તુજ વાચા મિથ્યા નવ થાએ, સજીવ કરો મુજ રાય.' મારા૦
એવું સુણી દિગંબર બોલ્યા, 'પતિવ્રતા તુજ કાજ,
કદાચ તારા પુણ્યથી જીવે, કરૂં ઉપાય હું આજ. મારા૦
પણ તું નેત્ર મ જોઈશ, વૃન્દા, મૂક અળગું શબ એહ.'
આપે હરિ શબરૂપ હતા તે થયા જાલંધર દેહ. મારા૦
વૈશંપાયન એણિપેરે બોલ્યા, સુણ જન્મેજય રાય.
સજીવ થયો પતિ જાણી, વૃન્દા ઉલટ અંગ ન માય. મારા૦
પણ તે મર્મ ન જાણે નારી; જાણ્યું, જીવ્યો નાથ.
તત્ક્ષણ પતિને ચરણે લાગી; કુશળક્ષેમ કહી વાત. મારા૦
તે વન રાત રહ્યાં નરનારી. છલ પાડી હરિ જેહ,

---

૧ આ પંક્તિ પછી ख–ग માં નીચેની વધારે છેઃ—
મુજને કહ્યા વીના કદી સ્વામી નવ જાતા નીરધાર.
તો હું આજ નીરાશ કરીરે કવણ અપરાધે નાર,

૨ ख–ग દેવવચન. ૯. આ પંક્તિ પછી ख–ग માં કડવું 'જૂદું' પાડ્યું છે અને ख માં રાગનું નામ ધન્યાશ્રી લખી દરેક પંક્તિના અંતે 'જી' વધાર્યો છે. અને ૧૬–૧૭ અને ૧૮–૧૯ એ પંક્તિઓનો ક્રમ ख માં ઉલટ છે.

કીડા કરે મનગમતી વૃન્દા, ભેદ ન જાણે તેહ. મારા૦
મહા દુઃખથી સુખ પામી શ્યામા, નવ લહી ગત્ય ભગવાન.
ભોગ સકળ કરતાં વૃન્દાને ચિત્ત ઉપન્યું પછે જ્ઞાન, મારા૦
'એ જાલંધરવીર્ય નહિ; હરિહર વિના ન કોય.
અમરભોગે વિના પુરુષ નહિ; એ પતિ મારો નહોય.' મારા૦
કપટ ચિત્ત ભાસ્યું તવ ઉઠી, વ્યગ્ર થયો સર્વદેહ,
'મુજને છળ પાડી સહી દેવે; કારણરૂપ કો એહ.' મારા૦
શાપ દેવા શ્યામા થઇ તત્પર, તવ ધ્રૂજ્યા જગદીશ.
રૂપ ચતુર્ભુજ, મેઘશ્યામ તન, મુગટ મનોહર શીશ, મારા૦
શંખ, ચક્ર, ગદા ને પંકજ, કૌસ્તુભ કંઠે વિશાળ:
આદ્ય રૂપ દેખીને વૃન્દા લાજી મન તત્કાળ. મારા૦
અહિં વૃન્દા છળ પાડી વિષ્ણુ, રૂદ્રે હણ્યો રાય.
દેવતણાં દુંદુભિ ત્યાં વાગ્યાં, પુષ્પ વૃષ્ટિ બહુ થાય. મારા૦
સતીએ તવ જાણ્યું, 'પતિ મારો હવે ન જીવે આજ.'
મૂર્છા થઈ વૃન્દાને, ત્યારે વ્યગ્ર થયા મહારાજ. મારા૦
સમીપે જઈ કરુણાજળ સિંચી, ઉઠાડી ગ્રહી પ્રાણ.
સાવધાન થઈ વૃન્દા બોલી, 'સાંભળ, નિર્દય નારાણ. મારા૦

ઉથલો

સુણ, નિર્દય નારાણ, તુજને શાપ વચન બોલું અહીં.'
ક્રોધ પ્રગટ્યો સબળ અબળા, ચિત્ત વિશે વ્યાકુળ થઈ.

---

## કડવું ૭

રાગ પરજીઓ.

વૃન્દા દુઃખ ધરે રે, 'મારૂં સત્યવ્રત ગયું આજ રે;
મેં પાપણીએ નવ લહ્યું, એ કપટ ગયા મહારાજ રે.' વૃન્દા૦

---

૧૦ क. કંઠે હાર. ख. મુગટ મનોહર વિશાળ. ૧૫ ग તાહારે વીમાસે મહારાજ.

ક્રોધ પ્રગટ્યો સબળ તેને, રોમાંચિત થઈ કાય રે.
એવું દેખતાં જગદીશને મન સબળ ચિંતા થાય રે. વૃન્દા૦
'એના અંગથી રખે અગ્નિ પ્રગટે', વીમાસે હરિ આપ રે.
'એનો ક્રોધ સમે શી પેરે? મેં ફોગટ કર્યું પાપ રે. વૃન્દા૦
મુજને શાપ દે તો અતિ ભલું, નહિ તો મોટી ઘાત રે.
એના સત્યથી ત્રૈલોક્ય બળશે, થાશે મહા ઉત્પાત રે'. વૃન્દા૦
તેને નેત્રથી જળધારા છૂટે, કંઠ ગદગદ થાય રે.
મુખ બોલવાની ગત ટળી, ચિત્તભ્રમ થઈ સર્વ કાય રે. વૃન્દા૦
રીસવશ બોલી તદા, 'તું સાંભળ, શ્રી પરબ્રહ્મ રે.
મુને વણ અપરાધે કાં દમી? પાપી તણું એ કર્મ રે. વૃન્દા૦
તુંને સત્ય સદા વહાલું સહી, એમ નિગમ બોલે ન્યાય રે,
પણ અસત્યનો તું અંગીકૃત મેં લહ્યો, વૈકુંઠરાય રે. વૃન્દા૦
ભક્તવત્સલ બિરદ તારૂં જગતમધ્યે આજ રે,
તે તો તારૂં ગયું, વિઠ્ઠલા, એ કર્મથી, મહારાજ રે. વૃન્દા૦
એ કારણથી હરિ તુજને અપકીર્તિ ત્રૈલોક્ય રે.
હું પતિવ્રતાને ચૂકવી, મારો કંથ માર્યો ફોક રે. વૃન્દા૦
હું બાળીને ભસ્મ કરૂં, જો અવર પુરૂષ હોય રે.
જેમ આજ વિજોગ મુને પડ્યો, તેમ તુજને સોય રે. વૃન્દા૦
જેમ જોગી મૃગ પિશાચથી હું મોહ પમાડી આજ રે,
તેમ તુંને સઘળા થકી વન દુઃખ પડો, મહારાજ રે.' વૃન્દા૦
એવો શાપ શ્રવણે સાંભળી મુખ વદે વૈકુંઠનાથ રે,
'પ્રથમ છળ કરવા ગયો તારો કંથ ઉમયા સાથ રે; વૃન્દા૦

---

૧. ख. તેહનિ નિત્રંથી જલ્યધારા છૂટિ દુઃખ સહુ નર જાઇરિ. ૮ થી ૧૩ આ ૭ પંક્તિઓ ग માં નથી. ૧૫–૧૬. ख. હરિ તુજ સરખો પાપી નહી કો જગતમધિ આજ રે! કીરત તાહારી જિ રિતિ મિથ્યા શ્રી મહારાજ રે. ૧૯–૨૦. ग માં આ પંક્તિઓ નથી.

તે માટે તુજને છળીઃ એ દોષ નહિ મુજ આપરે.
પ્રથમ જેણે કર્યું તેને તરત લાગ્યું પાપ રે. વૃન્દા૦
મેં કારજ કીધું દેવનું; રણ હણ્યો રૂદ્રે તેહ રે.
હવે માગ્ય વર, અપરાધ મારો ક્ષમા કરજે તેહ રે. વૃન્દા૦

ઢાળ

ક્ષમા કરજે તેહ, વૃન્દા,' એમ વિનય કરતા શ્રીહરિ.
શિવદાસ કહે, પછી વિષ્ણુ પ્રત્યે વદે વૃન્દા સુન્દરી.

---

### કડવું ૮

રાગ; મલ્હાર.

એવાં વિષ્ણુનાં વાયક સાંભળી વૃન્દા કહે, 'સુણ, મહારાજ રે.
મુને વાહીને વર આપો હવે ઓશીકળ થાવા કાજ રે.
મેં કઠણ વચન તમને કહ્યાં મહા ક્રોધથી જેહ રે,
અપરાધ રખે તમો મન ગણો; મારો પતિવ્રતાનો દેહ રે.
જે અબળા પતિવ્રત આચરે, તે તમ પામવા કાજ રે;
તે વ્રતપુણ્ય મુજને ફળ્યું, જે હું તુજને પામી આજ રે.
અમો અસુર જાત પાપી ઘણું, કાંઈ ધર્મ ન જાણું વાત રે;
તે અમ કુળ પાવન કર્યું, અર્ધાગ ધરી મુને, નાથ રે.
હવે પતિ મારાને ઉદ્ધારો વૈકુંઠવિશે, મહારાજ રે;
હું વર માગું સ્થિર કરી મન; ઇચ્છા મારે આજ રે.'
'સુણ, વૃન્દા. હું મૃત્યલોકમાં અવતાર ધરીશ તુજ કામ રે.
મુજ હાથે એનો વધ કરી, પછી આપીશ મારૂં ધામ રે.
ત્યાં લગી મારા તેજમાં જાલંધર રાખ્યો જાણ રે.

---

૧. क. એ દોષ મુજને આપરે. ૧-૨. આ પંક્તિઓ ग માં નથી. ૧૪ થી ૧૭ આ પંક્તિઓ ग માં નથી, પણ તેને બદલે નીચેની બે છેઃ—હવે આપો મુને વિઠ્ઠલા હું સદા તમારી દાસ રે! તુજ થકી ક્ષણુ અલગી નહી અરધંગ્ય રહુ અવીનાશ રે. ૧૭. ख. ધરી મુજ નીતરે. ૨૧. क. ૫૬ -આપીશ વૈકુંઠધામ રે. ૨૨. ग. તેજમાં તાહારો પિયુ નિશ્ચલ જાણ રે.

નરકાસુર ચઇ મૃત્યુલોકમાં અવતરશે નિર્વાચ્યુ રે.
હું કૃષ્ણ અવતારે યુદ્ધ કરી પદ આપીશ મારૂં જેહ રે,
પણ હું તુજથી અળગો નહિઃ સત્ય માને, વૃન્દા, એહ રે.
ત્રૈલોક્ય વિશે તુને પૂજશે, તુલસીવન ધરશે નામ રે.
અંતકાળે તારા પત્રથી-જન પામશે વૈકુંઠ ઠામ રે.
એવું કહી કરૂણાનિધિ વૃન્દા લીધી ઉછંગ રે.
જ્યાં જાલંધર રણમાં પડયો, સૌ આવ્યા તેને સંગ રે.
ત્યાં દેવે સ્તુતિ કીધી ઘણી વૃન્દાની તેણી વાર રે,
'ધન્ય! સતી શિરોમણિ સાધ્વી ત્રૈલોક્ય વિશે તું નાર રે.
પછે વૃન્દાએ ત્યાં અંગથી હુતાશ પ્રગટયો ખેવ રે.
પોતાના પતિ સાથે બળી; પદ પામી વૈકુંઠ એવ રે.
તેના વિરહ થકી તેની રાખમાં લોટયા શ્રી રણછોડ રે.
તાક્ષણ લતા ત્રણ પ્રગટી, માંહે તુલસી કેરો છોડ રે.
'માલતી, આંમળા, હરિલતા, એ ત્રણે વૃન્દા રૂપ રે.
હું એ વનમાં વસું સદા,' એમ બોલ્યા વૈકુંઠ-ભૂપ રે,
ત્યારે બ્રહ્મા ઇન્દ્ર વદે તદા, 'વર એહ અમારો મુખ્ય રે.
અમો એ તુલસી પૂજ્યા થકી મનવાંછિત આપીશું સુખ રે
એવું કહીને નાથજી તવ હવા અંતર્ધાન રે,
જગત વિશે નિજ દાસને ઉપદેશ કર્યો ભગવાન રે.
પછે ઇન્દ્ર અમરપુર જઈ રહ્યા, મહાદેવ ગયા કૈલાસ રે,
બ્રહ્મા બ્રહ્મપુરી ગયા, હરિ રહ્યા વૃન્દા પાસ રે.

---

૫. ग પામશિ મારૂં ધામ રે. ૧૧. क—ख. વૈકુંઠદેવ રે. ૧૫. ग. બોલ્યા સત્ય સ્વરૂપ રે. આ પંક્તિ પછી गમાં નીચેની બે વધારે છેઃ—

એ ત્રણ્ય લતા જે પુજાસે વીશ્વાસ આણી નર નાર્ય રે.
તેહને માહારૂં પદ આપૂ એમ બોલ્યા અવિનાશ રે.

૨૧ ख. વૃન્દાજી રહ્યાં હરી પાસે રે. ग. વૃન્દા જઈ રહી હરી પાસ રે.

ઉથલો

હરિ રહ્યા વૃન્દાની પાસ વાસે; વિષ્ણુને વાહાલી ઘણી.
શિવદાસ કહે, હવે કહું કથા ઉત્પત્ય નરકાસુર તણી.

---

કડવું ૯

રાગ રામગ્રી

ઋષિજી બોલ્યા, સુણ, રાજાન જી,
વૃન્દા પામી પદ નિર્વાણ જી.
ત્યારે પછે કહું ઉપાય જી,
નરકાસુર તે પ્રગટ્યો રાય જી.

ઢાળ

પ્રગટ્યો પતિ વૃન્દા તણો, તે કહું માંડી વાત.
પૃથ્વી વિશે સુર સર્વને કરે રાષ્ટ બહુઘાતાત.
દૈત્ય એક હિરણ્યાક્ષ રાક્ષસ પ્રગટ્યો; સુણ, રાય.
બળવંત મહા પ્રચંડ પાપી, સબળ મોટી કાય.
ત્રૈલોક્ય તેણે વશ કર્યું સુર સર્વશું દિક્પાળ.
સૃષ્ટિ સર્વ સમેત પૃથ્વી લેઈ ગયો પાતાળ.
ત્યારે વિરંચિ વ્યાકુળ થયા; કર્યું સ્તવન શ્રી જગદીશ.
તવ નાસિકાથી પ્રગટ થયા હરિરૂપ વરાહ ઈશ.
તેના પાદાંબુજ નખ તીખધારા, વદન મહા વિકાળ.
મુખ દાઢ વચ્ચે રસના લવે, તન શ્યામ શોભિત વાળ.

---

૨. ख-ग. વૃન્દા રહી હરી પાસ. ૬. ग. શુકજી કહે સુણો પ્રીક્ષત રાજાને જી. ૮. ग. ત્યાર પછી શી ગત્ય થઈજી. ૧૫. क. તેણે અમર સહુ વશ કરા. ૧૩ થી ૧૭ गमां આ પંક્તિઓ નથી. ૧૯–૨૦. खमां આ પંક્તિઓ નથી. અને ख-ग માં નીચલી બે વધારે છે.

મુખ આગંબ્ય સુરમાંહાં જોતા થયા હરી પ્રચંડ,
ત્યાંહાં શ્રીઆદા વંનરૂપ વીષ્ણુ પ્રગટ્યું તિખંડ.

આશ્ચર્ય થયા અજ ઈશ જોતાં; ગયા હરિ પાતાળ.
સંગ્રામ કરી હિરણ્યાક્ષને રણ મારીઓ તત્કાળ.
ત્યારે ધરા આવી ચરણે લાગી; સબળ શોભામાન.
ભુજ વિશે લેઈ હદે ચાંપી ભોમ શ્રી ભગવાન.
પછે દાઢ વચ્ચે ગ્રહી વરાહ લાવ્યા ધરા શ્રી અવિનાશ.
ત્યાં સ્તુતિ કરી મહી વિષ્ણુની આનંદશું રહી પાસ.
મહા રૂપ સુંદર ધરા દેખી વિષ્ણુ પામ્યા મોહ.
ચંદ્રવદની મેદિની મુખ દેખતાં સુખ હોય.
મહા ક્રોધવશ ઉપહાસ કરતાં સ્વેદ પ્રગટયો શીશ.
તે જલંધરનું તેજ મૂકયું ધરા ઉપર જગદીશ.
કટાક્ષ જોતાં ધરાહરિવિર્ય પુરૂષ પ્રગટયો એક;
નરકાસુર તે ઉપન્યો બળવંત વીર્ય વિશેખ.
પુત્ર દેખી ભોમને મન હરેખ સબળો થાય.
આનંદશું પરબ્રહ્મજીને વેગે લાગી પાય.
બેહુ પાણ જોડી પૂછતી, 'પ્રભુ, પુત્ર મારો એહ
પ્રાક્રમી કેવો હશે ? મહારાજ, કહીએ તેહ.'
'સુણ, ધરા. એ ત્રૈલોકય મધ્યે હશે મહા બળવંત.
સહુ અમર વશ કરશે સહી, પણ મારશે ભગવંત.'
એવાં વાયક સાંભળી મહી સબળ પામી દુઃખ.
બહુ વિનય કરીને વિષ્ણુ પ્રત્યે વદે વાણી મુખ.
'મુજ પુત્રને મારો રખે; તમ શરણ છે એ બાળ.
અપરાધ કોટિ ક્ષમા કરો પુત્રના, દીનદયાળ.'
ત્યારે વિષ્ણુ કહે, 'સાંભળ, ધરા. તારૂં વચન એ પ્રમાણ.
તારી આજ્ઞાથી જ મારવો, જો ચાલશે મારો પ્રાણ.'

---

૫–૬. खમાં આ પંક્તિઓ નથી. ૯. क ક્રોધ પ્રગટો. ૧૫. क વીને કરીને પુછતી. ૧૮. क. ત્રૈલોક વશ કરશે સહી. ૨૦. कમાં આ પંક્તિ નથી. ૨૪. क. તારી આગનાથી નવ હણુ મે ચાલશે નહી પ્રાણ.

'કૃપાનિધિ, એને કવણ ખંડ રાજ્ય આપો આજ ?'
ત્યારે વિષ્ણુ કહે, 'એને પ્રાગજ્યોતિષતણું આપું રાજ્ય.
હવે, નિર્ભય થઈ રહેજો, ધરા. ધર સૃષ્ટિ કેરો ભાર.
વળી દુષ્ટ કો જ્યારે અવતરશે, ત્યારે હું ધરીશ અવતાર.'
પછે શીખ આપી અમરને બ્રહ્મા પ્રતિ કહે નાથ,
'તમો સૃષ્ટિ નિર્ભય થઇ કરો, હું સહાય છું તમ સાથ.'
એવું કહી જગદીશ ત્યાંથી હવા અંતર્ધાન.
દિવસ કેટલે થયો મોટો નરકાસુર રાજાન.

ઢાળ

નરકાસુર રાજાન રે જે પૂર્વે જાલંધર હતો,
ધનુર્વિદ્યા સર્વ શીખ્યો ધરાકને બાળક છતો.

---

### કડવું ૧૦

રાગ માલવ ગોડી

શુકજી કહે, રાજા, સુણો સર્વ એકે મંન રે
પ્રાક્રમ નરકાસુરતણું કહું માંડી તુંહને રે
દિવસ બહુ વહી ગયા સુત પામ્યે મહી રે.
નરકાસુર તે નામ ધર્યું માતાએ સહી રે.
શુક્રાચાર્યકને જઇ અસ્ત્રવિદ્યા ભણ્યો રે.
વિદ્યાવંત હવો તદા બળવંત ઘણો રે.
ગતિ ત્રૈલોકય વિશે થઇ, રથ બેઠો ફરે રે.

---

૧ થી ૬ કમાં આ પંક્તિઓ નથી. ૭-૮ ખમાં આ પંક્તિઓ આ પ્રમાણે છેઃ—ઉથલો. કરો સાથિ છૂ તુમ સ્થરે કીપાધનજી સંચરિ, પછિ નરકાસુર કેટલિ દીવસિ મોટો થયો. ૧૦. ગ. જાલંધરપુર મહિ રહિતો. ૧૩. ક. મેઘ ગોડી. ૧૪. ક. સુણો કહુ. ૧૫. ખ. ઉત્પત્ય નરકાસુર તણી. ૧૪થી૧૭. ગમાં આ પંક્તિઓ નથી. ૨૦. ક. રથ બેસે ખરો રે.

'રાજ્ય લેઉં કોનું હવે,' મન 'શોચ' કરે રે:
એક પ્રાગ્જ્યોતિષ-પુર વિશે સુર દૈત્ય સહી રે,
પંચશીશ મહા પ્રાક્રમી; તેને જીત્યો જાય રે.
વશ પોતાને કરી રીધ સર્વ હરી રે.
પ્રાગ્જ્યોતિષપુરમાં પછે તેની આણ ફરી રે.
રાજ્ય કરે નિર્ભયથકો ત્રૈલોક્ય દમી રે.
નરકાસુરથી દેવની રણકીર્તિ શમી રે.
ક્ષીર સમુદ્રમાં વિષ્ણુકને દેવ રાવે ગયા રે.
દ્વાપરયુગમાં દેવને અર્થે હરિ પ્રકટ થયાં રે.
પછે ભૂમિભાર ઉતારવા કૃષ્ણે ક્રીડા કરી રે,
પૃથ્વી સત્યભામા થઈ અવતાર ધરી રે.
કહે શિવદાસ, હવે સાંભળો--હું મૂઢમતિ ન લહું રે
પ્રાક્રમ નરકાસુર તણું; કથા માંહી કહું રે.

---

કડવું ૧૧

રાગ વેરાડી

પ્રાગ્જ્યોતિષપુર સુંદર સહીરે, પર્વત મધ્યે વાસ.
દુર્ગ સાત પુર પાખળે પ્રૌઢા, રહે રખેવાળ પાસ.
પ્રથમ કોટ પાષાણ તણો; બીજે જળનો માન;
ત્રીજે ગઢ હુતાશન ધીકે, જ્વાળા ગગન સમાન!

---

૧. ખ.મન સ્થિર. ૯. આ પંક્તિ પછી મૂળ પ્રતોમાં નીચેની પંક્તિ છે તે ક્ષેપક જણાય છે:—તે કારણ જાણી હરી અવતરીઆ હરી રે. ૧૦. ખ-ગ માં આ પંક્તિ નથી. અને કમાં તે પછી નીચેની વધારે છે:—અસુર હણીઆ હે ઘણા સંખ ચક્ર ધરી રે. ૧૨. ક. શુકજી કહે પરીક્ષત સુણો હવે એકે મંનરે. ૧૩. ખ. તુહને માંહી કહું રે. ૧૫. ગમાં રાગનું નામ નથી. ૧૮. ખ-ગ. ત્રીજે ધાડ હુતાશન કેરો.

ચોથો ગઢ વિષમ અતિ, વારે સર્પ ઘણાં રખેવાળ;
ગગન થકી વેરી આવે તો તુટી પડે વિષજ્વાળ;
દુર્ગ પાંચમે સુર દાનવ રહે રક્ષા કરવા પાસ,
સાઠ સહસ દાનવદળ પૂંઠે, જળમધ્યે તેનો વાસ;
કનક તણો છઠ્ઠો ગઢ કહીએ, સૂર્ય તેજ સમાન;
સપ્ત ધાતુનો દુર્ગ સાતમો. સુણ, પરીક્ષિત રાજન.
ચૌદ દ્વાર, ચોરાશી ચહુટાં; બાર જોજન પુરવાસ.
શોભા સબળ ભુવનપુર કેરી, જાણે ગિરિ કૈલાસ!
ઘેર ઘેર માળા–પતાકા ઝળકે, તોરણ બારે લહેકે,
ભવન ભવન કસ્તુરી કર્દમ, પુષ્પ સુગંધ ત્યાં બહેકે.
વાપી, કૂપ, સરોવર સુંદર, હંસ કોકિલા બોલે.
ભાતભાતનાં કમળ વિકાસે, વમળ લહેરથી ડોલે.
વર્ણ અઢાર વસે ત્યાં વાસે, નરકાસુરની આણ;
સર્વ આધીન થઇ પાપીના પુરમાં રહે નિર્વાણ.
તેણે સુર, નર, નાગ, મુનિ, યક્ષ જીત્યા; સઘળે તેની ગત્ય.
નરકાસુરશું કોણે નવ ચાલે; રહ્યાં સર્વનાં સત્ય.
પછે દુષ્ટે મનમાંહે વિમાસ્યું કરવા પાણિગ્રહણ.
ઠામઠામથી કન્યા લાવ્યો દુષ્ટ કરીને હરણ.
સ્વર્ગ વિશે જઇ દેવકન્યાને પાપી પ્રાણે લાવ્યો.
જઇ પાતાળ નાગલોકથી નાગકન્યા લેઈ આવ્યો.
મૃત્યુ લોકમાં બહુ રાજાની કન્યાનું કર્યું હરણ.
કરી એકઠી વશ પોતાને કરવા પાણિગ્રહણ.

---

૧. ख–ग. ચોથો ધડ પીસ્મો અત્ય વારૂ. ૫. ख. સુર્જ કોટી સમાન. ૯. ख માલં પીતાકા. ग. ઘિર ઘિર માનની મંગળ ગાયિ તળીઆં તોરણ લિહિકીજે. ૧૨. क. કમળ લહેરથી ગેલે. ૧૫. ख–ग. સઘલ્યિ ગન્ય આવે ધ્યાન. ૧૬. ख–ग. ધર્મ ઉચ્છેદ કરે મહાપાપી નરકાસુર રાજાન. ૧૭–૧૮ ख માં આ પંક્તિઓ નથી. ૧૯ થી ૨૨. गમાં આ પંક્તિઓ નથી.

મન ઉદ્દેશ કર્યો છે એવો, વીશ સહસ્રને પરણું.
નરકાસુરશું કોણે ન ચાલે, પાપી-મન સહુ તરણું.
એમ સોળ સહસ્ર એકસો કરી કન્યા અબળા બાળકુમારી.
તે નારી મન દુઃખ ધરે ને સમરે દેવ મુરારિ.
રાત દિવસ સમરે ગોવિંદને ચરણ વિશે ચિત્ત રાખી,
'આ દુઃખપાશ સ્થકી, હરિ, અમને કોણ છોડાવે તમ પાખિ?'
એવે સમે ત્યાં નારદ આવ્યા, 'કાં દુઃખ પામો, કન્યા?
શ્રી કૃષ્ણદેવ પાપીને હણશે, જે કો કરશે અન્યા.'
સંતોષી સર્વ અબળા ત્યાંથી ચાલ્યા નારદ મુન્ય.
એક પારિજાતકનું પુષ્પ લેઇ આવ્યા, જ્યાં છે જગજીવન.
દેવઋષિને કૃષ્ણે કીધો દંડ પ્રણામ.
પારિજાતક આપી ઋષિરાજે વીનવીઆ શ્રીસ્વામ.

ઢવલો

વીનવીઆ ઋષિ સ્વામ, કૃષ્ણે નારદપૂજા કરી.
શિવદાસ કહે, પછે નારદ પ્રત્યે બોલીઆ પ્રેમે હરિ.

---

## કડવું ૧૨

રાગ દેશાખ

શુકજી બોલીઆ રે, તું સાંભળ, પરીક્ષિત, વાત.
નારદજી પ્રત્યે રે વળતા બોલ્યા વૈકુંઠનાથ,
'સ્વામીજી, કહો મુનેરે; વ્યગ્ર ઘણું દીસો છો આજ.
કાંહાંસ્થકી આવીઆ રે? મુજને કૃપા કરી, મહારાજ.
કારજ કહો મુને રે, જે કાંઈ અમસરખું હોય.
શીઘ્ર કહો સહી રે; વચન તમારૂં મિથ્યા ન હોય.'

---

૨. ग. તિહિનિ મન સહુ તરંણું. गમાં આખી પંક્તિ નથી. ૩ क–ग. સોળ સહસ એકઠી કરી. ૪. ग. જે સમરે સારંગધારી. ૫–૬. कમાં આ પંક્તિઓ નથી. ૧૧–૧૨. આ પંક્તિઓ પણ कમાં નથી. ૧૦. क. જગજીવન જોંહાં છે ત્યાહાં આવ્યા. ૨૨–૨૩. कમાં આ પંક્તિઓ નથી.

એવું સાંભળી બોલીઆરે વળતા શ્રી ઋષિરાજ,
'વૈકુંઠને તજી રે, પ્રભુ, અવતાર ધર્યો તમો આજ.
શે નથી જાણતા રે પૃથ્વીમાં વર્ત્યો ઉત્પાત ?
પ્રાગ્જ્યોતિષ વિશે રે નરકાસુર બળીઓ વિખ્યાત.
દેવ દુ:ખી કર્યા રે, પ્રાણી સર્વ પમાડયા શોક.
મહા બળ પાણથી રે દુષ્ટે વશ કીધું ત્રૈલોક્ય.
સુરભિ દેવની રે પાપી પ્રાણે લાવ્યો તેહ.
કુંડલ દેવનાં રે લાવ્યો ઐરાવત સમેત.
પર્વત રત્નનો રે લીધો યુદ્ધ કરી બહુ પેર.
રીધ ત્યાં જે હતી રે, તે લાવ્યો પોતાને ઘેર.
અશ્વ ઉચ્ચૈઃશ્રવા રે જે હતો સૂર્યની પાસ,
તેને પણ લાવીઓ રે; તે સત્ય માને, અવિનાશ.
કન્યા દેવની રે લાવ્યો હરણ કરીને હાથ.
જઈ પાતાળથી રે લાવ્યો નાગસુતા, શ્રી નાથ.
વણ અપરાધણી રે કન્યા સોળ સહસ્ર સંબંધ.
મૃત્યુભય નવ ગણે રે; ગર્વે થઈ રહ્યો છે અંધ.
તમ પાખે, પ્રભુ રે, તેને મુકાવે કોણ આજ ?
દુષ્ટને મારીએ રે, સહુનું દુઃખ ટળે, મહારાજ.'
શ્રી હરિ બોલીઆ રે, ઋષિ, હું જાણું છું એ ખ્યાત.
પૂર્વે કહી મુને રે ઈન્દ્રે માંડી દુઃખની વાત.
વાહાર કરૂં સહી રે; તું સત્ય માને, ઋષિ ભગવાન.'
એવું સાંભળી રે નારદ હવા અંતર્ધાન.

---

૨. ग. શ્રી ગરૂ વચને કરૂં સહી રે યથા વાંણી ન હોયિ. ૧૨. ख. તું શે ન માને અવિનાશ, ૧૧ થી ૧૪. આ પંક્તિઓ क માં નથી. ૧૮. क શહુની શાર કરો મહારાજ. ૨૦ ख. દુષ્ટે માંડી ૧૯–૨૦. આ પંક્તિઓ गમાં નથી. ૨૧–૨૨. ग–કારજ કરતાં કરો હવિ રે સત્યમાંનો શ્રી ભગવાન એહેવું કહિતાં નારદ હવા અંત્યરધાંન.

મન મધ્યે પછે રે વ્યગ્ર થયા શ્રી, વૈકુંઠનાથ.
પુષ્પ પારિજાતનું રે આપ્યું વૈદર્ભીને હાથ.
શુકજી બોલીઆ રે, તું સાભળ, પરીક્ષિત રાય.
તે સત્યભામાએ સાંભળ્યું રે તેનું દુઃખ સહ્યું નવ જાય.

---

## કડવું ૧૩

### રાગ કેદાર ગોડી

કૃષ્ણે પુષ્પ પરિજાતનું આપ્યું રૂક્મિણીને જેહ,
તે સત્યભામાએ સાભળ્યું; પછે મહાદુઃખ પામી તેહ.
'શામળીઆ, તમશું ન બોલું રે આજ,
હું જાણતી જે હરિ માહરો, પણ સદા જૂઠો એહ.
મુને કોકટ પ્રીત જણાવતો, એને રૂક્મિણીશું સ્નેહ.' શામ૦
હવે પ્રાણ માહારા તજું; શોક્યનું બોહું સાલ.
એને પ્રીત ઘણી નારશું, હવે કોણ માહારો હવાલ?' શા૦
વસ્ત્ર ભૂષણ સર્વ તજ્યા, પહેર્યું મલીન અંબર અંગ.
પછે અંધારે સુતી જઈ, કો સખી નહિ ત્યાં સંગ.' શા૦
તે વાત કૃષ્ણે સાંભળી; તત્કાળ આવ્યા ત્યાંહ.
શ્રી નાથ દેખી આવતા ગાઢે રૂએ રે ઘર માંહ. શા૦
ડસકાં ભરે, હેડું ધ્રૂજતે; નેત્રથી છૂટે નીર.
હરિ બોલાવી બોલે નહિ; સહુ કર્દમ ખરડે શરીર. શા૦
શ્રી કૃષ્ણ કહે રે, 'કામિની, તું કાં ન બોલે નાટ?'
માહારૂં ફાટે હૈયુ તુને દેખતાં, રૂદન કરે શા માટ?' શા૦
ત્યા મનાવે વિઠ્ઠલ રહી—અર્ધાંગ લીધી સોય;
ચુંબન કરે, ચાપે હૃદે, ત્યમ ત્યમ સત્યભામા રોય- શા૦
હરિ વદન લુહે વસ્ત્રશું વૈકુંઠવર જદુરાય,

---

૬. ગ. રાગ કેદારો. ૧૧ ચ. કપટ પ્રીત. ૨૨–૨૩. આ પંક્તિઓ ચ–ગ મા ૧૭ મી પંક્તિ પછી છે. ૨૪ ચ–ગ. વસ્ત્રશું શ્રી મનાવ્યિ જદુરાઈ.

'માહારો વાંક શો છે સુંદરી? હું લાગું તમારે પાય.' શા૦
ત્યારે ગદ્‌ગદ્ કંઠે કામિની મુખ વચન બોલી ત્યાંહ,
'શું કામ અમ સાથે હવે? તમો જાઓ રૂકિમણી જ્યાંહ. શા૦
હરિ, કપટ પ્રીત તમારડી મેં સર્વ જાણી આજ.
એક પુષ્પથી વહેરો કર્યો; તારૂં મન જાણ્યું, મહારાજ. શા૦
જે પુરૂષ બહુ સ્ત્રીશું રમે, તેશું ન કીજે સ્નેહ;
તેનું ચંચળ ચિત્ત, મન સ્થિર નહિ; પછે પામીએ મહાદુઃખ.' શા૦
ત્યારે કૃષ્ણ કહે, 'રે કામિની, એવું દુઃખ ધરે કાં મન?
મુંને સર્વપે વાહાલી ઘણુ; તે માન્ય સત્ય વચન. શા૦
હવે ઉઠો; એમ ન કીજીએ. પહેરો વસ્ત્ર ભૂષણ સાર.
તમે કહો તો વૃક્ષ પારિજાતનો લેઈ રોપું તમારે દ્વાર.' શા૦
મનાવી હરિ માનિની; પ્રીછવી, લાગ્યા પાય.
શિવદાસ કહે, પરબ્રહ્મલીલા કોણે કળી નવ જાય. શા૦

---

## કડવું ૧૪

રાગ આશાવરી

શ્રી શુક વાણી બોલીઆ, તું સાંભળ, પરીક્ષિત રાય.
જાએ પરિજાતક લેવા હરિ રે.
છપ્પન કોટિ જાદવ ચઢ્યા, સાથે ઉદ્ધવ ને અક્રૂર રે;
માંહી બ્રહ્મા સાથે સૂર રે.
ગરૂડાસન બેઠા હરિ; સંગ સત્યભામા નાર રે,
ધર્યો રે અવતાર જે પૃથ્વી તણોરે.

---

૮થી૧૧ આ પંક્તિઓને બદલે ક માં નીચે પ્રમાણે બે પંક્તિઓ છેઃ—
શ્રી કૃષ્ણ કહે રે કાંમીની એ કો દુખ ધરે લગાર.
તું કહે તો વૃક્ષ પરિજાતનો લેઈ રોપું તારે દ્વાર.
૧૯. ક. કાંઈ સુર રે કતવરમા સાથે સહી રે. ૧૬ થી ૨૧. આ પંક્તિઓને બદલે ગ માં નીચેની છેઃ—વૈશંપાયિન બોલીઆરે

ઢાળ.

પૃથ્વી સત્યભામા સ્ત્રીસંગે આરૂઢ થયા ગોપાળ.
તવ ગરૂડ ત્યાંથી ઉત્પત્યો આકાશગતિ તત્કાળ.
તે ચાલ્યો વેગે પારિજાતક લેવા કાજ.
સત્યભામાને દેખાડતા બહુ દેશ પુર મહારાજ.
એમ કરતાં આવ્યો ખગ નરકાસુર પુર પાસ.
તે પ્રાગ્જ્યોતિષ પડ્યું દૃષ્ટે, સૂર્ય કોટિ પ્રકાશ.
સત્યભામા કહે, 'પ્રભુજી, આ નગર શોભામાન.
એ દેખાડો મુજને, પ્રભુ.' તવ સાંચર્યા ભગવાન.
ગરૂડને આપી આજ્ઞા, તવ ઉત્પત્યો ખગરાજ.
એક મુહૂર્તમાં પુર વિશે આવી ઉતર્યા મહારાજ.
પુર પાખળ રખેવાળ ઉભા રહ્યા હુતા જેહ,
તે ગરૂડે મારી કર્યા પ્રલે; ભંગ પામ્યા તેહ.
પછે ગદા લેઈ ધાયા પ્રભુ, ગઢ પોળ પાડી જાણુ.
એમ સામે ગઢ ચઢ્યા જઈ, ત્યારે હવું પુર ભંગાણ.
તેણે સમે તે નગરમાં થઈ રહ્યો હાહાકાર.
એક સુર દાનવ જલમાં હતો, તે સુણી આવ્યો બહાર.
તેણે યુદ્ધ ત્યાં કીધું ઘણું, બળવંત પાપી થર;
સાઠ સહસ્ર દાનવસહિત કર્યો કૃષ્ણે ચૂર.

---

સૃષ્ણુ જન્મેજિયિરાયિ રે જ્યાહારે પારિજાતક લેવા હરીરે. પૂઠિ છપાં કોડયા જ્યાદવ ચઢય સંગ ઉધવ નિ અક્રૂર રે. માહાસુર તેત્રીનં ભલા સાત્વકી આદિ સકળ જાદવ સોધિ.

૨ ગ માં આ પંક્તિ નથી. ૩. ગ-ગ કસ્યપસુતતાં ઉત્પત્યો. ૪ ગ-ગ. ગયો વન્પનો ગગનમાં. ૭. ગ પ્રત આ પંક્તિ સુધી છે. ૧૧. ગ. પછિ જાદવ સર્વ સમેત આવી. ૧૨. ગ પછે દુર્ગ ઉપેરિ રખેવાળ. ૧૬. ગ. પછિ શંખનાદ કીધો તવ પછિ.

તેનાં પંચ શિર કાપ્યાં તદા રણ વિશે શ્રીગોપાળ.
ગઢ સર્વ ભાંજી ચૂર્ણ કીધા, દુષ્ટનો આણ્યો કાળ.
ત્યારે જાણ કીધું સેવકે જઈ નરકાસુર છે જ્યાંહે,
'ભંગાણ પુરમધ્યે કર્યું કો નરે આવી આંહે.'
એવાં વાયક સાંભળીને પરજળ્યો પાપિષ્ટ.
એક લક્ષ દાનવ સાથ લેઈ સાંચર્યો મહા દુષ્ટ.
દશ સહસ્ર ભલા પ્રધાન પુઠે ચડ્યા આણી ગર્વ.
શ્રીકૃષ્ણ જ્યાં ઉભા હતા, ત્યાં સૈન્ય આવ્યું સર્વ.
પર બલ દેખી પાપીએ વરૂણાસ્ત્ર મેહેલ્યું બાણ;
જળવૃષ્ટિ થઈ, તવ કૃષ્ણજીએ પવનાસ્ત્ર મૂક્યું જાણ.
વળી પાપીએ મહાક્રોધથી પર્વતાસ્ત્ર મૂક્યું પાસ.
વજ્રાસ્ત્ર મૂકી માધવે ગિરિ ભમાડ્યો આકાશ.
સર્પાસ્ત્ર મૂક્યું નરકાસુરે, રણ સબળ પ્રગટ્યા સર્પ.
ગરૂડાસ્ત્ર મૂકી માધવે રણ હણ્યો તેનો દર્પ.
એમ અન્યોન્ય દિવ્યાસ્ત્ર મેહેલે સુભટ સબળા બેહ.
કૃષ્ણ ને નરકાસુર વઢે, જુએ અમર ઉભા તેહ.
પણ અસુર કેરા યુદ્ધથી સુભટે રહ્યું નવ જાય.
યાદવ સર્વ કો રણમાં પડ્યા; દુઃખ ધરે યાદવરાય.
અશ્વ ઉપેર અશ્વ નાસે, ગજે ગજ મહા ધાય.
દશ સહસ્ર ત્યાં પ્રધાન પડીઆ, વઢે દાનવ રાય.
અશ્વ ગજ રથ સારથી સહુ કર્યાં મારી ચૂર.
બળ સબળ વાધે અસુરનું, જેમ ચઢે સાગર પૂર.
તેણે સમે ત્યાં દાનવે અર્ધચન્દ્ર મેહેલ્યું બાણ.
તેણે સમે રણમાંહે મૂર્છા હવા સારંગપાણ.

---

૨. ગ પછિ મરણ પાંમી પાડ્યો પાપી મોર દાનવ મહીપાળ. ૬. આ પંક્તિ પછી ગમાં ઘણો વધારો છે, જે પાછળ પરિશિષ્ટમાં આપ્યો છે.

પરબ્રહ્મજી હેઠા પડયા સત્યભામા કેરે પાસ.
નાર તવ દુઃખ ધરી કહે; સાંભળો; શ્રીઅવિનાશ
'સ્વામી, દુષ્ટને મારો હવે વેગે કરી, મહારાજ.
ઉત્પાત પાપી કરે છે; સંગ્રામ સબળો આજ.'
એવું ધરાનું વાક્ય સુણીને હસ્યા શ્રી જગદીશ.
પછે સુદર્શન મેહેલ્યું તદા છેદવા દાનવશીશ.
સહસ્રધારા સૂર્ય સરખું, અગ્નિ કેરી જ્વાળ;
તે નરકાસુરનું શીશ છેદી લેઈ ગયું પાતાળ.
ત્યારે દૈત્યદળ ભંગાણું થયું, દોહો દિશે નાઠું જાય
સત્યભામાને હૃદે ચાંપી હસ્યા વૈકુંઠરાય.
ત્યારે નરકાસુરને પુત્રે આવી વીનવ્યા જદુનાથ.
વિશ્વગુરૂ વેગે કરી દેતા હવા શિર હાથ.
પછે પુર વિશે ગોવિંદ આવ્યા ગરૂડ નારી સાથ.
સિંહાસને બેઠા રાયને; કરે ચમર દાનવનાથ.
પછે કારાગૃહસ્થકી સોળ સહસ્ર કાઢી નાર.

---

૨૩થી ૨૪ ગ—દૈયતદલ ભાગુ તદા મં'ન્ય રાયિ પામો ખેદ.
બૃહાસ્ત્ર માર કૃષ્ણુજીને રૂદિ કીધાં ભેદ.
વરથા પામા વીષ્ણુજી તાંન સબળ બેદૂ બાણ.
સત્યભામ્યા મં'ન્ય દૂખ ધરિ નિ વદિ તે નીરવાંણુ.' (પૃ. ૧૭૫)

૩–૪ ગમાં આ પંક્તિઓ નથી. ૯–૧૦ ગમાં આ પંક્તિઓ નથી, પણ તેને બદલે નીચેની છેઃ—

પછિ ઘડિ બહુ સંગ્રામ કીધો હણ્યા દાનવ યોધ.
એક બાણુ મારી તેહનું રણુ નીવાર્યો ક્રોધ;
પછિ દોહો દિશ સર્વ દૈત્ય ભાગ્યા પડયો દેખિ રાયિ
ખગપતી મારિ ઉડિ બે પાંખ કેરો કરિ પ્રહાર.

૧૨. ગ તેહનિ રાય આપી-તીલક કીધું. પાંણુ મૂક્યા શીશ. આ પંક્તિ પછીનો એ પ્રતનો વધારો પણ પરિશિષ્ટમાં આપ્યો છે.

સ્તુતિ કરે ઉભી નાથની આનંદશું તેણીવાર,
'સહી ભક્ત વત્સલ બિરદ તારૂં, દ્વારિકાના રાય.
તુજને ભજે, શ્રી કૃષ્ણજી, તે નેટ દુઃખી ન થાય.
દુષ્ટ પાસથી અમોને છોડાવ્યાં; દુષ્ટનો કીધો નાશ.
તમ વિના એ કાલનું દુઃખ નિવારે કુણ આજ?'
ત્યારે કૃષ્ણ કહે, 'તમો સર્વ જાઓ પિતા કેરે દ્વાર.
નરકાસુર માર્યો હવે, દુઃખ તજો તે નિર્ધાર.'
ત્યારે સર્વ કન્યા કહે, 'પ્રભુ, તુજ ચરણ પામ્યાં આજ.
અમો સદા વર તુને ઇચ્છતાં; અંગી કરો, મહારાજ.'
એવાં વાયક સાંભળીને હરયા સારંગપાણ.
સત્યભામાને પૂછીને પાણિગ્રહણ કીધું જાણ.
ત્યારે નરકાસુર સુતે કૃષ્ણને પહેરામણી કીધી સાર.
અનેક અંબર દિવ્ય ભૂષણ આપીઆં, નહિ પાર.
એક સો આઠ ગજ ઐરાવત કુળના શ્વેત શોભિત અંગ,
તે સર્વ આપ્યા કૃષ્ણને; ગજ અનંત બીજા સંગ.
એક લક્ષ તેજી આપીઆ શ્રી કૃષ્ણને સાર.
આણી રીધ અનેકનો કહેતાં ન આવે પાર.
સર્વ દેવતાની રીધ મૂકી કૃષ્ણજીને ચરણ.
તે દેખતાં મન વિસ્મય થયા અશરણશરણ.
પછે રત્નગિરિ, કુંડળ અદિતિતણાં હતાં જેહ,
ઐરાવત સમેત સર્વે મોકલ્યાં સર્વ તેહ.
ઉચ્ચૈઃશ્રવા તુરંગ રવિનો મોકલ્યો તતખેવ.
જે હતું તેનું સર્વ આપ્યું; હરખ પામ્યા દેવ.

---

૧ ગ સ્તુત્ય કરી અબળા કૃષ્ણની.-૨થી૫ કમાં આ પંક્તિઓ નથી. ૧૩ ગ. અશ્વ ગજરથ 'કનકભૂષણ' આપીઆ ભંડાર; ૧૪. મૂળ (क) માં–એક સાઠે ગજાં ૧૪ થી ૨૧ પંક્તિઓ ગ માં નથી. ૨૨–૨૩ પંક્તિઓએ ગમાં નથી, પણ નીચે પ્રમાણે વધારાની છેઃ—

મૃત્યુ લોકની જે રીધ હતી તે સર્વ રાખી પાસ.
બહુ ઊંટ ખચર ગજ ભરીને મોકલી અવિનાશ.
પછે સર્વ સ્રીને દ્વારકા મોકલી જાદવરાય.
રાજસુતની શીખ લેઇને કૃષ્ણ ત્યાંથી જાય.

ઢાળ

કૃષ્ણ ત્યાંથી જાય આનંદ અંગ ન માય રે.
પારિજાતક કેમ પ્રભુ લાવ્યા, હવે કહું તેહ ઉપાય રે.

---

કડવું ૧૫

રાગ પ્રભાતી

શુકજી કહે, સાંભળ, રાજાન, નરકાસુર માર્યો ભગવાન.
ગરુડાસન બેઠા ગોવિંદ સત્યભામા સાથે આનંદ.
ગરુડ પ્રત્યે કહે જગદાધાર, 'ચાલ વેગે, મ લાગે વાર.

---

વીશી દાસ દાશી રત્ન મણુ સંજૂક્ત તી આભૂર્ણ
રત્નગીર કુંડળ અદીતાંણાં હૃતાં જેહ
રીધ્ય હતી તે સર્વ આપી પ્રેમે લાગો ચર્ણ

૨. મૂળ (ગ) ખચર ક્રવચ ભરીને ૧–૨ ક્રમાં આ પંક્તિઓ નથી ૬–૭ ને બદલે નીચેની પંક્તિઓ ગમાં છેઃ—

શુક કહિ પરીક્ષત સાંભલો મિલ્રસો એહ વિસ્તાર.
નરકાસુર તાં મારીઓ એણી વીધ્યે નીરધાર.

ઢાળ

એણી વીધ્યે નીરધારરે શુણ જન્મેજિરાજિ વનતી
પારજાતીક ક્યાંમ લાવ્યા તે કથા કિહિશું હજી.

૧૦. ગમાં આ પંક્તિને બદલે નીચેની છે–વેશ પાયિનિ બોલ્યા વાણુ । સુણો જન્મેજિ ચતુર સુજાંણુ ।। આહા દુષ્ટ માર્યો જયદુ રાયિ । સોળ સહસ્ર પરણ્યા હરી સયિ । જયાદવ સહૂ હતા જે સાથ દ્વારિકા મોકલ્યા શ્રી નાથ ।। ૧૨. ગ મ લાઈશ વાર. ૧૨ આ પંક્તિ ગમાં નથી.

સ્વર્ગ વિશે જાવું છે આજ પારિજાતક દ્રુમ લેવાને કાજ.'
ગરૂડ સાંચર્યો તેણીવાર, એવે માર્ગે નારદ મળ્યા નિર્ધાર.
કહે નારદ, 'સાંભળ, જદુરાય. સ્વર્ગ કારણ કવણ કહેવાય?'
શ્રી હરિ કહે, 'સાંભળ, ઋષિરાજ, પારિજાતક દ્રુમ લેવા કાજ.
સત્યભામાની રાઢ સમાવા, તે માટે અમે સ્વર્ગે આવ્યા.'
એમ કહી સ્વર્ગે અવિનાશી નારદ મોકલ્યા વાસવ પાસે.
બહુ પેરે પ્રીછવ્યો સુરરાય; કહે, 'પારિજાતક ન આપ્યું જાય.'
એવું કહી ચઢયા રણ દેવ, કૃષ્ણે યુદ્ધ કર્યું તતખેવ.
અમર સર્વ જીત્યા જદુરાય, સુરપતિ આવી લાગ્યો પાય.
સુરપતિ સ્તુતિ કરે શિર નામી, 'મુજ અપરાધ ક્ષમા કરો, સ્વામી.
હું મદરાજ થકી મહાઅંધ; ભકતવત્સલ તું કરુણાસિંધ.
હવે કાર્ય અહોને કાંઈ દીજે; પ્રભુ આજ્ઞા કહો તે કીજે.'
ત્યાં બહુ પેરે સ્તુતિ કરી તેણીવાર, સંતોષ્યા જગદાધાર.
ઇન્દ્રાસન બેઠા જદુનાથ; ચમર કરે અમરાપતિ હાથ.
વળતું કૃષ્ણ કહે, 'સુણ, રાઈ, પારિજાતક આપો, ભાઈ.
સત્યભામા કારણ નિર્ધાર સ્વર્ગ વિશે આવ્યા અમો સાર.'
બહુવિધ ચંદન રત્ન અનેક આપ્યાં અંબર વિવિધ વિશેખ.
પારિજાતક દ્રુમ હુતો જેહ, કૃષ્ણને હાથ સમર્પ્યો તેહ.

---

૧ થી ૫. આ પંક્તિઓ ગમા નથી. આ પંક્તિ પહેલાં ગમાં નીચેની પંક્તિઓ છેઃ—ખગપતી વાયિ વેગિ જાયિ। સ્વરગ મૂત્રાંન આવ્યા યદૂરાયિ. ૬. ગ પૂર સમીપ આવ્યા અવીનાશ. ૭. क. સુરરાજ પારિજાતક આપુ આજ. ૧૦ અને ૧૨. આ બે પંક્તિઓ कમાં નથી. ૧૩–૧૪ આ બે પંક્તિઓ ગ માં નથી. ૧૫. क. ત્યારે અમર પ્રતે કેહે જદુરાઈ દીજે આગના મુજને ભાઇ. ૧૬. ગ સત્યભામાની રાઢ સમાવ્યા તે માટિ અહ્યો આંહા આવ્યા. ૧૭. ગ. દંન રત્ન અનેક ૧૮. ગમાં આ પંક્તિ નથી.

'સભામાં શું મળ્યાં ઇન્દ્રાણી; પૂજા કરી મન આણી.'
પછે સુરપતિને વર આપ્યો શ્રીનાથ; સ્થિર થાપી શિર મેલ્યો હાથ.
'જા સુરપતિ, નિર્ભય કર રાજ્ય, મેં અવતાર ધર્યો તુજ કાજ.
જે કો દુષ્ટ દમે તન તારું, તેને હું તત્ક્ષણ મારું.'

એવું કહી ચાલ્યા જદુરાય, સુરપતિ મન રળીઆત થાય.
દ્વારામતી આવ્યા ગોવિંદ સત્યભામા સાથે આનંદ.
પારિજાતક દ્રુમ લાવ્યા સાર, રોપ્યો સત્યભામાને દ્વાર.
અખીલવતી (?) તે કીધું શ્યામા, કૃષ્ણ અર્ધાંગે વસ્યાં સત્યભામા.
પછે દાન કર્યું નારદને હાથ; વૃક્ષ સહિત આપ્યાં શ્રીનાથ.

હું પ્રભુ ચરિત્ર ન જાણું પાર, કેહી પેરે કહું વિસ્તાર?
શેષનાગે કહ્યાં નવ જાએ; તો મેં મૂઢે કેમ કહેવાએ?
એ નરકાસુર તણું આખ્યાન સુણતાં કૃપા કરે ભગવાન.
પદ્મપુરાણે કથા છે પેહેલી, વૃન્દાચરિત્ર કહ્યું રસ મેલી.
શ્રીકૃષ્ણે હાથે તેને મારી, વૈકુંઠપદ આપ્યું નિર્ધારી.

એક કથા જે ધરશે કર્ણ, તે પદ લેશે હરિને ચર્ણ.
જે રસનાએ ગુણ ગાશે, તે કૃષ્ણ કૃપાથી વૈકુંઠ જાશે.
કથા સંબંધ ન જાણું જોડી, કવિપણે મારી મતિ થોડી.
કવિ કુળ શુદ્ધ જાત નાગરની, વાસ ત્રંબાવટી તટ સાગરની.

---

૧. ગમાં આ પંક્તિ નથી. ૨. કમાં આ પંક્તિ નથી, પણ તેને બદલે નીચેની છે:—તવ સુરપતી સ્તુત કરે સીરનામી મુજ અપરાધ ક્ષમા કરો સ્વામી। ભગતવછલ બરદ સાચું તાહારે તો તું દાશને કેમ વીસારે ।। એવું કહીને લાગો ચરણ, તવ બોલ્યા મુખ અશરણશરણ ૩. ગ હું અવતાર કરીશ તૂઝ કાજ. ૪. જ્યાહારિ દૈત્ય દમે તન તાહારૂં તવ અવતાર ધરીશ માહારૂં. ૫-૬. આ પંક્તિઓ ગમાં નથી. ૯. ગ કરાવ્યું. ૧૮. મૂળ (ક) શૌદ જાત. તટ નાગરની. ૧૦ થી છેવટ સુધીની આખી ફલશ્રુતિ ગમાં નીચે મુજબ છે:—

મારો શ્રીગુરુ વ્યાસ ભૂધર શુભજ્ઞાત, નિગમ ચાર ધરે જે હાથ.
એહ કથા ગુરુમુખથી લીધી, દિવસ ત્રણમાં પૂરી કીધી.
કહે શિવદાસ, હું તારો બાળ, સદા ભક્તવત્સલ ગોપાળ.

રાવણ નાર હરી ગયોરે, પછે કીધો તેનો નાશજી.
નળ રાજા દુઃખ પામીઆરે, તું જાણે છે નિર્ધારજી.
દૃષ્ટાંત કહું કેટલાં, જેનો નાવે પારજી ?
તે માટે તમો ધર્મ રાજા, ધૈર્ય રાખો મનજી.
કાળ દુઃખ તે વામશે, પામશો નિજ આસનજી.
વચન સુણી નારદ કેરાં રાય થયા રળીઆતજી.
સૂત કેહે છે શૌનક પ્રત્યે કથા એહ વિખ્યાતજી.
એમ કહી ઋષિ નારદ વળીઆ દઈ રાયને ઉપદેશજી.
યુધિષ્ઠિર મનમાંહી સંભારે સ્વામીશ્રી દેવેશજી.
પદ્મપુરાણે કથા મનોહર જાલંધર આખ્યાનજી.
પ્રેમ કરી જે સાંભળે, તેને કૃપા કરે ભગવાનજી.
નરનારી જે ગાન કરે, તેનાં પાતક સઘળાં જાયજી.
સકળ તીર્થનું ફળ હોએ, સાંભળતાં સુખ થાયજી.
મહિમા માંહી હરિહર કેરો, તુલસી કેરી ઉત્પત્યજી.
કેહે ભાલણ, આખ્યાન બોલું, જેવી છે માહારી મત્યજી.
ભાવ ધરી ગાએ, સાંભળે, પોહોંચે તેની આશજી.
યજ્ઞ તીર્થ દાન ફલ હોએ, પામે અતિ ઉલ્લાસજી.
સુખ, દુઃખ, વિયોગ નોહે સાંભળતાં સંસારજી.
કૃપા કરે તેને અતિ ઘણી સ્વામી શ્રી ત્રિપુરારજી.
મનના મનોરથ પૂરણ થાએ સાંભળતાં સંસારજી.
કેહે ભાલણ, બુદ્ધિ માને બોલુ તે નિર્ધારજી.

---

શિવદાસ ग

( કડવું ૧૪ પૃ. ૧૭૫ પંક્તિ ૬–૭ ની વચ્ચે )

એક શ્વેત ગજ ઉપર ચઢયો, પ્રચંડ મોટી કાય;
ત્રિસુલ પાણિ ગ્રહી ધસ્યો શ્રી કૃષ્ણ હુતા જ્યાંહ.

---

૭. ख. વિસ્તારજી. ૧૨. ग જે ગાએ સાંભળે. ૨૦–૨૧ આ પંક્તિઓ ख માં નથી.

# પરિશિષ્ટ

## વધારાનો ભાગ.

ભાલણ ખ–ગ. (૧૪૫ પૃષ્ઠની ૫–૧૦ પંક્તિને બદલે)
કાષ્ટ કેરી માળા કરી તુલસીની રાખે કંઠ,
જીવતા જન પાવન થાએ, મુવા હોએ વૈકુંઠ.
તુલસી મૂલ મૃતિકા લેઈને લેપન કરે શરીર,
પાપ અંગે અડે નહિ, જેમ તાપ કો, મહાધીર.
નીર નિર્મળ લેઇ કરી, જો તેણે વૃન્દા પાય,
એકોતેરસો પૂર્વજ તેના નિશ્ચે પાવન થાય.
મંજરી મુજને ચઢાવે તુલસીતણી જે જન,
વંશ તેનો હું કરૂં નિશ્ચે તે પાવન.
એણિપરે તે કહ્યો મહિમા તુલસી તણો 'અપાર,'
શ્રી મુખે હરિ કેહે, 'સાંભળો સુર પરિવાર.'

---

### કડવું ૨૩

રાગ ધનાશ્રી

નારદ કહે, સુણો યુધિષ્ઠિર, વળીઓ તે સુર સાથજી.
ગરૂડે ચઢી, લક્ષ્મીને તેડી વૈકુંઠ પોત્યા નાથજી.
બ્રહ્મસદને બ્રહ્મા પધાર્યા, શંભુ ગયા કૈલાસજી.
અમરાવતીએ અમર પધાર્યા; પોતી મનની આશજી.
કથા સુન્દર મેં કહી, ભૂપતિ જુઓ વિસ્તારજી.
સુખદુઃખ બેહુ સરજ્યાં છે એહ સંસારમોઝારજી.
પૂર્વે મોટો હરિચન્દ્ર રાજા પામીઓ દુઃખ પ્રૌઢજી;
પછે તે કૃપાં કીધી તેને સ્વામી ગરૂડારૂઢજી.
દશરથ સુત રઘુનાથજી વેઠીઓ વનવાસજી;

---

૧૭. ग. ઇન્દ્ર પધારા. ૧૮. ग જુઓ વીશારજી.

રાવણુ નાર હરી ગયોરે, પછે ક્રીધો તેનો નાશજી.
નળ રાજા દુઃખ પામીઓરે, તું જાણે છે નિર્ધારજી.
દષ્ટાંત કહું કેટલાં, જેનો નાવે પારજી ?
તે માટે તમો ધર્મ રાજા, ધૈર્ય રાખો મનજી.
કાળ દુઃખ તે વામશે, પામશો નિજ આસનજી.
વચન સુણી નારદ કેરાં રાય થયા રળીઆતજી.
સૂત કેહે છે શૌનક પ્રત્યે કથા એહ વિખ્યાતજી.
એમ કહી ઋષિ નારદ વળીઆ દઈ રાયને ઉપદેશજી.
યુધિષ્ઠિર મનમાંહી સંભારે સ્વામીશ્રી દેવેશજી.
પદ્મપુરાણે કથા મનોહર જાલંધર આખ્યાનજી.
પ્રેમ કરી જે સાંભળે, તેને કૃપા કરે ભગવાનજી.
નરનારી જે ગાન કરે, તેનાં પાતક સઘળાં જાયજી.
સકળ તીર્થનું ફળ હોએ, સાંભળતાં સુખ થાયજી.
મહિમા માંહી હરિહર કેરો, તુલસી કેરી ઉત્પત્યજી.
કેહે ભાલણુ, આખ્યાન બોલું, જેવી છે માહારી મત્યજી.
ભાવ ધરી ગાએ, સાંભળે, પોહોંચે તેની આશજી.
યજ્ઞ તીર્થ દાન ફલ હોએ, પામે અતિ ઉલ્લાસજી.
સુખ, દુઃખ, વિયોગ નોહે સાંભળતાં સંસારજી.
કૃપા કરે તેને અતિ ઘણી સ્વામી શ્રી ત્રિપુરારજી.
મનના મનોરથ પૂરણ થાએ સાંભળતાં સંસારજી.
કેહે ભાલણુ, બુદ્ધિ માને બોલુ તે નિર્ધારજી.

---

શિવદાસ ગ

(કડવું ૧૪ પૃ. ૧૭૫ પંક્તિ ૬–૭ ની વચ્ચે)

એક શ્વેત ગજ ઉપર ચઢયો, પ્રચંડ મોટી કાય;
ત્રિશૂલ પાણિ ગ્રહી ધસ્યો શ્રી કૃષ્ણ હુતા જ્યાંય.

---

૭. ख. વિસ્તારજી. ૧૨. ग જે ગાએ સાંભળે. ૨૦–૨૧ આ પંક્તિઓ ख માં નથી.

ક્રોધ આણી કૃષ્ણ પ્રત્યે બોલીઓ મહીપાળ,
આટલા દિવસ મૃત્યુલોક માંહિ ક્યાં રહ્યો'તો, ગોપાળ?
મેં અમર, મુનિવર, નાગલોક જીત્યા, વશ કર્યું ત્રિલોક;
બળ પણ મારૂં નવ જાણ્યું, કામ રે પાપી ફોક'.
પરબ્રહ્મ એહેવું સાંભળી કહે, 'દુર્મતિ, સુણ વાત.
આટલા દિવસ મેં ન જાણ્યો, પણ હવે પામીશ પાત.

ઢાળ.

હવે પામીશ પાત, પાપી.' નરકાસુર એહેવું સાંભળી
મહા ક્રોધ આણી કૃષ્ણ સાથે યુદ્ધ ત્યાં માંડ્યું વળી.

રાગ દેશાખ.

એહેવાં વાયક કૃષ્ણનાં સાંભળી કોપીઓ રાજાન રે;
નવ્ય માએ રે ક્રોધ તેના અંગને રે.
ત્રિશૂલ એક પાણ ગ્રહી પ્રેર્યો ત્યાં માતંગ રે,
સાંગ (સેલને) આવ્યો ત્યાં શ્રી હરિરે.

ઢાળ

હરિ સાંગ છેદીને દાનવ ત્રિશળ માર્યું એક;
અર્ધચન્દ્ર મુકી માધવે કર્યું કટકા છેક.
સાંગ એક મુકી તદા અન્ય સબળ આણી રીસ.
આવતી દેખી ચક્ર મુકી કરી કકડા વીસ.
પછે ક્રોધ આણી પાપીએ ગરૂડને કીધો પ્રહાર.
ખગપતિએ પછે ચાંચમાં ગ્રહી પાડ્યો તત્કાળ.
તતખેવ ઉઠી ધરાપુત્રે ધનુષ્ય ઝાલી બાણ,
વળી બીજે રથ બેસી આવ્યો સહી, બહુ વિધિ મુકે બાણ.
તે સર્વ દેખી વિહસ્યો વૈકુંઠપતિ રાય.
નરકાસુરના મારથી રણ ગરૂડ રહ્યું નવ્ય જાય.
પછે ક્રોધ આણી કૃષ્ણજીએ દસ બાણ મુક્યાં એવ.
ગજ સહિત મારી ક્યો મૂર્છા રણ વિષે તતખેવ.
વળી બીજે જઇ કુંજર ચઢ્યો, મૂર્છા વળી ક્ષણમાંહિ.

પછે ધનુષ્ય બાણ ગ્રહી, ધસ્યો શ્રીકૃષ્ણ હુતા જ્યાંહિ.
પછે ક્રોધ આણી પાપીએ પર્વતાસ્ત્ર મહેલ્યું.
માધવ ગિરિ ભમાડ્યો આકાશ.
નાગાસ્ત્ર મેહેલ્યું મદા રણ સમળ પ્રગટ્યા સર્પ.
ગરૂડાસ્ત્ર મેહેલ્યું માધવે રણ સમાવ્યો તે દર્પ.
એમ અન્યોઅન્ય દિવ્યાસ્ત્ર મુકે સુભટ સરખા સોય.
શ્રીકૃષ્ણને નરકાસુર વઢે, અમર અંતરિક્ષ જોય.
એક રૂધિરની ત્યાં સરિતા વહે, સુણ પરીક્ષિત વાત.
સત્ય ભામાને હૃદે ચાંપી હસ્યા વૈકુંઠ નાથ.
જય જયકાર હવો તદા, સુણ રાય પરીક્ષિત વાત.
દૈત્યદલ ભાગ્યું તદા, મન્ય રાય પામ્યો ખેદ.

( પૃ. ૧૭૬ પંક્તિ ૧૨ પછીનો વધારો )

ઊથલો.

પાણ મુક્યો શીપરે, સુત કહે ઉભા રહીરે.
શિવદાસ કહે, ત્યારે અમર સર્વ પુષ્પ વૃષ્ટિ કીધી સહીરે.

રાગ સારંગ.

વૈશંપાયિન બોલીઆરે. સુણો, જન્મેજય, વાત.
મહા દુષ્ટ માર્યો જદુરાયે ઉલટ અંગ ન માય.
પ્રધાન સાંનિધ્ય રાજપુત્રે સ્તુતિ કરી બહુ પેર.
'અમ દુષ્ટને પાવન કરવા પધાર્યા પ્રભુ ઘેર.'
તેણે સમે દાનવપતિ બોલ્યો, 'જગત લોકના રાય,
મયા મુજ ઉપેર રાખો, કૃપા કરો જગદીશ.'
એણિ પેરે સાંભળો સુત, આજ.
હવે નીત મારગ ચાલજો,' એમ કહે શ્રી મહારાજ.

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧ | ભૂપત | ભૂપત્ય |
| ,, | ૯ | તાપસી | તાપસ |
| ,, | ૧૬ | શ્રવણુ | શ્રવણે |
| ૫ | ૨૫ પછી | ૦ | રાગ સામગ્ર |
| ૬ | ૨૨ | ૪ | ૧૪ |
| ૯ | ૨૬ | વિરંચી | વિરંચિ |
| ૧૧ | ૬—૭ | — | પંક્તિઓનો ક્રમ |
| ૧૪ | ૫ | અવની | અવનિ |
| ,, | ૧૫ | શેપાસન | સિંહાસન |
| ,, | ૨૫ | વળી | બળી |
| ૧૮ | ૨૩ | ભોમ | ભોગ |
| ૧૯ | ૬ | સહી | સિંહ |
| ૨૩ | ૧૦ | દ્વેપ | દ્વેષ |
| ૨૪ | ૨૪ | કરો | મરો |
| ૨૫ | ૧૯ | વિરંચી | વિરંચિ |
| ૨૬ | ૧૬ | બોલાવે | વાળાવે |
| ૨૮ | ૨૬ | ૬. | ૮. |
| ૨૯ | ૭ | શી | શીઘ્ર |
| ૩૦ | ૧ | વિરંચી | વિરંચિ |
| ,, | ૨૬ | લીચક | ચીચક |
| ૩૧ | ૮ | લોક | થાય લોક |
| ૩૪ | ૧ | હુાર, | રાહુ |
| ૪૧ | ૩ | કત્યા | કેત્યા |
| ૪૨ | ૨ | દોપ | રોષ |

| | | |
|---|---|---|
| ૩ | વળીઆ | પળીઆ |
| ૨૩ | વિછેહ | વિછોહ |
| ૨૪ | ૧૬. | ૪. |
| ૨૫ | ૪. | ૨. |
| ૧૭ | દીધું | કીધું |
| ૨૪ | વેપ | વેખ |
| ૭ | ભારદ્વાજને | ભારદ્વાજે |
| ૧૩ | રણ | વન |
| ૧૦ | વારૂ | વાર્યુ |
| ૮ | ભીડીએ | ભડીએ |
| ૧૨ | જીવન | જગજીવન |
| ૨૬ | ૮ | ૫. |
| ૯ | ત્રિપુરારે | ત્રિપુરાર રે |
| ૨૧ | ધિષે | વિષે |
| ૨૬ | ૬ | ૩ |
| ૨૦ | ઉકાડયા | ઉડાડે |
| ૧૭ | વિનાક | પિનાક |
| ૧૭ | કત્યા | કૃત્યા |
| ૧૫ | પૂજા | પૂજ્યા |
| ૨૧ | ભયતભીત | ભયભીત |
| ૧ | વીલા'ઓ | વીલાઓ |
| ૮ | ભાસ' | ભાસે |
| ૧૧ | રહેજ' | રહેજો |
| ૨૪ | ૯ | ૧૦ |
| ૧૮ | જા'ગી | જોગી |
| ૩ | પટકુળ | પટકૂળ |
| ૨૫ | કરતાં | ગ. દરતાં |

| | | | |
|---|---|---|---|
| ૧૩૪ | ૨૪ | ૧૮ | ૧૮–૨૦ |
| ૧૩૫ | ૯ | બ'હુ | બેહુ |
| ૧૪૨ | ૨૪ | ૭ | ૪ |
| ૧૪૫ | ૧૧ | ૧૬ | ૧ |
| ,, | ,, | ૧૭થીરર | ૫ થી ૧૦ |
| ૧૪૬ | ૧૮ | સુણિ | સુણી |
| ૧૪૭ | ૨૭ | જરા | જશ |
| ૧૫૬ | ૧૭ | બોલીઆ | બોલીઆ |
| ૧૫૭ | ૧૩ | સાધવી | સાધવી |
| ૧૫૮ | ૨૭ | क સ્તેતા | ख સ્તેતા |
| ૧૬૧ | ૧૬ | આણુ | પાણુ |
| ૧૬૫ | ૨૪ | ख–ग | ग |
| ૧૭૩ | ૧૭ | પરિજ્ઞાતક | પારિજ્ઞાતક |